મ્હોટું

# કાવ્ય દોહન.

ભાગ ૧--૨--૩--૪--૫--૬

પ્રાચિન કવિઓની કવિતાઓનો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર ઍન્ડ પબલીશર.

ત્રણદરવાજા—અમદાવાદ.

આવૃતિ ૬ ઠી. પ્રત ૩૦૦૦.

અમદાવાદ.

શ્રી 'સત્યનારાયણ' પ્રીં૦ પ્રેસમાં પટેલ :મોતીલાલ કાળીદાસે છાપ્યું.

સને ૧૯૧૧.

કીંમત. રૂ. ૧—૦—૦

મ્હોટું

# કાવ્ય દોહન.

ભાગ ૧--૨--૩--૪--૫--૬

પ્રાચિન કવિઓની કવિતાઓનો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણદરવાજા—અમદાવાદ.

આવૃતિ ૬ ઠી. પ્રત ૩૦૦૦.

અમદાવાદ.

શ્રી 'સત્યનારાયણ' પ્રીં૦ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું.

સને ૧૯૧૦.

કીંમત. રૂ. ૧—૦—૦

# अनुक्रमणिका.

—:०:—

## વિભાગ ૧ લો.

### નરસિંહ મહેતો.

## વિભાગ ૬ ઠો.



### આત્મારામ.



### કાળીદાસ.



### ગીરધર. ( અંગદવીષ્ટી.



### ગોવીંદ.



### રૂષિરાજનાં પદ.





॥ श्री गणेशायनमः ॥ श्री सारदायनमः ॥ श्री गुरूभ्योनमः ॥

# મોટું કાવ્યદોહન.

## विभाग १ लो.

### જુનાગઢના વડનગરા નાગર–ગુજરાતમાં સૌથી જુના ભક્તાનાં બનાવેલાં.

### ॥ श्री जसोदाजीए श्री कृष्णने जगाड्या ते विषे ॥

#### પદ ૧ લું રાગ પ્રભાત.

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વિના ધેનમાં કોણ જાશે;
ત્રણસેંને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે. જાગ્યને. ૧
દહિતણાં દેથરાં ઘી તણાં ઘેબરાં, કઢિયલ દુધ તે કોણ પીશે;
હરી તાર્યો હાથીયો કાલિનાગ નાથિયો, ભુમિનો ભાર તે કુણ લેશે. જાગ્યને. ૨
જમુનાંને તીરે ગોધેન ચરાવતાં, મધુરિસી મોરલી કુણ વાશે,
ભણે નરસૈયો તારા ગુણ ગાઇ રીઝીવે, બુડતાં બાંહ્યડી કુણ સહાશે. જાગ્યને. ૩

#### પદ ૨ જું.

સમરને શ્રીહરી મેલ્ય મમતા પરી, જોને વિચારીને મુળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળથી રહ્યો, વગર સમજે કહે મહારૂં મહારૂં. સમરને. ૧
દેહ તારી નથી જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજી નવ નવી બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાએ. સમરને. ૨
ધન તણું ધ્યાન તું અહોનીસ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પણ અલ્યા તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સમરને. ૩
ભર નીંદ્રા ભર્યો રોધિ વભા ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે;
જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી, જન્મો જન્મ તારી ખાંત ભાગે. સમરને. ૪

#### પદ ૩ જું.

ધ્યાન ધર હરી તણું અલ્પ મતી આળસુ, જે થકી જનમનાં દુઃખ જાએ;
અવર ધંધો કરે અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે. ધ્યાન. ૧
સકળ કલ્યાણ શ્રી કૃષ્ણના સરણમાં, શરણ આવ્યે સુખ પાર ન હોયે;
અવર વેપારનું મેહેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે. ધ્યાન. ૨
પટક માયા પરી અટક ચરણે હરી, વટક્ય માં વાત સુણતાંજ સાચી;
આશાનું ભુવન આકાશ સુધી રચ્યું, મુંઢ એ મુળથી ભીંત કાચી. ધ્યાન. ૩
અંગે જોબન ગયું પલિત પિંજર થયું, તો નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લેકાવતાં રાજ લેવું. ધ્યાન. ૪
સરસ ગુણ હરિ તણા જે જેને અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકને પ્રીત પ્રભુસુ ઘણી, અવર વેપાર નહી ભજન તોલે. ધ્યાન. ૫

## ॥ इश्वरना उपकार विषे ॥

### પદ ૪ થું.

હરિ તણું નામ તને કેમ ગયું વિસરી, પશુરે ફેડીને નર રૂપ કીધું;
હાડ ને છેડ કરી સહુ તને ઢાંકતુ, આજ વધારીને માન દીધું. હરિતણું. ૧
ધાંચિનું ગાળિયુ કંઠથી ટાલિયુ, નેત્રના પાટા શ્રીનાથે છોડયા;
તે તણા ચરણને નવ ભજ્યો કૃતઘ્રી, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હરિતણું. ૨
પગ ઠોકી કરી માગતો મુઢમતી, ધાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હરિતણું. ૩
લાંબીશી ડોકને કાંકલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હરિતણું ૪
પીઠ અંબાડીને અંકુસ માર સહી, રેણ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવાચંદન આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વેહેલે બેઠો. હરિતણું ૫
અન્ન વસ્ત્રને ભુષણ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસૈના સ્વામીએ સર્વ સારૂ કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હરિતણું ૬

### પદ ૫ મું.

દેવા ટેવ તુજને પડી દીન પ્રતિ પાળવા, કંથ કમળા રહો સંત સામા;
લાડ પાળે તેનો પાહાડ શો માનીએ, હાથ જમણો વળે મુખડામાં. દેવા ટેવ. ૧
ગજતણી વારે તું ગરૂડ મુકી ધસ્યો, ઝુડના મુખથી ગજ ઉગારયો;
ધાય નારાયણા નામ લેતાં તદા, અધમ અજામેળ તુરત તારયો. દેવા ટેવ. ૨
ભુપનું નોતરૂં ભાવ વિણ પરહર્યું, પ્રેમનો પારખું પરમ ડાહયો;
ભક્તની ઝુંપડી જગત ઉંચી કરિ,ભાજીને ભોજને તું ધરાયો. દેવા ટેવ. ૨
દ્રોપદી કેરી લજ્જા તણે કારણે, દ્વારિકાંથી ધસ્યા એક સ્વાસે;
પાંચ પાંડવતણી લાંચ ન્હોતી કશી, દુત થઇ આવીયા દુષ્ટ પાસે. દેવા ટેવ. ૪
કામ દ્રષ્ટે કોડે કૃષ્ણ કહેતી હતી,ગોપીનાં ગોરસ લેઇ પીધાં;
સવરીના બોરમાં સ્વાદ ઝાઝો ગણ્યો, મુની તણા વૃંદમાં માન દીધાં. દેવા ટેવ. ૫
વિશ્વ પાલક એવું બિરદ પોતે વહે, એમ કહે સમરથ વેદ વાણી;
નરસૈયા રંકને જંખના ભજનની, આપ અલબેલડા અધમ જાણી. દેવા ટેવ. ૬

### ઇશ્વરનું કીરતન કરવાં વિષે.

### પદ ૬ ઠું.

કૃષ્ણ કિરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ સુધ ન થાયે;
સકળ તીરથ શ્રી કૃષ્ણ કિરતન કથા, હરિ તણા દાસ જ્યાં હેતે ગાયે. કૃષ્ણ. ૧
પુણ્ય પુરશોત્તમ નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટી ચિંતામણી કામધેનું તજી, મહીશીના પુત્રનું દુધ દોહે. કૃષ્ણ. ૨
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મુકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપીકા મુખ જોવાને ઢુકે. કૃષ્ણ. ૩
અજ ભવસુર પણ સ્વપ્ને પેખે નહીં, નેતી નેતી કહી નિગમ વામે;
નરસૈયો રંક જશ ગાઇને રીઝવે, સહસ્ર મુખે શેશ પાર ન પામે. કૃષ્ણ. ૪

## હરિનું સ્મરણ કરવા વિષે.

પદ ૭ મું.

હાર હરિ રટણ કર કઠણ કળિ કાળમાં, દામ બેસે નહીં કામ સરશે;
ભક્ત આધીન છે શામ સુંદર સદા, તે તારા કારજ સિદ્ધ કરશે. હરિહર. ૧
અલ્પ સુખ સારૂ શું મુઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની ખબર તુજને નહી, મુંઠ શું જોઇને મુછ મરડે. હરિહર. ૨
પ્રોઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરિ થઇ શું ઠાળે વળગ્યો;
ઇશને ઈરશા છે નહીં જીવપર, આપને અવગુણે રહ્યો રે અળગો. હરિહર. ૩
પરપંચ પરહરો સાર રદિએ ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈયા હરિ તણી ભક્તિ ભુલિશમાં, ભક્તિ વિના બીજું ધુળધાણી. હરિહર. ૪

પદ ૮ મું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આળસ્ય આહાર મેં આદર્યો, લાભ વિના લવરી કરવી ભાવે. બાપજી. ૧
દિન પુંઠે દિનતે વહી જાય છે, દુરમતી નામે ભરયાંરે ઠાલાં;
ભક્તિ ભુતળ વિશે નવ કરી તાહરી, ખાંડયાં સંસારનાં થોથાં ઠાલાં. બાપજી. ૨
દેહ છે જુઠડી કરમ છે જુઠડાં, ભીડ ભંજન તારૂ નામ સાચું;
ફરિ ફરિ વરણવું શ્રી હરી તુજને, પતિત પાવન તારૂ નામ જાચું. બાપજી. ૩
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈયા રંકને જંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપજી. ૪

## હરિજનની સંગત વિશે.

પદ ૯ મું.

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય બુધરા મન મહારૂ;
દુષ્ટની સંગતે દુષ્ટ મતી ઉપજે, શ્રવણ કીરતન નવ થાય તારૂં. તારા દાસના. ૧
મુર્ખ વિષપાનથી દુરીજન દોહલા, વીષ પીધે તન તેજ મરશે;
તુજ થકી વેગળા તેહની સંગતે, જન્મ કોટી તણા સુકૃત હરશે. તારા દાસના. ૨
અમૃતની ઉપમા સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટળી તેણે;
પ્રલ્હાદ નારદે ગરભ સંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તારા દાસના. ૩
ચતુરધા મુક્તિ તે બુજવી જુકતીની, તાહારા તેહને નવ રાચે;
બેહુ કરજોડીને નરસઇયો વિનવે, જન્મો જનમ તારી ભકતી જાચે, તારા દાસના. ૪

## ભક્તના મહિમા વિશે.

પદ ૧૦ મું.

તારા દાસના ચરણની રેણ મસ્તક ધરૂ, જે થકી કોટી કલ્યાણ પામુ;
નિરખતાં નેહશું નેત્ર અમૃત ઠરે, ભવતણુ પાપ તે લવણ વામુ. તારા દાસના. ૧
ભકતજો ભેટતાં કિલ્મીષ નવ રહે, જ્ઞાન દીપક થકી તીમર નાશે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીરતન થકી કૃષ્ણ ભાસે. તારાદાસના. ૨
એક ક્ષણ વાર જે સતસંગત કરે, ધન્ય ઘડી જનુની તેજ જાણે;
ભણે નરસઇયો ભવસાગર બુડતાં, હરીજન નાવ નીશ્ચે પ્રમાણે. તારા દાસના.

## ઇશ્વરના મહિમા વિશે.

### પદ ૧૧ મું.

મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદસુ, કરમના જીવ તે મરમ બોલે;
ધરમ ધોરી ધરા તુજને જાણ્યા વિના, રત્નગુંજા કરે એક તોલે. મેં ગાયો. ૧
નીગમ અગમ સુગમ હુવો ગોપીને, તેહનો પાર કોઈ નવ જાણે;
રામની રૂચી તેને રૂચે નહી કામના, ભુમીના ભુતનો ભરમ આણે. મેં ગાયો. ૨
પણ જ્યાહાં બ્રહ્મ ત્યાં પરમ આનંદ છે, ન આનંદ ત્યાં આનંદ હોયે;
નરસૈયો મંદ મતી ગાય છે ગુણ કથી, બ્રહ્મ ભજવા થકી મોક્ષ હોયે. મેં ગાયો. ૩

## સુદામા ચરિત્ર વિશે.

### પદ ૧૨ મું.

સુદામાની સ્ત્રી સુદામાને કહે છે—રાગ ઉપર પ્રમાણે.

જદુપતીનાથ તે મીત્ર છે તમ તણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પુરવતણી હેત ધરસે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતીનાથ. ટેક.
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્નને વસ્ત્રથી રહે છે ઉણાં;
નીરધન સરજ્યાં પુણ્ય કીધા વીના, કર્મના દોષ તે આવી પુણ્યા. જદુપતીનાથ. ૨
જદુપતી જાદવો ભક્તિ વશ માધવો, કરશે કરૂણા પ્રભુ દિન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાશશે, નીરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતીનાથ. ૩
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વીનતી મનમાં ધરો આળસ પરહરો, સહાય થાશે નરસઇનો સ્વામી. જદુપતીના. ૩

### પદ ૧૩ મું.

સાંભળો ભામની કાન ધરી કામની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રીભુવન નાથ તે મહીપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો ટેક.
દીવસ ઝાઝા થયા બાળપણને ગયા, નરપતી નવ જાણે પ્રીત જુની;
દુરબળ રંક હું ભીક્ષુક બાપડો, નવ લહુ ચોકશી ખોટી ચુની. સાંભળો. ૨
ઉગ્રસેન અક્રૂર ઓધવ છે ત્યાં, બળીભદ્ર ને અનીરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યાં ઉભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે. સાંભળો. ૩
જડીત રત્નો મણી કાન્તી ભાસે ઘણી, તીમીર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણ વદતો થકો, ધમણધમતો રહુ શ્વાસોસ્વાસે સાંભળો. ૪
મૌન બેશી રહો સુખ દુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટયું;
હરીજન લોક તે છોને લવતા રહે, નરસઇના સ્વામીનું બીરદ મોટું. સાંભળો. ૫

### પદ ૧૪ મું.

સ્વામી સાચું કહું બોલવું નવ રહું, કંથનાં વેચન તે વેદ વાણી.
ભવતણા નાથ તે ભક્તિ ભુધર તણી, તેહ સું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી. ૧
નથી હરી વેગળા ભક્તી ભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતી કોટીધ્વજ મન નાણે રતી, શાક સરીખા ત્યાં નથીરે સાટે. સ્વામી. ૨
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રી કૃષ્ણ જી, નીજ જત જાણીને શુદ્ધ લેશે;
પ્રીતની રીત તે જાય નહીં વીસરી, બાળલીલા તણાં ચરિત્ર કહેશે. સ્વામી. ૩

નથિ કાંઇ ઓઢવા ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથી આપણું વદન લજામણું નીરખતાં લાજે નરસૈંનો સ્વામી. સ્વામી ૪

પદ ૧૫ મું.

વીનતી વળી કહું ભેટ લાવી હઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધી;
જાણશે થોડે ઘણું ભાવ ભોજન તણું, ધન્ય તે કૃષ્ણશું સ્નેહ સાંધો. વીનતી. ૧
ભીલડીના બોર તે ભાવે આરોગીયા, જુઠું અન્ન આહીરનું લીધું;
ભક્ત વીદુરની ભાજી ભાવે જમ્યા, ભુપનું નોતરૂં પાછું કીધું. વીનતી. ૨
પેર પેર પાંડવ કષ્ટ નીવારીયાં, ભક્ત કારણ કઇ દુષ્ટ મારયા;
ઉંચને નીચનું એને છે પારખું, પતીત અધર્મી કંઇ કોટી તારયા. વીનતી. ૩
ભક્તી વશ વીઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચુકે ટાણે,
સંત સમરે ત્યાંહાં આવી ઉભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વીનતી. ૪
જાઓ વેગે કરી નિરખો મુકતીપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈના નાથને નીરખો નીશ્ચય કરી, કામનિયે કંથને બાંહ્ય ઝાલ્યો. વીનતી. ૫

પદ ૧૬ મું.

ચાલીયો વાટમાં જ્ઞાનના ઘાટમાં, મીત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલીયો. ૧
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધો ત્યાંહાં પ્રીત તુટે;
કહ્યું મેં અબળા સુખે બેશી રહો, માગતાં તો બધો મર્મ છુટે. ચાલીયો. ૨
માગીયું મેં નથી શું મુખે કહું કશી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતી નાથે મને રંક સરજાડીયો, એમ કરતો દ્વીજ દ્વાર આવ્યો. ચાલીયો. ૩
આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો, કોટી સુરજ સશી તજે ભાસે;
ઉર દયા આણીને હરીજન જાણીને, પોળીએ જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલીયો. ૪
મંદિર તેડીયા ચાલીને ભેટીયા, ત્રીવીધીનાં તાપ તે સર્વ નાઠાં;
હેમ સીંહાસને લેઇ બેસારીયા, તાણતાં વીપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલીયો. ૫
તેલ ફુલેલ મરદન કરાવીયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલીયો. ૬
પુનીત પીતાંબર પહેરવા આપીયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ સાથે કરયાં, લીધું આચમનને કારજ સીધ્યાં. ચાલીયો. ૭
કૃષ્ણ પલંગપર પોતે પધરાવીયા, દધીસુત વીંઝણે વાયુ ભરતાં;
સત્યભામાદીક નારી નીરખી રહી, નરસઇંનો નાથ પદસેવ કરતા. ચાલીયો. ૮

પદ ૧૭ મું.

ભાગ્ય જો જો બાઇ કૃપણ ભીક્ષુક તણું, રૂકમણી આદી સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે ભોગ પોચાડિયા, આજ અમરીષથી અધીક તોલે. ભાગ્ય ૧
આ કૃપણ રૂપ તે પ્રગટીયું કયાં થકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ ફુટયો.
ત્રીગુણને દુલભ સેજ રામાં તણી, વશ કરી નાથને પાપ છુટયો. ભાગ્ય ૨
અંગ અતી કમકમ ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લુતો;
જો જો કઉતક હરી દેહ દશા ફરી, કૃપણ તે કૃશ્ણને સંગ સુતો. ભાગ્ય ૩
પહોડીને ઉઠીયા સ્નાને બેસારીયા, વદન પખાળવા નીર દીધું;

કનક ઝારી ભરી શીતળ જળ આપીયુ, કનક કટોરે તે પાણી પીધું. ભાગ્ય ૪
શ્રી મુખે બોલીયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહ ધર્મ કીધો;
કુશળ છે બાળગોપાળ સહુ તમ તણાં, ભાગ્ય મોટું મને ચીત લીધો. ભાગ્ય ૫
ગ્રહસ્થના ધર્મમાં હું ય જાગી રહયો, હુંને મારી વળિ ગત્ય ભુલ્યો,
મીત્ર સુદામાની શુદ્ધ લીધી નહી, કામની કેફમાં હુંજ ફુલ્યો. ભાગ્ય ૬
સાંદીપ ગોરને ઘેર આપણ ભાણ્યા, ધન્ય ધન્ય દિવસ સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વીશે આપણે, શરપણ ભાગતાં મેઘ આવ્યો. ભાગ્ય ૭
અન્ન લીધા વિના ભુખ્યા બેશી રહયા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વીસરી ગયું છે કે વીર તને સાંભરે, સાંદીપ ગોરની અચળ વાણી. ભાગ્ય ૮
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી વિપ્ર આઘી ધરે, નરસઇના સ્વામીએ નજરે દીઠી. ભાગ્ય ૯

પદ ૧૮ મું.

છપ્પન ભોગ જ્યાં કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જેરે જોઇએ તે આવી મળે કરશનને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છપ્પન ૧
ધાઇ લીધા હરી મુંઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગીયા તૃપ્તી પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો, રૂકમણી કર ગ્રહયો શીશ નામી. છપન ૨
એક રહયાં અમો એક બીજા તમો, ભકતને અઢળક દાન કરતાં;
પ્રેમદાયે પ્રેમનાં વચના એવાં કહયાં, હાથ સાહયો ત્રીજી મુઠી ભરતાં. છપન ૩
વીનતા વચન તે વીપ્ર સમજ્યો નહિ, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસઇને નાથે દુરબળપણું ટાળીયું, ભુખના દુઃખની ભીડ ભાગી. છપન ૪

પદ ૧૯ મું.

વીપ્ર ચાલ્યો વળી પુજન સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહી પિઠ જાણી નહિ, તે તણો શોગ રૂદીયેજ ધરતો. વીપ્ર. ૧
અષ્ટમહાસીદ્ધિ તણી રીદ્ધિ નવનીધીતણી, સંપતીમાં રહયો ભોગ માણી;
કામની કંથને હું ઢવારકાં આવિયો, અમતણી પીડતો નવ જાણી. વીપ્ર ૨
બાળ ગોપાળ જે વાટ જોતાં હશે, તેહને જોઇ અમો શુંરે કહેશું;
મીત્ર મોહનતણું હેત જ્યારે પુછશે, કામનીને ઉતર કેમ દેશું. વીપ્ર ૩
એમ ચિંતા કરે નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહિ ધારી;
નરસઇનો નાથ તો અતિઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી. વીપ્ર ૪

પદ ૨૦ મું.

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહી મુજ જોગ તે ભોગ પહોંચાડીયા, આજ અસરીપથી અધિક કીધું. ધન્ય.
કનકને આશને મુજને બેસારીયો, રૂકમણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરિ કરી હરી ચરણ તળાંશીયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં ધન્ય. ૨
બાળપણા તણો સ્નેહ નવ વીસરયો, મીત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળી મળી માન દીધું મને, રંક બેસારયો કનક માંચી. ધન. ૩
ધન ધન કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નીજ દ્વાર આવ્યો;
રત્ન જડીત મણીભવન શોભા ઘણી, દેવ શું દ્વારકાં આંહી લાવ્યો. ધન. ૪

કનકની ભુમી ને રત્નના થાંભલા, અર્કની જોત ઉદયોત દીસે;
બાનને પાન વિહારી સ્થાનક ઘણા, કામની નિરખતાં કામ હીસે. ધન્ય. ૫
સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે અંગ સુંદર ધરયા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન. ૬
સહસ્ર દાસી મળી પાસે વીંટી વળાં, કામની કંથની પાસ આવી;
સ્વામીરે સ્વામી હું દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન. ૭
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નિરખીયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું;
તેથકી સમૃદ્ધિ આ સકળ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન. ૮
કૃષ્ણ કહેતા તે નીજ ધામ પધારીયા, નવલ જોબન થયાં નર ને નારી;
વીનતી ઉચરતાંરજની વીતી ગઈ, નરસઈના સ્વામીની પ્રીત ભારી. ધન. ૯

ઇતિ સુદામાનાં પ્રભાતીયાં સંપુર્ણ.

---

## ગોપીયોના જન્મની તારીફ વીશે.

પદ ૨૧ મું.

સંસારમાં સાર અવતાર અબળા તણો, જે બળે બળીભદ્ર વીર રિઝે;
પુરૂષ પુરૂષાતન શું કરૂ હે સખી, જેથી નહી માહરૂ કાજ સીજે. સારમાં. ૧
મુક્તી પર્યંત તો પ્રાપ્તી છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસ ભર્યું રૂપણું નાથ નોહોરા કરે, તે નહી નાર અવતાર પાખે. સારમાં. ૨
ઇંદ્ર આદિક અજ ઈશને મહા મુની, ગોપીકા ચરણુજ તેહ વંદે;
ઘોપીથી આપનું અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ વંદે. સારમાં. ૩
વેદ વેદાંત ઉપનીશદ ખટ મળી, જે મનીને રશ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનીધી ભામની ભોગવે, અહોનીશ અનુભવ સંગ લીધો. સારમાં. ૪
સ્વપ્ન સાચું કરે ગીરીધર શામળો, પ્રણમું હું પ્રાણપતી પ્રાણ જોડી;
પંથનું જેમ પશુ પુઠળ વળગ્યું ફરે, નરસઈના નાથજી નાથ તોડી. સારમાં. ૫

## પરોઢીયે વેહેલા ઉઠવા વિશે.

પદ ૨૨ મું.

રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઈ ન રહેવું;
નીંદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. રાત રહે. ૧
જોગીયા હોય તેને જોગ સંભાળવા, ભોગીયા હોય તેને ભોગ તજવા;
વેદીયા હોય તેને વેદ વિચારવા, વઈશનવ હોય તેને કૃષ્ન ભજવા. રાત રહે. ૨
સુકવી હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેને દાન કરવું;
પતિવ્રતા નારે તે કંથને પુછવું, કંથ કહે તેતો ચીત ધરવું. રાત રહે. ૩
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ તે જો વીચારી;
નરસઈના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નરને નારી. રાત રહે. ૪

## અભક્ત વિશે.

પદ ૨૩ મું.

નંદના નંદશુ નેહ જેને નહિ, તેરે માનવ ખર સ્વાન તોલે;
ભુતળ ભાર કરવાને એ અવતર્યા, પ્રેતની પેરે સંસાર ડોલે. નંદના. ૧

દ્રષ્ટી થકી ટળો ભોગ તેના બળો, શલ્ય પડો તેના મુખ માંથિ;
જીવતા જન તેતો જમ જેવા જાણવા, પ્રીત નહી જેહને કૃશ્ન સાથે. નંદના. ૨
કીરતી શ્રી કૃષ્ણની જીભથી નવ ભજે, તેરે મુખે દેવરાય તાણું;
ભણે નરસઇયો જેણે હરીને જાણ્યા નહી, તેહનું કુટુંબ સહાય કાણું. નંદના. ૩

## ઇશ્વરનો પ્રેમ માગવા વિશે.

પદ ૨૪ મું.

પ્રેમરસ પાને તું મોરના પીંછધર, તત્વનું ટીપણું તુચ્છ લાગે;
દુબળા ઢોરનું કુશકે મન ચળે ચતુરધા મુક્તી તારી ન માગે. પ્રેમ. ૧
પ્રેમની વાત પરીક્ષત પ્રીછયો નહીં, શુકજીએ સમજીને રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રંથ પુરો કર્યો, મુક્તીનો મારગ સીધો દેખાડયો. પ્રેમ. ૨
મારીને મુક્તી આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનીરે જોગી;
પ્રેમને જોગ તો વ્રજતણી ગોપીકા, અવર વીરલા કોઇ ભક્ત ભોગી. પ્રેમ. ૩
પ્રેતને મુક્તીનો પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ તુઠે;
જન્મો જન્મ લીલા રસ ગાવતાં, લહાણનાં વહાણ જેમ દ્વાર છુટે. પ્રેમ. ૪
મેં ગ્રહયો હાથ ગોપીનાથ ગરવા તણો, અવર બીજું કાંઇએ ન ભાવે;
નરસઇયો મહામતી ગાયછે ગુણકથી, જતી સતીને તો સ્વપ્ને ન આવે. પ્રેમ. ૫

## વામનજીના જન્મ વીશે.

પદ ૨૫ મું.

બળી તણે દ્વાર હરી વીપ્ર વામન હુવા, વેદની ધુન ગઇ ગગન ગાજી;
ઇંદ્ર પ્રસ્થથી બળી આવ્યો ઉતાવળો, જેરે જોઇયે તે દ્વીજ લ્યોને માગી. બળી. ૧
એક પર્ણકુટી તણો ઠામ ભણવા કરૂં, બોલવું તે મારે મુળ સાચું;
વીપ્ર ફરે ઘણા લોભના વાહેલા, દાન માટે ઘણો હું ન રાચું. બળિ. ૨
લ્યોને દ્વિજજી તમે નીપજ્યાં મંદીરો, ભુમીશું માગીરે ત્રણ કરમાં;
લ્યોજી ભંડાર બહુ કુંચીયો સહીત વળિ, માગો હસ્તી મારા રાખો ઘરમાં. બળિ. ૩
હસ્તી ભંડારને હું લેઇ શું કરૂં, લોભીયાની નથી જાત મહારી;
આગે વીધાતાયે વામન નીરમ્યો, વ્રત રહેવું મારે બ્રહ્મચારી. બળિ. ૪
ચેતજે તું બળિ શુક કહે છળ પડયો, વીષ્ણુ એ વામન વેષધારી;
અર્ધ જગન સમે દાન અવની તણું, પાત્ર એવું કયાં મળે મુને મુરારી. બળિ. ૫
હરી તણા ચરણ ઉપર નીર નામતાં, નાળમાં ભ્રગુસુત પેઠો ચાલી;
રીસ રૂદયે ધરી ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની સેર ઘાલી. બળિ. ૬
આપડો બળિરાય પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસઇયો હરી ભકત આધીન છે, ઇંદ્ર અવીચળ અધીકાર આપ્યો. બળિ. ૭

## બ્રહ્મજ્ઞાન વિશે.

પદ ૨૬ મું.

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચીત્ત ચૈતન્ય વિલાશ તદરૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જાગીને. ટેક. ૧
પંચ મહાભુત પરીબ્રહ્મ વીશે ઉપન્યા, આણું અણું માંહી રહયારે વળગી;

ફુલ ને ફળ તેતો વરક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહીરે અળગી જોઉ ૨
વેદ તો એમ વદે સરૂતિ સ્મરૂતી સાખ્ય દે, કનક કુંડળ વીષે ભેદ નાચે;
ઘાટ ઘડ્યા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય. જાગીને જોઉં. ૩
જીવ તે શીવતો આપ ઇચ્છાયે થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસઈયો એ તેજ તું તેજ તું, એને સમરવાથી કંઇ સંત સીધ્યા. જાગી. ૪

પદ ૨૭ મું.

શરીર શોધ્યા વીના સાર નહી સાંપડે, પંડીતા પાર નહી પામે પોથે;
તાંદુલ મેલીને તુષને વળગી રહયો, ભુખ નહી ભાગે એમ ઠાલે થોથે. શરીર. ૧
રસના સ્વાદમાં સરવ રૂંધાઈ રહ્યા, વળતી ગુરૂ જ્ઞાન વનારે ગુથે;
વાણી વીલાસમાં વીવીધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુથે. શરીર. ૨
શબ્દ શીખે ખરે ? સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓઠે;
પ્રપંચ પીંડમાં રહયો અહંકાર નવ ગયો, આથડયો એમ અનંત કોઠે શરીર. ૩
શાસ્ત્ર કથા કહે રજનીમાં આથરે, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસઇયો જે ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શરીર. ૪

ઇશ્વરનું ધ્યાન ધરવા વિશે.

પદ ૨૮ મું.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખીલ આનંદ પામે;
અષ્ટ માહા સીધ્ધી તે દ્વાર ઉભી રહે, દેહના દુકૃત તે દુર વામે, ધ્યાન ધર. ૧
મોરના પીંછનો મુગટ મુસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
તિલવટ તીલક તે સુભંગ કેસર તણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન ધર. ૨
પીતાંબર પલવટ કટીતરૂ ચીર છે, લલીત ત્રિભંગીવાળો વેણ વાયે:
કદમના દરૂમ તળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન ધર. ૩
મોરલીની ધુની સુણી વનીતા વ્યાકુળ થઇ, ગોપીકા કેરાં વરંદ આવે;
નરસઇયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઇ વધાવે. ધ્યાન ધર. ૪

પદ ૨૯ મું.

શા સુખે સુતો સંભાળ શ્રી નાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
માતને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા સહુ દુર જાયે. શા સુખે. ૧
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો માયા તણો, લંપટી લાલચે લીધો ઘેરી. શા સુખે. ૨
દિવસે ચોદશા ભમ્યો રાત નિંદ્રા વીશે, સ્વપ્નમાં સાંભળે મોટી માયા;
પલક પરવાર નહી હરીને ભજવા તણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા સુખે. ૩
ધન ધામે કરી મોહી રહ્યા લોભીયા, વેદ વિસરી ગરભ કેરી;
નાથ ત્રીલોકના હરીને સંભારીયા, જ્યારે રાખ્યોતો જઠરામાં ઘેરી. શા સુખે. ૪
જાગરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલાએક પ્રતીબોધ કીજે,
નરસઈના સ્વામીને નીત્યે સંભારતાં; દેહના દુકૃત દુર કીજે. શા સુખે. ૫

ઉપદેશ વિષે.

પદ ૩૦ મું.

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના, માનવિ દેહ તે તત્વ કહિયે;
કૃશ્ન કહો વળી વળી કૃશ્ન કહો, કૃશ્ન કહેતાં સઉ સુખ લહિયે. સાધુ ૧

કૃષ્ણ સેતાવણી અમર ઇચ્છા કરે, મુંઢ મતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાંધુ ૨
જેને જોવા મહા મુનીજન ભમે, વીઠલો વનમાં ગાયો ચારે;
ભણે નરસઇયો જે ચતુર નર તે ખરો, અહરનીશ કૃષ્ણ શ્રિકૃષ્ણ ધારે સાધુ ૩

પદ ૩૧ મું.

પારકી હુંશે મહત્તા કરે પ્રાણીયા, પુણ્ય પાખી શવે વાત ખોટી;
કહે તેં તો કરશણુ કોરા વાવીયા, કયાંથી જમે તું તો દાળ રોટી. પારકી હુંસે. ૧
કહે તેં તો દાન આપ્યું અજાતણું, કયાંથી દુહે તું તો ઘેર ઓટી;
કહે તેં કથીર સોનારને આપીયું, કયાંથી પેહેરે તું કનક રોટી. પારકી હુંસે. ૨
પુણ્યથી રિધિ છે પુણ્યથી શિધિ છે, પૂણ્યથી પેહેરશો ડગલો ઉાટી;
ભણે નરસઇયો તું પુણ્યકર પ્રાણીયા, પુણ્યથીપામશે પદવી મોટી. પારકી હુંસે. ૩

## જસોદાનાપુણ્ય વિષે.

પદ ૩૨ મું.

ધન્યરે ધન્ય મહા પુણ્ય જસોદાતણું, પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે;
નંદના નંદ આનંદ થઈ અવતરયા, શેષ બળિભદ્ર સંગ બિરાજે. ધનરે ધન્ય. ૧
અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ રૂપી રાણી;
ભક્તિ તે રાધિકા મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે ધન્ય. ૨
નિગમ વસુદેવજી ગાય ગોપી રૂચાં, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે;
બ્રહ્મ કર લાકડી વેણુ મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે. ધન્યરે ધન્ય. ૩
ઇંદ્ર અરજુન અહંકાર દુર્યોધન, દેવતા સરવે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ટિર જાણજો, દાસનો દાસ નરસને કીધો. ધન્યરે ધન્ય. ૪

## જસોદા શ્રીકૃષ્ણને જગાડે છે તે વિશે.

પદ ૩૩ મુ.

ઉઠ ઉતાવળો ચાલ્યને વીઠલા, ગોવીંદ ગાયને વચ્છ ધાવે;
જાગ્યને જાદવા જનની જશોદા વદે, કહાન કાં ઘણી તને નીદ્ર આવે. ઉઠ ઉતાવળો. ૧
દંતધાવન કરો આળસ પરહરો, રજની તિમિર ગયું પહોર ફાટયું;
કુરને કરમળો સેન શોરાવતો, દહિંરે દામોદરા થયુંરે ખાટું. ઉઠ ઉતાવળો. ૨
બારણા બહાર બળીભદ્ર ઉભા રહ્યા, જોરે વહાલા તારી વાટ જુવે;
નરસઈના સ્વામિનું મુખડું નીહાળતાં, માતનું મનડું અંતેરે મોડે. ઉઠ ઉતાવળો. ૩

## ઈશ્વરની ભક્તિ માગવા વિષે.

પદ ૩૪ મું.

મારા નાથજી મને ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપો ભલા ભાવથી ભુધરા, અંતે આ અહોનિશ રહેજો. મારા નાથજી. ૧
ભક્તિ કારણ મારો દેહ દુરબળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મનસાથ જદુનાથ જો વીશરે, વળતી વલે મારી કોણ થાયે. મારા નાથજી ૨
કર્મ કુડાં કરી ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બાહ્રી;
કૃષ્ણ કીર્તન વીના જન્મ જાએ વૃથા, જેમ રહે જુગટે રૂદ્ધિ હારી. મારા નાથજી ૩

હું ગરભ નાના ફર્યો નીત ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવવીશે બુડતાં વારને બુમ નહી, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે. મારા. ૪
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
સ્વાસનો શો વીસ્વાસ નહીં નીમીષનો, આશ અધુરીને એમ મરવું. મારા. ૫
ઉતમ મધ્યમ વરણ તું વીઠલા, પ્રગટ થઇને દરશન પમાડો;
નરસઇયા રકને ટંક કરૂણા કરો, દીનબંધુ વળયો આંક આડો. મારા. ૬

## પરમેશ્વરની ઇચ્છાથી જે બને તેનો અફસોસ ન કરવા વિશે.

પદ ૩૫ મું.

જે ગમે જગત ગુરૂદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચીતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. જે. ૧
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ સ્વાન તાણે;
સૃસ્ટી મંડાણ છે સરવ એણી પરે, જોગી જોગેશ્વરા કોઈ જાણે. જે. ૨
નીપજે નરથી તો કોઇ ન રહે દુખી, શત્રુ મારીને સૌ મીત્ર રાખે.
રાયને રંક કોઈ દૃષ્ટે આવે નહી, ભવનપર ભવનપર છત્ર દાખે. જે. ૩
તરૂલતા પત્ર ફળ ફુલ આપે થયા, માનવી મુરખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગમાં જેહને જે લખ્યુ તેહ, તે સમે તેજ પોહોચે. જે. ૪
વ્યર્થ ગડબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પુજે;
મન ક્રમ વચનથી આપ માની લહે, સત્ય છે એજ મન એમ સુજે. જે. ૫
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃશ્ન વિના બીજુ સર્વે કાચું;
જુગલ કર જોડી કરી નરસઇયો એમ કહે જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું. જે. ૬

## ઇશ્વરના સ્વરૂપ વિષે.

પદ ૩૬ મું.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરી, શુન્યમાં શબ્દ થઈ વેદ ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે. અખિલ. ૧
પવન તું પાણિ તું ભુમી તું ભુધરા, વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાતે, શિવ થકી જીવ થયો એજ આશે. અખિલ. ૨
વેદ તો એમ વદે સૃતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિશે ભેદ ન્હોય;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય. અખિલ. ૩
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉ પરતંતરો એજ પાસે;
ભણે નરસઇયો એ મન તણી શોધના. પ્રીત કરૂ પ્રેમથી પ્રગટ થાશે. અખિલ ૪

## આત્મજ્ઞાન વિષે.

પદ ૩૭ મું.

જયાં લગી આતમા તત્વ ચીન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જુઠી;
મનુષ્ય દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વુઠી. જયાં લગી. ૧
શું થયું સ્નાન સેવા ને પુજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે. જયાં લગી. ૨
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;

શું થયું તીલકને તુળશી ધર્યા થકી, શું થયું ગંગજળ પાન પીધે. જ્યાં લગી. ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટ દરશન શેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં લગી. ૪
એ છે પરપંચ સહુ પેટ ભરવાતણો, આત્મા સપ્ત પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈયો કે તત્વ દરશન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં લગી. ૫

પદ ૩૮ મું

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદ કેરાં બિરદ ઝાલે;
સરવચ્ચે પુત્ર વિના જેવું પારણું; વર વિના જેવી જાન મ્હાલે. અલ્યા નામ. ૧
વ્યાધીની વેદના વીચથી ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યાવીના હરિકેરો જન થયો, વાત પકવાનથી ભુખ ન ભાજે. અલ્યા નામ. ૨
તું એમ જાણજે હરિજન હું થયો, વિષ્ણુ પદ ગાઈ થયો ભક્ત ભવમાં,
કરણી તો કાગની હોડ કરે હંસની, હંસને તો હંસી કહાડે લવમાં. અલ્યા નામ ૩
પંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહી, ફોગટ બ્રહ્મ મન દુર ભાળે;
અગણીત બ્રહ્મનું ગણીત લેખું કરે, દુષ્ટભાવે કરી માળ જાલે, અલ્યા નામ ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન સંસારની ભ્રાંતી ભાગે;
દાસ નરસઈયો તે તેને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. અલ્યા નામ. ૫

## ।। હારમાળાનાં પ્રભાતીયાં

પદ ૩૯ મું

તું શાનો ઠાકોર હું શાનો શેવક, મારા કરમના લેખ ભુંશા ન જાએ;
મંડળિક હારને પેરે પેરે પરભવે, છબીલા હવે કેમ થાયે. તું શાનો. ૧
મુને કો કહે લંપટી કો કહે લોભીયો, કો કહે તાલ કુટીયોરે ખોટો.
સાર કર શ્રી હરી દીન જાણી કરી, હાર આપે તો કહુ નાથ મોટો. તું શાનો. ૨
વેવાઇએ મુજને અતીસે વગોવીયો, ઉષ્ણોદક મુકી ઉપહાસ્ય કીધું;
દ્વાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રી હરી, આપના દાસને માન દીધું. તું શાનો. ૩
જ્યારે મુજને મહાદેવે કીરપા કરી, ત્યારે મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળાતો લાજ જાતી હતી, ગરૂડ મુકીને તું ચરણે ધાયો. તું શાનો. ૪
મારી પાસે બેઉ સુંદરી બાંહ્ય કંઠે ધરી, કેશવ કીરતન એમ થાયે;
અબુલીયા લોક તે અસત્ય વાણી વદે, પુણ્યવંત લોક તે પ્રેમે ગાયે. તું શાનો. ૫
હીરની દોરીયે હાર ગુંથાય છે, વાણું વાસે તો નિજ દાસ મરશે;
દયા કરીને હરી હાર આલો મને, શામળા સહાય તે કુંણ કરશે. તું શાનો. ૬
સોરઠમાં મુને સર્વ સાચો કહે, પુત્રીનું મોસાળું સારૂં કીધું,
નાગરી નાતમાં ઈંડુ ચડાવીયું, નરસઈયાને અભેદાન દીધું. તું શાનો. ૭

પદ ૪૦ મું.

ભોગળ ભાગિયે રાય દામોદરા, ઉઠ જદુનાથ દેવાધી દેવા;
રાય મંડળિક મદ ભર્યો એમ ઓચરે, નરસીયા નાગરની સાચી સેવા. ભોગળ, ૧
ભક્ત પાળક દયાળ દામોદરા, દાસ નરસઇને સરણે રાખો,
પતિજ છે મુજને પુરણ તહારી, નાગર સાથે હરિ નેહ દાખો. ભોગળ ભાગિયે. ૨

નિશદિન નરહરી નામ રૂદિયે વસો, પતિત પાવન તારૂં બરદ કહાવે;
ગ્રાહથકી તમે ગજ મુકાવિયો, તેમ નરસૈયા નાગરને મુકાવો. ભોંમળા ભાગિયે. ૩

પદ ૪૧ મું.

શ્રીકૃષ્ણ કૃપાનીધી કેશવા શ્રીહરી, હું અનાથ તું નાથ કહીએ;
મંડળીક હારને પેરે પેરે પરભવે, છબીલા વીના સહુ કોને જઈએ. શ્રીકૃષ્ણ. ૧
સંસાર પરહરી નામ તારૂં જપું, તો પ્રભુ કાંઈ પેરે પેરે પિડે;
અંતરગત અવીલોકન શામળા, તુજ વિના રૂદીયાસુ કોણ ભીડે. શ્રીકૃષ્ણ. ૨
માહરા મનમાં હરખ પુરણ છે, તો મહારૂં દુખ પ્રભુ શે ન જાણે;
ભણે નરસૈયો પુરણ પતીજ માહરે, મંડળિક મુજને મારે વાણે. શ્રીકૃષ્ણ. ૩

પદ ૪૨ મું.

સાહ્ય કર શ્રીહરી દીન જાણી કરી, સન્મુખ થઈને તું જોને આજ;
અમો નાગર જાહરે હઠ કરી બોલશું, નહી રાખું ત્રિકમા તારી લાજ. સાહ્ય કર. ૧
ગોકુળ માંહિ તું ગાળો ખાતો ફરે, નવનીત આહિરનાં લેતો ચોરી;
મહી ચોરશું મુખ નથી બેસરતો, અમો લાજ રાખુંજ તોરી. સાહ્ય કર. ૨
અહ્યા બહુ પેરે ગોપીને લાડ લડાવીયાં, અન્ન આહિરનાં લેતો ચાખી;
નંદવાપણે રંગભોગ લીલા કરે, તે નાગર નરસૈયો રહ્યો છે સાંખી. સાહ્ય કર. ૩

પદ ૪૩ મું.

મોગરડે શું મોહિ રહયો શામળા, હાર આપે તો તારી ખ્યાત વાધે;
નાગર તારૂં નામ ગાતો હતો, ત્રિકમ તુંને કોઈ નહીં આરાધે. મોગરડે શું. ૧
સવ જાતિ તણા લોક ટોળે મળ્યા, જેની સહાય કરશો તેની થાશે;
મૃત્યુને ભયે નરસૈયો બીહતો નથી, તાહરો જશ જગદીશ જાશે. મોગરડે શું. ૨
રજની સઉ વહિ ગઈ લાજ રાખી નહિ, જોત ઝાંખી થઈ જાય દિવા;
કેશવા કંઠથી માળ વઢી કરો, પ્રેમે આરોપો નરસઈ ગ્રિવા. મોગરડે શું. ૩

પદ ૪૪ મું.

હારને કાજે શું હઠ કરે શામળા, જાચવાને તારી પાસ આવ્યો;
રાધીકા સંગ તું વાત બેઠો કરે, શું વૈકુંઠથી તુંરે લાવ્યો. હારને કાજે. ૧
તારૂં નામ વીશ્વંભર ધરયું તે વરાંશિયે, નંદના છોકરા તું છાશ પિતો;
ઓઢતો કાંમળિ હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો. હારને કાજે. ૨
મારે માત તું તાત તું ભ્રાત તું ભુધરા, તુજ વીના દુઃખ તે કોને કહીએ;
ભણે નરસૈયો તારા ગુણ ગાઈ જીવીએ, એકલા ભુતળમાં કેમ રહીયે. હારને કાજે. ૩

પદ ૪૫ મું.

હારને કાજે વીલંબ કરવો ઘણોજ ન હોય કઉસ્તુભ વીદરૂમ માળા;
ઉજળાં પુષ્પસુને છત્રનો તાંતણો, તેણે શું મોહી રહયો નંદલાલા. હારને કાજે. ૧
ઈશને મુકીને નીચને અનુસર્યો, જોઈ નહી જાદવા જાત દાસી;
રાજાની દીકરી રૂકમણી પરહરી, કુબજાને મંદીર થયો નિવાસી. હારને કાજે. ૨
રજની અલપ રહી લાજ તારી ગઈ, જોત ઝાંખી થઈ જાય દીવા;
કેશવા કંઠથી માળ વડી કરો, પ્રેમે આરોપો નરસઈ ગ્રીવા. હારને કાજે. ૩

પદ ૪૬ મું.

આલ્યને હાર સુત નંદ વસુદેવના, આધને અધપી તારે લાજ થોડી;
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહયો, આહીર શું પ્રિત જોડી. આલ્યને. ૧
તારી ગરજ માટે માબાપ તેં બે કરયાં, સુરને અસુર મુની સર્વ જોતાં;
કંસનો વધ કર્યો કારજ તારો સર્યો. માબાપ મેહેલ્યાં તેં વ્રજ રોતાં. આલ્યને. ૨
ભકતી કરતાં તું આહીરનો નવ થયો, તો મુને હારતે કેમ આપે;
ભણે નરસઇઓ રજનીરે થોડી રહિ, આલ્ય તસ્કર મુંને શું સંતાપે. આલ્યને. ૩

પદ ૪૭ મું.

ઉઠને શામળા મુકી મન આંબળા, બોલ્ય નહી શું અભીમાન માટે;
આલ્યને હાર કાં પ્રગટ હવડાં કરૂં, તેં કામ કીધું વંશીવટ ઘાટે. ઉઠને. ૧
અણુવરી નાર તેં ભોગવી ભુંધરા, પરણતાં શ્રથ શું બેશે તારે;
હારને વાર થઈ ભાર ભાગી ગયો, શું કહું નાથજી વારે વારે. ઉઠને. ૨
કળીજુગ માંહી પ્રતીત ગઈ લાખેણી, વૈષ્ણવની વારે કોણ ધાશે.
ભણે નરસઇયો હું આજ હળવો પડ્યો. તાહરા ગુણ હવે કોણ ગાશે. ઉઠને. ૩

પદ ૪૮ મું.

તને રોકી રહી રાધીકા રંગ જામ્યો ઘણો, રશીયા રજની રહી છે થોડી;
નંદના નંદ તું શાને આળસ કરે, નાગરા સાથે તેં પ્રીત તોડી. તને રોકી રહી. ૧
દેવને પાળીને કામ પરજાળીને, દશપદ પામીયો ઉમીયા સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભીચારી કાનુડો કામી. તને રોકી રહી. ૨
હઠકરે તેમ શું હઠ કરે શામળા, ત્રુટશે સ્નેહ ત્રીકમ તાણે;
ભણે નરસઇયો જો જામની વહી ગઈ, મંડળીક મારશે મુંજને વાંણે. તને રોકી રહી. ૩

પદ ૪૯ મું.

ઉઠને અટપટા નથી બોલતો ચટપટા, લંપટા લાજ તારી કે જાશે;
વ્રજપતી રંગમાં કેલગટા કરે, તુજ વીના વારે તે કુણ ધાશે. ઉઠરે અટપટા. ૧
ઉઠતું ચરવડી શું બેઠો હરબડી, વાત ઘાડી પડી મુજ સાથે;
ભક્ત વત્સલ કહાવે તે ફોગટ ગયું, લાજ સેવકની તુજ હાથે. ઉઠરે અટપટા. ૨
જીવ મારો ઝગમગે અંગ મારૂં ફગમગે, ડગમગે નેવ જોવાને રૂપ;
નરસઇયો લગમગે લોક સઉ જગમગે, કોપીઓ મંડળીક દુષ્ટ ભુપ. ઉઠરે અટપટા. ૩

પદ ૫૦ મું.

નવ મેલે શામળા આવડા શા આંબળા, મામલા ઘણા મનમાં કેમ રાખે;
કોટી બ્રહ્માંડપતી ઝાઝુ શું કહું કથી, વાલા વીસારી અને કેમ નાંખે. નવ મેલે. ૧
ગજને ઉગારીયો ગીરીવર તારીયો મારીયો રાવણ લંક ભુપ;
રંક તું હારીયો ગીરીવર તારીયો, નારીમાં મોહી રહ્યું નીજ રૂપ. નવ મેલે. ૨
મુકરે મરકટા જોઇ તારી છટા, અટકે અંગ મુકોશે વાલા;
નરસઇયો વીનવે પ્રીછવે શામળા, નઠોર ન થઇએ નંદલાલા. નવ મેલે. ૩

પદ ૫૧ મું.

ખરેખર કાનુડા તારૂં મન ચોદશા ભમે, જાણે નાગર કંઈ દાન આપે;
અલ્યા નામ લક્ષમીવરા કરો લાલચ ખરા, રંકને લોભીયા શું સંતાપે. ખરેખર. ૧

તાંદુલ લઈ રીધ વીપ્રને મોકલી, ભુવન કીધું વૈકુંઠ સરખું;
મ્હારે તો દાન તું જ્ઞાન તું જુધરા, નીત્ય પ્રત્યે તારા ચરણ નીરખું. ખરેખર. ૨
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખીને વેહેલા મંડપ આવો;
ભણે નરસૈયો રજનીરે થોડી રહી, દુષ્ટ બંધનથકી મુજને મુકાવો. ખરેખર. ૩

પદ ૫૨ મું.

સદા તું દયાળ હું દીન દામોદરા, હે દીનાનાથ જોને વીચારી;
ચરણને સરણ આવ્યો કૃપાનાથ હું, કરો સંભાળ ગોપાળ મારી. સદા તું. ૧
દેવના દેવ સુણ દેવકી બાળકા, વીશ્વ પાલક એવું બરદ તારે;
એવું જાણી ઘટે તેમ કરો ત્રીકમા, અપર કો અધીપતી નહીં રે મારે. સદા તું. ૨
જો મારા કરમને ભાળવીશ જુધરા, તો પતીત પાવન તારૂં નામ જાશે;
છોડતાં તો નથી છુટવું શામળા, છાંડતાં તો ઉપહાસ થાશે સદા તું. ૩
દુષ્ટ ભાવે થકી તેં હણી પુતના, જમ દુતના પંથથી તેં નીવારી;
આમકી નાર કીરતન કરી ઉધરી, તું વીના શહાય કુણ કરે મોરારી. સદા તું ૪
તારા નામથી દ્રુપતી ને અંબર પુરીયાં, દરૂપધ પામીયો અચળ આગે;
તેમ તારા નામનો નરસૈયો જપ કરે, રાખ્ય શરણે તુને લાજ લાગે. સદા તું. ૫

પદ ૫૩ મું.

દેવા ભક્તનો ઈશ તું વીષ્ણું કહાવે સદા, કાંગવાનું ધન તુને કેમ ભાવે,
વીપ્ર સુદામાને નવનીધ આપી તેં, માહરી આગળ કેમ નાવે. દેવા ભક્તનો. ૧
હવડાં કૃપણ થયો જાણતો શે નથી, સદા સેવક જન પ્રતીરે પાલ;
નાશીને ખુણે જઈ પેઠો શું શ્રીહરી, કાલય વનનો આણ્યો કાલ. દેવા ભક્તનો ૨
શીશુપાલ જરાસંધ કંસ નરકાસુર, તેહ તણાં બળ માન મોડયાં;
પુતના અગાસુર કેષી બકાસુર, વૈર ભાવે તેના બંધ છોડયા. દેવા ભક્તનો. ૩
ભક્તિ ભાવે જેણે તુજને ઉપાશીયો, ગર્ભવાશ તે ન આવેરે વળતો;
ભણે નરસૈયો હું ભાવથી વરણવું, રખે ત્રીકમ મુને રાખે ટળતો. દેવા ભક્તનો. ૪

પદ ૫૪ મું.

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ વચન વાણી;
કામન મોહન કાંઈ એક એકને, મંત્ર બળે એણે આણ્યું પાણી. કેટલાં. ૧
મંત્ર જંત્રની વાત જાણું નહીં, કેવળ કૃષ્ણ મેં હ્રદયે ભાખ્યો;
પ્રલ્હાદ કારણ સ્થંભમાં પ્રગટીયા, બાળક ધ્રુવને અવીચળ રાખ્યો. કેટલાં. ૨
ચાર પદારથ સુદામાને આપીયાં, ત્રીમીર ફેટી ત્રીલોચન કીધો;
અમરીષ રાજા ઉગાર્યો શાપથી, ચક્ર ધરીને હરી શરણ લીધો. કેટલાં. ૩
વેવાઈએ મન વીચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી;
ત્રણ સહસ્ર સાડલા ત્રણ સહસ્ર કાપડાં, ત્રણ સહસ્ર ચુંદડી ચીર સાડી. કેટલાં. ૪
ત્રણ સહસ્ર ચોળી કસબ કીનખાબની, રંગ જુદા ને શોભીત તાજા;
સાણુ ચણીયા બેઉ ખટ સહસ્ર મળી, નહી નુકશાન કંઈ સર્વ સાજા. કેટલાં. ૫
તેણે સમયે વેવાઇએ એવું કહ્યું, તમ પુત્રીની સહુએ ઠઠ માંડી;
સહસ્ર બે ચાર રૂપૈયા લે ઉછીના, નહીકર રાતમાં જાય છાંડી. કેટલાં. ૬
દીકરીનું લે તે તો કુંભી પાપે પડે, હોંસે હળાહળ કોણ ખાયે;
લક્ષ્મીનો થાય લજ્જા મારી રાખશે, મામેરૂં કર્યા વીના નહીરે જાએ. કેટલાં. ૭

તે વેળા નાથજી લક્ષ્મીજી લેઇને, પ્રીતે પ્રભુજી મારી લાજ રાખી;
નરસૈયો વીનવે હાર આપો હરી, દાસનાં દુખ કેમ રહો છો સાંખી. કેટલાં. ૮

પદ ૫૫ મું.

કોણ આગળ જઈ વીનવું વીઠલા, શ્રીપતી લાજ રાખોને મારી;
દ્રોપદી લાજને કાજ આવ્યા હરી, દુખ પામી નહી દાસી તારી. કોણ. ૧
પ્રગટ થાઓ પ્રભુ ભુતળ ભુદરા, નરસૈના નાથ એવું બરદ કહાવો;
સેવકનું સંકટ ટાળીએ ત્રીકમા, તો તમે કાનજી ભલારે ભાવો. કોણ ૨
લોક દેખે સહુ દુઃખ દે છે બહુ, મંડળીક મદ ભર્યો મુંઢ પાપી;
નરસૈયાના સ્વામી જેમ ઘટે તેમ કરો, લાજ રાખીનાંખો બંધ કાપી. કોણ. ૩

પદ ૫૬ મું.

શ્રવણે સુનો થયો શામળા શ્રીહરી, લક્ષ્મીનાથ શું નીંદ્રા આવી;
બીરદ મોટું થયું પતીત પાવન તણું, શરણઆવે તેની બાંહ્ય સાવી. શ્રવણ. ૧
દુષ્ટના દુષ્ટથી રાખ્ય રમાપતિ, તમ વીના મ્હારે નહીં અવર સ્વામી;
દુરીજન લોકને મન આનંદ બહુ, અવર કાંન કહુ શીશનામી. શ્રવણ. ૨
ફુલની માળ તે અધીક તુજને વશી, વીસર્યો નાથ હું મન તારે;
નરસૈયાના સ્વામી વીલંબ ન કીજીએ, હાર આરોપીયે કંઠ માહારે. શ્રવણ. ૩.

પદ ૫૭ મું.

દયા આણ્ય દામોદરા દાસની, તુરે મારો ધણી વિશ્વ જાણે;
પ્રગટ થયું નામ તે તું થકી શામળા, વીઠલા વીનતી મન નાણે. દયા આણ્ય. ૧
મારે મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણી ધરા, મીત્ર મોહન વીના નહીરે બીજા;
હાર આપ્યા વીનાલાજ કહો કેમ રહે, દીન દેખીપ્રભુ સે ન રીઝો. દયા આણ્ય. ૨
સાર કીધા વિના નેટ નથી છુટવું, જો તારા ચરણની આશ આપી;
નરસૈયાના સ્વામી માન માગી કહું, દેહ દામોદરા તુજને સોંપી. દયા આણ્ય. ૩

પદ ૫૮ મું.

પરણિને પારકે હાથ શું ભાળવ્યાં. લાજ નાવેરે કંથ કેમ તુજને;
કોટી અબજ અપરાધ ક્ષમા કરી, મેહેર કરી પાસ રાખો મુજને પરણીને. ૧
દાસને દાસીનાં દુઃખડાં કાપવા, ધાઇને જાઓ છો એકે શ્વાસે,
આજ અલબેલડા અરજ સુણતા નથી, છુટકો નથી છબીલાજી નાસે. પરણીને. ૨
જેવી તેવી દાસીની લાજ તો નાથને, પ્રીતમજી કેમ પ્રીત તોડી:
પ્રાણ જાશે તોય અવરને નહીં ભજું, હઠીલા કહું છું બે હાથ જોડી. પરણીને. ૩
સોલ સહસ્ર એકસો આઠ સીતાહરે, તેમાં એક અધીક હું દાસી તારી;
નરસૈયાના સ્વામી શું કહું તુજને, હાર આપી સ્હાય કરને મ્હારી. પરણીને. ૪

પદ ૫૯ મું.

વિસ્વ પાલક કરૂં વિનતી વીકળતા, તુજ વીના દુઃખ તે કોણ જાણે;
વલવલતાં જશે આ જામની ત્રિકમા, નીદ્રા શું તજશો વહાણે. વિશ્વપાલક. ૧
રોકયો શું રાધીકા કહું જેનુ કરો, મુજપર દયા હરિ શેંન આણે;
આવડી હઠ પ્રભુ ન ઘટે તુજને, તુટશે સ્નેહ ત્રીકમ તાણે. વિશ્વપાલક ૨
આ અવસર નહી સાચવો શામળા, તો તારી કીરતી કોણ વખાણે;
હાર નહી આપો તો નરસઇને મારશે, રાડ લીધી મંડળીક રાણે. વિશ્વપાલક. ૩

પદ ૬૦ મું.

નંદના નંદન વાર લાગે ઘણી, હરિજન લોકને શું હસાવો.
કોટી બ્રહ્માંડમાં ન્યુન નહી તાહરે, લક્ષ્મીવર તુને લાજ ન આવે. નંદના. ૧
પેરેપેરે પરણુંસું માન માગી કરી, કઠણ ક્યાં થઇ રહો કૃષ્ણ કામી;
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરી, સાર સાંભળ કર જગત સ્વામી. નંદના. ૨
પરોઢ વેળા થઈ હાર આપે નહી, સાંભળ શામળા વાત મારી,
નરસૈયાના સ્વામી મહારે દુઃખ નથી, મારતાં લાંજ જાશેજ તારી. નંદના. ૩

પદ ૬૧ મું.

પ્રથમ પ્રીત માંડી હવે શું રહયો શામળા, ન્યુન તારે હરિ શીછે આજે;
કંઠમાં કુસુમની માળ તું ગ્રહી રહયો, તે કહો કૃષ્ણજી શાને કાજે. પ્રથમ. ૧
શાચી ભક્તિ કરૂં લોક જુઠો કહે, કેમ તજી કાનજી નાશી જાઓ;
નાથજી તું વડો મંડળીક મદ ચઢયો, વારે વિશ્વંભર વેલા ધાઓ. પ્રથમ. ૨
મેલ્ય માયા હવે પુષ્પના હારની. વાર લાગે ઘણી વિસ્વનાથ;
નરસૈયાના સ્વામી આશા તારી ઘણી, મુકશો નહી હરી ગ્રહયો. હાથ. પ્રથમ. ૩

પદ ૬૨ મું.

હાર મધુસુદના આજ વહાલો થયો, રાખી રૂદેમાં થયોરે સાંમો;
હાર માંહે હીરા હશે શામળા, લોભી લક્ષમીવરા તે વિમાસો. હાર. ૧
મંડળિક ઉપર કૃપા કીધી ઘણી, દાસપરથી દયા તેં ઉતારી;
સંકટનો સાથી નહિ તુજવણ શામળા, દિનાનાથ મુકો ન વિસારી. હાર. ૨
ભક્ત વત્સલ એવું બીરદ છે તાહરૂં, હુંરે વળગી રહયો તેની આશે;
પતિતપાવન હરિ નામ છે તાહરૂં, વિપત પડે હવે શું વિમાસે. હાર. ૩
વાંક નહિ વીઠલા તમતણો તો રતી, પીડા પામુ હરિ મુજ પાપે;
ભણે નરસઈયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હાર આપે. હાર. ૪

પદ ૬૩ મું.

હાર હૈયા વચે શુંરે રાખી રહયો, કૃપણ થયોરે તું કૃષ્ણ કાળા;
થોડિક વારનો પરૂણો પ્રભુ તાહરો, રૂડું ગમે તે કરો નંદલાલા. હાર. ૧
તાહરા બળ તણી હિમ્મત માહરે, તુંરે આપીશ તે મારે લેવો,
તાહરા મનમાં વાત કેવી હશે, દાસનો દાસ હું જેવો તેવો. હાર. ૨
મરણથી માધવજી હું તો ડરતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યા વિના મંડળીક મારશે, તે અવજશ તારે શીર ચઢશે. હાર. ૩
કેટલી વેળા થઈ કરગરૂં કૃષ્ણજી, શું કહું શામળા વારે વારે;
નરસૈયાના સ્વામી આવો ઉતાવળા, તુજવિના ભક્તને કોણ ઉગારે. હાર. ૪

પદ ૬૪ મું.

હું જાચક તું દાતાર દામોદરા, માહરે મન તાહરૂં બિરદ સાચું;
આપે ન આપે તોય તું ધણી ત્રિકમા, તુજવિના બીજા કોને ન જાચું. હું. ૧
ભક્ત સુદામાની સાર કરી શામળા, નવનિધી આપી ત્ર્રૂઠયા મુરારી;
ચતુરભુજ તેં ચંદ્રહાસ ઉગારીઓ, કિરતી ગાયછે જગત સારી. હું. ૨
ગુરૂ બાળક જેમ સદનથી લાવીયા, અરજુન પ્રતિજ્ઞા વાચા પાળી;

બ્રાહ્મણના દશ પુત્ર હરયા હુતા, વઈકુંઠનાથ તું લાવ્યો વાળી. હું. ૩
એવાં ઘણાં વળી બીરદ છે તાહરાં, માહરૂં દુખ હરિ કહું તુજને,
હાર નહિ આપોતો મંડળીક મારશે, નરસૈયો કહે હરી રાખ્ય મુજને. હું. ૪

પદ ૬૫ મું.

વાર થઈ વીઠલા વેગે વારે ચડો, નાગરી નાતમાં હાંસી થાયે;
ભક્ત ઉદ્ધારીયા અનેક આગે હરી, તમ વિના કાનજી કોને કહેવાયે. વાર. ૧
દ્રૂપતી કાજ વેગે ધશી આવીયા, પુરિયાં ચિર અનેક ભાતે;
રાખિયે લાજ કરો કાજ હરિ અમતણું, વિલંબ ન કીજે એજ વાતે. વાર. ૨
જાગ્ય તું જદુપતિ સહાય શ્રવણે સુણી, પ્રગટ થઈ પ્રભુ માન દિધું;
છાબ છાયલ ને ચીર બહુ નવનવાં, પુરયાં પિતાંબર કાજ સીધ્યું. વાર. ૩
જય હરી જય હરી હાર આપો મુને, કેશવા કીરતી રહે જગમાં સાચી;
નરસઈયો નમી નમી કહે વાલા તુજને, જન્મોજન્મ તારી ભક્તિ જાચી. વાર. ૪

પદ ૬૬ મું.

( રાગ મેઘ મલ્હાર અથવા રામગ્રી રાગના પ્રભાતમાં પણ ગવાય છે.)
જીરે ચોદશ જોઉ તારી વાટડી મારો નાથ ન આવે;
મંડળિક ખડગ કાડી રહયો, મને કુણ મુકાવે. ચોદશ જોઉ તારી વાટડીં. ૧
હઠીલાજી હઠ મુકીએ, હાર આપો મુજને,
મારયા પછી મારા નાથજી, લાજ લાગશે તુજને. ચોદશ જોઉ તારી વાટડી. ૨
જીરે ગજ કારણ ગરૂડ છાંડીયો, અણુ એર ઉજાણા;
નરસઈયાને હાર આપતાં, આવડું શું રે રીસાણા. ચોદશ જોઉ તારી વાટડી. ૩
જીરે વામન રૂપે બળિ છળયો, ધરા ત્રણ પદ દીધી,
ઇંદ્રનું ઇંદ્રાસન રાખવા, સીખ બળનેરે દીધી. ચોદશ જોઉ તારી વાટડી. ૪
જીરે મોસાળુ કીધું ભલું, ગરથ ગાંઠેરે નહોતો;
લક્ષમીજી લેઈ પધારીયા, મુને કીધો સમોતો. ચોદશ જોઉ તારી વાટડી. ૫
રામાસું રંગે રમો, પ્રભુ મુજને વિસારી;
છબિલાજી તમ કંઠથી, હાર આપો ઉતારી. ચોદશ જોઉ તારી વાટડી. ૬
નરસઈયો વિનતી વિનવે, રાય દામોદર સુજાણ;
તમે હઠે નથી બોલતા, મંડળિક અજાણ. ચોદશ જોઉ તારી વાટડી. ૭

પદ ૬૭ મું.

વિવિધ વિચારી પ્રીતડી, જોને સારંગ રાતો;
હાર નહિ આપો તો મારશે, મંડળીક મદમાતો. વીવીધ. ૧
કામી થયો તું કેશવા, મુને પરભવે પાપી;
લોભિ થયો લક્ષમિવરા, પુતના તેં સંતાપી. વીવીધ, ૨
માહારી વારે ચડોને વીઠલા, નહિતો બરદ તુજ જાશે;
નરસૈયાને મંડળિક મારશે, તારા ગુણ કુણ ગાશે. વિવિધ. ૩

પદ ૬૮ મું રાગ દેશી ફેર પ્રભાત.

મહા હઠીલો મુખથી ન બોલે, જુઠડા છે જદુનાથરે;
કુતારો ધરણીધર જાણ્યો, અટક્યો ન મુકે વાતરે. મહા હઠીલો. ૧

ગોકુળમાં તું થયો ગોવાળો, નવનીત કેરો ચોરરે;
ભલી ભગત સવરીનાં એણે, જુઠાં આરયાં બોરરે. મહા હઠીલો. ૨
પરાધિન થઈ પેટજ ભરતો, લેતો ગુજરીનાં દાનરે;
નરસૈયા સાથે હારને કાજે, આવડું શું અભિમાનરે. મહા હઠીલો. ૩

પદ ૬૯ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, શામળો મહા કુજાતરે,
ધુતારો ધરણીધર જાણ્યો, આહિર જાત તમ જાતરે. મહા હઠીલો. ૧
ચંચળ લંપટ ચાડી ખાતો, સઘળે કરતો સોરરે;
ગોકુળમાં ગિરધારી રહેતો, નવનિત કેરો ચોરરે. મહા હઠીલો. ૨
તું ગુજરધનાઇને ઘેર જાતો, ત્યાં તું ટાહાડો ઠુમરો ખાતો;
ધનાઇ બાંધતી ધાડો તાણી, ત્યાં હું મેલાવતો સારંગપ્રાણી. મહા હઠીલો. ૩
તે વેળા સંભાળો વાહાલા, દયા મનમાં આણોરે;
મહારાજા મોંઘા નવ થઈએ, મને પોતાનો કરી જાણોરે. મહા હઠીલો. ૪
મારે રૂડે તારૂં રૂડું, મ્હારે ભુંડે તારૂં ભુંડુંરે;
મારી પત્ય જાતાં તારી પત્ય જાશે, ત્યારે ગોકુળમાં કેમ રહેવાશેરે. મહા હઠીલા ૫
લોકો સહુ વરવાં બોલે છે, ઢાંક મારાં કે ઉઘાડું તારાં;
નગર બરડક બોલા કહીયે, તે તમો નવ આણો હઇયે. મહા હઠીલો. ૬
ભ્રખુભાણુ સુતાએ પકડી રાખ્યો, તુજવણ કુણ કરે સહાયરે;
નરસૈયાને હાર નહિ આપે ત્યારે, તે વિના જશ કુણ ગાયરે. મહા હઠીલો. ૭

પદ ૭૦ મું. રાગ મેવાડો.

નરસે મેહેતો પોતાની પુત્રી કુંવરબાઇને કહે છે.

સાસરે પધારો રે મ્હારી કુંવરીરે, વિપ્રિત વેદનારે વિસાર;
પીયર તમારૂં રે પુત્રી ઢુંકડું રે, છે શ્રીગોકુળમાં પરિવાર. સાસરે. ૧
હરિગુણ ગાતાં રે ધડપણ ગાળજો રે, સતસંગે કરજો વળી સુવિચાર;
રૂદન ન કરશો રે રૂદિયાં ફાટતે રે, નથી કોઈ આંસુનું લેનાર. સાસરે. ૨
મારે તો નિરધનને રે પેટ તું પડી રે, કાંઈ ન પામી તું તો સુખ;
નિઠોર છે નાત રે નટ નાગર તણી રે, ઠામ ઠામ દીધાં છે બહુ દુઃખ. સાસરે. ૩
એમ ન કીજે રે મારા તાતજી રે, રાખો શ્રીનાથજીશું નેહ;
સાર ઘણી કીધીરે એણે શામળે રે, તે આજે કેમ દેશે છબીલાજી છેહ. સાસરે. ૪
જેણેને મામેરૂ રે હરીયે પેહેલાં કરયુંરે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
હું દીન શીકારી રે હરીયે હેતશુરે, તે હાર આપશે શ્રી મહારાજ. સાસરે. ૫
સાસરીયે જઈનેરે હવે શું કરૂંરે, જ્યારે રૂઠ્યા સારંગપ્રાણ;
તમને જ્યારે રે મંડળીક મારશેરે; ત્યાં અમે તજશું અમારારે પ્રાણ. સાસરે. ૬

પદ ૭૧ મું. માનબાઈ કહે છે.

આધાર તે હુતો રે હરી મુનિ તાહરોરે, અમો અબળા દુરબળ નાર;
પ્રિતલડીને હુતી રે પેલા ભવતણિરે, ત્રીમજી મેલી કેમ વિસાર. આધાર. ૧
પટકુળ પ્રેમદાનાં રે પ્રીતે પુરીયાંર રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
દીન જાણીનેરે અમને દયા કરોરે, મેહેતાજીને મુકાવોને મહારાજ. આધાર. ૨

ગ્રહાને થકી રે ગજ મુકાવીયોરે, વારે તમે ધાયા અડવાણે ચર્ણ;
દાસનાં દોહ્યલાંરે તમે સહી નવ શકોરે, શું સુતાછો અશાણે રાર્ણ. આધાર. ૩
સોરઠને સઘળુ રે હરજી હસાવિયુરે, હારને ઘણી લાગી વાર;
હળવાંને પડ્યાંરે સહુ હરખે ભરયાંરે, વારૂ નહી કીધું નંદકુમાર. આધાર. ૪
ગુણુલા સાંભળીનેરે પ્રભુ રહિ નવ શકોરે, એકલા શો કરશોરે વિલાસ;
દિન જાણીનેરે અમને દયા કરોરે, પુરો અમ અબળા કેરી આશ આધાર. ૫
વિનતિ અમારીરે સ્વામી તમે સાંભળોરે, છોજી તમે ભક્તવસ્તલ ભગવાન;
કરજોડીનેરે કરેછે વિનતિરે, માન બાઈ માગે છે રે માન. આધાર. ૬

પદ ૭૨ મું. રતનબાઈ કહેછે.

દામોદર દિનનેરે દરશન દિજીયેરે, વાલા તારો મહેતાજીરે દુભાય;
જન્મોજનમનોરે દાસ તમારોરે, શામળિયાજી કિધિ છે બહુ સ્હાય. દામોદર. ૧
નરસૈયાનેરે મંડળિક મારશેરે, તમો પહોડયા રાધાજીને ઘેર;
ગોપિયોની સાથેરે પ્રભુજી રંગે રમોરે,સ્વામી તમ શેવકનીશી પેર. દામોદર. ૨
પ્રિતલડીના બાંધ્યારે પ્રભુજી પધારજોરે, આવોજી રમિયે રાસ વિલાસ,
મોગરાની માળારે લેતા આવજોરે, પુરો અમ અબળાકેરી આશ. દામોદર. ૩
બ્રહ્માંડ તો ભટકિરે અમો ભુલાં પડયાંરે. પામ્યાં શ્રી ગોકુળમાં તો ઠામ;
નરસૈયા સાથેરે લઈ રહ્યા રૂસણુંરે, તેમાં નહિ સરે શામળિયાજી કામ. દામોદર. ૪
વૃંદાનેવનમાંરે લાડ લડાવીયાંરે, તેવી પ્રભુ પુરો અમારી આશ;
વિઠલજી વિનતિરે શે નહી સાંભળો રે, અમો છઇએ તમારાંરે દાસ. દામોદર. ૫
દિન જાણીનેરે અમને દયા કરોરે, નરસૈયો મુકે છે રે માન;
એ છે વિનતિરે રતનબાઈનીરે, શામળીયાને કરેછેરે સાન. દામોદર. ૬

પદ ૭૩ મું. કાનબાઈ કહેછે.

શામળિયા સ્નેહિરે અમઘેર આવજોરે, કહું મારા મનડા કેરી રે વાત;
મોગરાની માળારે લટકતી લાવજોરે, રસિયા જુવો વિતિ ગઈ સઘી રાત. શામ. ૧
કોડતો કૃષ્નજીરે કામનીના પુરવારે, આવોજી સભા મધ્ય મહારાજ;
મહેતાજીનેરે મંડળીક મારશેરે, લક્ષ્મિવર જાશે તમારીરે લાજ. શામળીયા. ૨
હાર ન આપ્યોરે અતિ હળવાં પડયાંરે, તે તમને કેમ ગમેછે નાથ;
વિનતિ કરીનેરે કાન તમને કહુંરે, બુડતાંનો આવી ઝાલો હાથ. શામળિયા. ૩
પ્રિતલડી બંધાણીરે પ્રભુ તમથી ઘણીરે, અમો બીજા કોની કરીએ આશ;
વેળા તો વિતિછેરે જાગી જુઓ જાદવારે, આસનથી ઉઠો શ્રી અવીનાશ. શામળીયા.૪
વિલંબ કરવાથીરે વાત વણશિ જશેરે, પ્રિતમજી પધારોને આવાર,
કાનબાઈ કહેછેરે મોહનજી માનીયેરે, હરિ મારા નોધારાના આધાર. શામળિયા. ૫

પદ ૭૪ મું. પાનબાઈ કહેછે.

મારા જદુપતિ જાદવારે,વિનતિ સુણોરે સુણોને વિશ્વધાર;
શરણ તમારેરે હું હું શામળારે, તોયે વાલા કેમ નહિ કરો વાર. મારા. ૧
સભા સહુ દેખતાંરે હાર આપીયેરે, બીરદ પાળોને પોતાનું શામ;
સહાય સેવકની કોડે કીજીયેરે, મહેતાજીના મનની પુરો હામ. મારા. ૨
ગોકુળમાં ગીરધારીરે રક્ષા કરી ગાયનીરે, ગોપીયોને ઘણાં લડાવ્યાં લાડ;

તેમ મહેતાનજીનીરે આશા પુરીએરે, અબળા માનુ તામારોરે પાડ. મારા. ૩
જગમાં જનમીનેરે અમો ભુલાં ફરયાંરે, નિજ ભક્તી કરીને પામ્યા ઠામ;
બાંહય ગ્રહયાનીરે લાજ બધી નાથનેરે, પ્રિત કરી તમશુ સુંદરશ્યામ. મારા. ૪
તમારે જગતમાંરે ભક્તો અનેક છેરે, અમારે તો એક તમે ભગવાન;
પાનબાઈ કહેછેરે પ્રભુજી પધારીયેરે, વ્હાલા હાર આપીને રાખો માન. મારા. ૫

પદ ૭૫ મું રાગ મારૂ. સુરશેના સખી કહે છે.

શ્રીજી મારી વિનતિરે, તમે સાંભળો સારંગ પ્રાણરે;
સંકટ તમને શું કહું વાલા, તમોછો ચતુર સુજાણ. શ્રીજી મારી૦ ૧
દાસને દુઃખ છે દોહલાં, તે કેમ સહોછો મહારાજરે;
વિલંબ ન કીજે વિઠલા, હવે ગઈ સેવકની લાજ. શ્રીજી મારી૦ ૨
અમો હળવાં પડયાં દામોદરા તો, તારા ગુણ કોણ ગાયરે;
બરદ ન રાખો સુંદરા, તો અમે કેમ જીવાયરે. શ્રીજી મારી૦ ૩
સજ સે ન થાઓ શામળા, તમે ભોગળ ભાગો આજરે;
હાર આપો હરિ દાસને, જેમ જાય મંડળિકની લાજરે. શ્રીજી મારી૦ ૪
અમવિના તમે એકલા, પ્રભુ શો કરશો વિલાસરે,
પરસ્પર છે કાનજી, અમને તમારી આશરે. શ્રીજી મારી૦ ૫
જળહળતા છો સામસુંદરવર, અમો છઇએ તમારી નારરે;
નેહ વિના નારી કેમ રહે, કાંઈ કરો મન વિચારરે. શ્રીજી મારી૦ ૬
સ્વામી શે નથી જાણતા, મન ઉતારોને રીસરે;
અપરાધ અમારો ક્ષમા કરો, નામે સુરસેના શીશરે. શ્રીજી મારી૦ ૭
અમો અબળા તમને નમું, અમને કરો પસાયરે;
નરસઇયાને ઉગારી લીજો, ત્યારે હરિશિયા વઈકુંઠરાયરે. શ્રીજી મારી૦ ૮
સુરસેનાની વિનતી, સાંભળી દામોદર રાયરે;
આસનથી હરી ઉઠિયા, દાસને કર્યો પસાયરે. શ્રીજી મારી૦ ૯

પદ ૭૬ મું.

સુરસેનાની વિનતી જાણીરે, આસનથી ઉઠયા સારંગપ્રાણીરે,
જળહળતા બ્રહ્મ તે આવેરે, સખી હરખ ધરીને વધાવેરે. સુરસેનાની૦ ૧
સઘળી બાઇને બિડિ આપીરે, રિસે બળયા તે સઘળા પાપીરે;
નવ જાણે નરસઇએ વિચારરે, આવ્યો મંડપમાં દેવ મે રારરે સુરસેનાની૦ ૨
મુખે બોલ્યા તે શ્રી જુગદીશરે, નામી સર્વ સખીને શીશરે;
તમારી સ્તુતિ સહિ નવ જાયરે, એમ બોલ્યા તે જાદવરાયરે. સુરસેનાની૦ ૩
સર્વ સખીને દિધું આલીંગનરે, દિન વચન બોલ્યા જગજીવનરે;
સર્વ સખીને શમ પ્યા હારરે, નૈયણે વહેછે જળની ધારરે. સુરસેનાની૦ ૪
તમે શાને કરો વિલાપરે, હાર અરધુ આપો આપરે;
તમો વેચો તો વેચાઉરે, કાચે તાંતણે બાંધ્યો આવુંરે. સુરસેનાની૦ ૫
બ્રહ્માદીકને વશ નહિ થાઉરે, વેદ વિધા હોએ ત્યાં ન જાવુંરે;
એવું બોલ્યા શ્રી જુગદીશરે, નામી સર્વ સખીને શીશરે. સુરસેનાની. ૬
જેને મન ઘણો અભિમાનરે, ત્યાંથી દુર સદા ભગવાનરે;

હું તો સત્ય વચનજ ભાખું રે, હું તો લજ્જા સેવકની રાખું રે. સુરસેનાની૦ ૭
તમે જેરે માગો તે આપુંરે, તમ વચન કદી ન ઉથાપુરે;
તમને કહું વિસ્તારી વાતરે, મહેતાજીની વધારૂ ખ્યાતરે. સુરસેનાની૦ ૮
માટે કહોને કેદારો ગાયરે, તે વિના નહિ હાર અપાયરે;
હું તો જઇ બેસું આસનરે, સત્ય માનજો મુજ વચનરે. સુરસોનાની૦ ૯
તમો પ્રાણથકી છો પ્યારરે, ક્ષણ એક ન મુકુ ન્યાર રે;
એમ બોલ્યા દામોદર રાયરે, સહુ સખીઓને હરખ ન માયરે. સુરસેનાની૦ ૧૦

પદ ૭૭ મું રાગ આશાવરી.

સખિયોરે જ્યારે હરખજ પામી, ત્યારે રિઝયા સારંગપાણીરે;
હસી હસી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય છે વૈષ્ણવ વાણીજી. સખિયો. ૧
કુંવરબાઇ કહે કરજોડી, સાંભળો મારા તાતજી,
દામોદર રાયને ઘણો વહાલો છે, કેદારો સાક્ષાતજી. સખીયો. ૨
ગીરીવરધારી ને કુંજ બીહારી, તે સાથે છે હોડજી;
દામોદરશું પ્રીત બંધાણી, છે રાગ કેદારાની જોડજી. સખીયો. ૩
મેહેતાજી મન સ્થીર કરી રાખો, નહી મુકે નાથ તમારોજી;
દામોદરરાયને ઘણો વહાલો છે, તે ગાઓને રાગ કેદારોજી. સખીયો. ૪
મહેતાજી કહે પુત્રી મહારી, દેવાળીયા કહેવાઈ એજી;
સાઠ રૂપઇએ ઘરેણે મુકયો છે, માટે કોનો કેદારો ગાઈ એજી. સખીયો. ૫
ધરણીધર મહેતાજીને મંદીર, ખત લખીને આપ્યુંજી;
તે રૂપઇયા આપ્યા વિના જો, ગાઉં તો જીભ કાપુજી. સખીયો. ૬
અટક સાંભળી મહેતાજીની, સમરથ સારંગપ્રાણીજી;
કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પુરવની જાણીજી. સખીયો. ૭

પદ ૭૮ મું. રાગ કાલેરો.

કેદારો મુકાવાને ચાલ્યા, તે ભકતવત્સલ ભગવાન સ્વરૂપ;
ધરણીધર મહેતાજીને મંદીર, લઈ ચાલ્યા મહેતાનુ સ્વરૂપ. કેદારો. ૧
ધન આપી ખત માગીરે લીધું, મહેતાજીનો મહીમા વધારયોરે બહુ;
ધરણીધર નાગરને ઘેરે, એક અપાંગળી હતીરે વહુ. કેદારો. ૨
તેને ઘેલી કહી સહુકો બોલાવે, તેને મંદીર પધારયા ભગવાન;
મસ્તક હાથ મુકીને ઉઠાડી, તેનુ રૂપ કીધું લક્ષમીજી સમાન્ય. કેદારો. ૩
એક પંથ બે કારજ કરીને, હરી આવ્યા જુનાગઢ મોઝાર;
મેહેતાજીને ખોળે ખત નાખ્યું, અંત્રીક્ષ રહીને દેવ મોરાર. કેદારો. ૪
તેરે શ્રીપાતે સરવે દીઠું, મંડળીક પાસે માગે માંન;
નરસૈયો ઇશ્વરનો શેવક, કહયું કરો હઠીલા રાજન. કેદારો. ૫
અન્યોઅન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
નરસૈયાને મંદીર મોકલો નહીતો આપણો મહીમા જાય. કેદારો. ૬
તળાજેથી તતક્ષણ આવ્યા, કહે ધરણીધર સાંભળો રાય;
હરીના જન હરી સરખા જાણો, મહેતાજીને લાગો પાય. કેદારો. ૭

પદ ૭૯ મું.—રાગ સારંગ.

દ્વારીકાં પહોત્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વિનતી;
તમે જુનાગઢ લગી વેગે જાઓ, નરસઈયા નાગરને કરો પસાવો; દ્વારિકાં. ૧
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કહે છે વિચાર;
મેહેતાજીને રૂપે આવ્યા ભગવાન, અપાંગ વહુ કીધી લક્ષ્મી સમાન. દ્વારિકાં. ૨
દ્રવ્ય આપી ખત લીધું હરી, ધરણીધર વાણી ઓચરી;
શ્રીપતિ સાંભળીને દીલગિર થયા, મંડળીક રાય વિચારી રહ્યા. દ્વારિકાં. ૩
અન્યોઅન્ય વારતા ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે;
દક્ષણવંત ગંગોદક ભરયો, નરસૈનાગર વૈષ્ણવ ખરો. દ્વારિકાં. ૪
ગાએ રત્ન ગળાણું રાય, રત્ન જડે ને જીવે ગાય;
એવી પ્રિત દામોદર કયાંથી કરે, ભાગી ભોગળ હાર કંઠે ધરે. દ્વારિકાં. ૫
તે માટે મહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણશું નવ કીજે વેર;
વેર કિધે નવ થાએ ભલું, તે માટે કહિયે એટલું. દ્વારિકાં. ૬
એમ સભાજન સરવે કહે, તે તો મંડળિક સરવે લહે;
પ્રબલ પ્રધાન વિચારે પેર, નરસૈયાને મોકલીએ ઘેર. દ્વારિકાં. ૭

પદ ૮૦ મું.

રામાનંદ સંન્યાશી એણી પેરે કહે, એ કથા અધવચ નવ રહે;
કોઈ કોઇની કુડી પક્ષ કરે, તે સન્યાસી નરકે સંચરે. રામાનંદ. ૧
વૈષ્ણવ જનને નિંદે જેહ, કુંભીપાક પડે નર તેહ;
પાંડુ પુર નગર છે એક, તેમાં નામો ભક્ત વિસેક. રામાનંદ. ૨
નામ દેવને હરિશુ પ્રિત, રામાનંદ કહે શુભરીત;
બ્રાહ્મણે આણી મરતક ગાય, લઈ બાંધી સુલતાન સભાય. રામાનંદ. ૩
નામદેવે સજીવન કરી, તુલશિ માળા કંઠે ધરી;
નામદેવે નર હરિગુણ ગાય, આવ્યા સમરથ વઈકુંઠરાય. રામાનંદ. ૪
જુઠા લોક સહુ જોઈ રહયા, વૈષ્ણવ જન તે સાચા થયા;
ભગત જગતને આદ્યથી વેર, પ્રભુ સેવકની જાણે પેર. રામાનંદ. ૫
પ્રલ્હાદજી પર કોપ્યો તાત, વિભિષણને વીરે દીધી લાત;
અમરિષને દુરવાસા કોપીયો, ધ્રૂવ બાળક તે વનમાં ગયો. રામાનંદ. ૬
ત્યાં મળિયા રૂષિ નારદરાય, આપી મંત્ર કરયો વિદાય;
તેણે ધરયું હરીનું ધ્યાન, પ્રસન્ન થયા પોતે ભગવાન. રામાનંદ. ૭
ભક્ત જાણીને શુધ લીધ, ધ્રૂવજીને તો અવિચળ કીધ;
સુધંનવા ઉગારયો હરી, તેલ કઢાને ટાઢી કરી. રામાનંદ. ૮
પંચાળીનાં પુરયાં ચીર, તે તો પોતે હળધર વીર;
માટે મહેતા તમને કહુ, સંસાર ચરિત્ર હું સઘળું લહુ. રામાનંદ. ૯
હાર લીધાવિના જાઓ ઘેર, તો વૈષ્ણવની લાજ રહે શી પેર;
ભાગી ભોગળને આપો હાર, ત્રીભુવન વરતે જયજયકાર. રામાનંદ. ૧૦
નિજ શરણનો બેલી મહારાજ, ઠામ ઠામ જનની રાખે લાજ;
રહો વિશ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કાજ. રામાનંદ. ૧૧

મેહેતા તમારી ભક્તિ ખરી, હાર આપશે હેતે હરી;
રામાનંદ એણી પેરે ઉચરે, મેહેતાજી મન હરખજ ધરે. રામાનંદ. ૧૨
કેદારો આલાપીને ગાય, સર્વ સખીને આનંદ થાય;
જય દામોદર જય રણછોડ, નિજ ભક્તના પુરો કોડ. રામાનંદ. ૧૩

પદ ૮૧ મું રાગ કેદારો.

મારો વાલોજી રાગ મુકાવીને આવ્યા, મેહેતો ખત વાંચીને ખુંખારેજી;
નાચે કુદેને તાલ વજાડે, માગે વાલોજી નવ વીસારેરે. મારો વાલોજી. ૧
મધુરે સ્વરે કેદારો ગાયો, મારો ગોરીયો ગમાણે આવ્યોરે;
ધમકે ઘુઘરી ભરપુર વાજે, માહારો રાગ કેદારો મુકાવ્યોરે. મારો વાલોજી ૨
પ્રગટ થાઓ પાતળીયા સભામાં, મુજને આપો હારરે;
આવો છબીલા શાઈકું દીજે, શાને લગાડો વારરે. મારો વાલોજી. ૩
મલપતા મંદીર આવો, જાણો દીનદયાળરે;
સભા સર્વ દેખતાં કાનુડા, મારી કંઠે આરોપો માળરે. મારો વાલોજી. ૪
એમ કહી ખત મસ્તક મુકયું, સખિઓ થાવો સાવધાનરે,
જયજયકાર બોલે નરસઇયો, સર્વ સખીયો કરે ગાનરે. મારો વાલોજી. ૫

પદ ૮૨ મું--રાગ પ્રભાત.

દામોદર દિલમાંહે વિચારે, મેહેતો ભગત છે મહારોરે;
ક્ષણ એક મુજને નવ વિસરે, ગણે પ્રાણથી પ્યારોરે. દામોદર. ૧
એમ વિચારી ગયા અલબેલા, ધરણીધરને ઘેરરે;
કેદારો મુકાવી લાવ્યા, જુગતે જાણી પેરરે. દામોદર. ૨
ખત લાવીને ખોળે નાંખ્યું, તે તો સરવે જોયુંરે;
મેહેતો મનમાં રાજી થયા બહુ, જોતાં મનડું મોહ્યુંરે, દામોદર. ૩
તમે કોડેથી કેદારો ગાયો, તે તો મુજને ભાવ્યોરે;
ઉપમા આપી મુજને બળદની, ગોરીયો ગમાણે આવ્યોરે. દામોદર. ૪
મારે આસન જઈને બેસું, છોને લાગે વારરે;
કેવો ગણીયો મુજને મહેતે, કેમ આપું હવે હારરે. દામોદર. ૫
રીસ ચડાવી આશન બેઠા, શ્રી દામોદર રાયરે;
તે તો મહેતાજીએ જાણ્યું, હવે શી પેર થાયરે. દામોદર. ૬
મેહેતાજી કહે સુણો મોહનજી, રીશાઈને કયાં જાઓરે;
જીવ જતા લગી નવ છોડું, સહાય શામળીઆ થાઓરે. દામોદર. ૭

પદ ૮૩ મું.

ભાગ્ય ભોગળ શામળિયા સાથી, ગેલડા મુકાવોને ગોવાળારે,
આહિરને આવડો શો અટકો, આપો મોગરાની માળારે. ભાગ્ય. ૧
હવે ગાળ નહિ દઉં ગોવીંદજી, ક્ષમા કરો અપરાધરે;
શિવ વિરંચી તારો પાર ન જાણે, તે શું કર્યો મેં વાદરે. ભાગ્ય. ૨
સુક સનકાદિક ધ્યાન ધરે છે, તે તું નંદ કુમારરે;
લક્ષ્મીવર મેં કહ્યો તુજને, લંપટ વારમવારરે. ભાગ્ય. ૩
સેવક જનના બોલ્યા સામું, જોઇએ નહીં જદુનાથરે;

અવગુણ ભરીયો પણ હું તારો, હેતે ઝાલો હાથરે. ભાગ્ય. ૪
સુધ બુધ લજ્યા પ્રેમી જનમાં, નવ રહે લગારરે;
પ્રેમ વચનમાં જે બોલાયું, વિઠલ વારમવારરે; ભાગ્ય. ૫
ગુણસાગર છો ગિરીધારી, બાનાની પત રાખોરે,
મેહેર કરી મહારાજા મુજપર, દાસને દરસન દાખોરે. ભાગ્ય. ૬
આવો આલિંગન દીજે મારા વાલા, સુંદર મુખડું નિહાળુંરે;
ભણે નરસૈયો રજની વીતી, થયું ત્રેલોકમાં અજવાળુંરે. ભાગ્ય. ૭

પદ ૮૪ મું.

જાગ્ય જાગ્યરે જદુપતિ, રજની વિહાણી;
મંડળીક મુજને બહુ બીવરાવે, જીવન લ્યો જાણી. જાગ્ય. ૧
અરૂણ ઉદયની વેળા થઇ છે, હરણી તો આથમી;
દીપક જોતા ઝાંખી થઇ છે, કહું મસ્તક નામી. જાગ્ય. ૨
વલોણાં વાજે ને ઘંટીઓ ગાજે, પ્રેમદા ભરે પાણી;
કેસવજી તમે કેમ ન આવ્યા, કોણે બાંધ્યા તાણી. જાગ્ય. ૩
મછકંદને કુંભકરણ જીત્યા, તેની ઊંઘ તને આવી;
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાવી. જાગ્ય. ૪
દીનબંધુ છો દામોદરજી, હાર હરી આપો;
નરસૈયો કહે નાથજી માહરાં, કષ્ટ તમે કાપો. જાગ્ય. ૫

પદ ૮૫ મું.

ખત વાંચતાં હું ખુંખાર્યો, તેની તમને ચડી છે રીસરે;
સેવકના અપરાધજ સામું, શું જુવો જગદીશરે. ખત વાંચતાં. ૧
શ્રીપતી સહાય કરો સેવકની, વેળા થઈ છે ઝાઝીરે;
મોગરાની માળા લઇને પધારો, મેહેતાજી થાયે રાજીરે. ખત વાંચતાં. ૨
ઉઠો ઉઠો હરી થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એકરે;
પ્રીતમજી પ્રેમથી ભેટું, મુકી દો હરી ટેકરે. ખત વાંચતાં. ૩
એવું સુણી ઉઠયા અલબેલો, થયો ત્યાં બહુ કડાકોરે;
જાણે મેઘ ગાજ્યો અશાડો, એવો થયો ભડાકોરે. ખત વાંચતાં. ૪
મોહનજી કહે સુણો મેહેતાજી, અંતર નથી તમ સાથેરે;
પ્રીત કરી તુજને પેરાવું, હાર હું મહારે હાથેરે. ખત વાંચતાં. ૫
તુજ વિના મહારે નવ ચાલે, હું પુરૂં તારી આશરે;
એમ કહીને બન્ને ભેટયા, નરસેને અવિનાશરે. ખત વાંચતાં. ૬

પદ ૮૬ મું. રાગ વસંત.

કમાડ કડકડીયાં ને ગગન ગડગડીયાં, મંડલીકનાં મંદીર;
ભોગળ ભાગીને તાળાંરે તુટયાં, પધાર્યા શામશરીર. કમાડ કડકડિયાં ૧
ખળભળિયાં ઘડકોશીસાંરે, પડે પોળે પગાર;
નાઠા ભુર સભાથી સર્વેકો, થઈ રહયો હાહાકાર. કમાડ કડકડિયાં. ૨
આશનથી ઉઠયા અવિનાશી, આવ્યા સભા મોજાર;
સભા સરવે દેખતાંરે, આપ્યો મહેતાજીને હાર. કમાડ કડકડિયાં. ૩
પીતાંબર પ્રીતે ઓડાડયું, આપી કાને કુંડલ જોડ;

મસ્તક મુગટ સમરપી નાથે, જયજય શ્રી રણછોડ. કમાડ કડકડિયાં. ૪
મુખ મોરલી મધુરી વજાડે, દિનોનાથ દયાળ;
રંગીલો છબીલો છોગાળો વાલો, તે લે ભમરી કરતાળ. કમાડ કડકડિયાં. ૫
જયજયકાર બોલે સહુ સખીયો, ધન્ય ધન્ય ગોકુળ રાયુ;
નરસૈયાને ફરીફરી ભેટે, હેડે હરખ ન માય. કમાડ કડકડિયાં. ૬

પદ ૮૭ મું—રાગ પ્રભાત.

આફુડિયે જો દ્વાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધોરે;
રાજા મંડળીક થરથર કાંપ્યો, મેં મોટો અપરાધ કીધોરે. આફુડિયે જો. ૧
સન્યાશી સૌ વિસ્મય પામ્યા, વરત્યો હાહાકારરે;
જેને જેવો તેને તેવો, દીઠો દેવ મોરારરે. આફુડિયે જો. ૨
નરસૈ આશ્રમે નૃસિંહરૂપ દીઠા, મુકુંદાશ્રમે મુકુંદરૂપરે;
અચ્યુતાશ્રમે અચ્યુતરૂપ દીઠા, માધવાશ્રમે માધવરૂપરે. આફુડિયે જો. ૩
અદભુતાશ્રમે અદભુતરૂપ દીઠા, વિસ્વંભર વિશ્વરૂપરે;
વિસ્વેશ્વર આશ્રમે વિશ્વરૂપ દીઠા, કેશ્વાશ્રમે કેશવરૂપરે. આફુડિયે જો. ૪
રઘુનાથાશ્રમે રઘુનાથરૂપ દીઠા, ભીમે દિઠા રામરે;
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણીએ દીઠા સુંદરશ્યામરે. આફુડિયે જો. ૫
શ્રીપાતપંડિતે સુંદર રૂપ દીઠા; શીવરે દીઠા બ્રહ્મચારરે;
બ્રહ્મઆરથીએ બ્રહ્મ રૂપ દીઠા, પ્રસાદપુરીએ ત્રીપુરારરે. આફુડિયે જો. ૬
પ્રલંબ પ્રધાને પ્રૌઢ રૂપ દીઠા, મંડળિકે દીઠા કાળરે;
સભાએ દીઠા સુંદર શિરોમણ, સજ્જને દીઠા બાળરે. આફુડિયે જો. ૭
જોગી ધ્યાનીયે જ્યોતિ રૂપ દીઠા, કુંવરબાઇયે દીઠા પીતાયરે;
મેહેતાજીયે લટકાળા છોગાળા દીઠા, શ્રીગોકુળના રાયરે. આફુડિયે જો. ૮
અભયપાતને જેવો તેને તેવો, વ્યાપી રહયો કરૂણાયરે;
મેહેતાજીની કંઠે આરોપી, લેઈ મોગરાની માળરે. આફુડિયે જો. ૯
રાગ રાગનું તાન મિલાવે, મોરલી મદનગોપાળરે;
જય જયકાર કહે સરવ કો, હરિ ભક્તવત્સળ પ્રતિપાળરે. આફુડિયે જો. ૧૦
લોક સહુ રાજાને કહે છે, તમે મોટો અપરાધ કીધોરે;
રામાનંદને રીસ ચડી બહુ, શ્રાપ રાજાને દીધોરે. આફુડિયે જો. ૧૧
પ્રભુના જનને તેં બહુ પિડયો, કાંઈ ન વિચાર્યું આપરે;
ત્રણ જન્મ તું મલેચ્છ થઇને, ભોગવે તુજ પાપરે. આફુડિયે જો. ૧૨
ત્યારે સુરસેનાએ હાથજ સાહયો, રાજાને શ્રાપ ન દીજેરે;
જેણે આપણું ભુંડું કીધું હોય, તેનું રૂડું કીજેરે. આફુડિયે જો. ૧૩
ત્યારે રાજા પસ્તાયો પોતે, આવી દંડવત કીધોરે;
કુમતિયે મેં કાંઈ ન માન્યું, માહારો એકે અરથ ન સીધ્યોરે આફુડિયે જો. ૧૪
આગળ સુવર્ણ બ્રહ્મ પોળો આપી, તે કશું ન આવ્યું કામરે;
કળિજુગ માંહી હરિ ભકત મોટા, વળી નારાયણ નામરે. આફુડિયે જો. ૧૫
એ વાત તે કોને કહીયે, મળ્યા પ્રધાન ને સતર સન્યાસીરે;
નારાયણનો જન મેં દુભ્યો, હૈયે ન જોયું વિમાસીરે. આફુડિયે જો. ૧૬

ત્યારે મેહેતાજી એણીપેર બોલ્યા, સાહી રાજાનો સાથરે;
વાંક સઘળો છે તારી માતાનો, તેને પુછ તું વાતરે. આફ્ડિયે જો. ૧૭
રાજા જઇ માતાને કહે છે, હવે શી પેરે થાશેરે;
માતા કહે તેં કહ્યું ન માન્યું, જુનોગઢ તુજ જાસેરે; આફ્ડિયે જો. ૧૮
વળતો રાજા એણીપેરે બોલ્યો, મા સઘળો તારો વાંકરે;
સાચું કહેજે નીપજ્યું હોય તે, હું થઇશ તારો રાંકરે. આફ્ડિયે જો. ૧૯
વળતી માતા એણીપેરે બોલી, કહું છું શાળેં હુંયરે;
મ્લેચ્છ શેવકનું મુખ મેં જોયું, પેટ રહ્યા જવ તુંયરે. આફ્ડિયે જો. ૨૦
દુષ્ટ તણું મુખ જોતાં આવ્યો, નીરદય નીપજ્યો તનરે;
કહ્યું ન માન્યું પ્રથમ કોઇનું, પીડયા હરીના જનરે. આફ્ડિયે જો. ૨૧
એવું સુણીને મંડળીક મનમાં, પસ્તાયો બહુ આપરે;
નરસઇયાને પીડા પમાડી, તેથી પામ્યો શ્રાપરે. આફ્ડિયે જો. ૨૨

પદ ૮૮ મું.

શ્રી દામોદરે દયા કરીને, નરસઇયા નાગરનો રાખ્યો રંગ;
સરવે શેવકના સુખને કારણ, રાય મંડળીક કીધો માનભંગ. શ્રી દામોદરે. ૧
કો કહે કામીને કો કહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામાં સાચી, દુરીજન સઘળા કીધા નીરાશ. શ્રી દામોદરે. ૨
કળીયુગમાંહે પ્રત્યક્ષ દીઠું, નરસઇયાને જીતાડયો હોડ;
કાને કુંડળ ધાલ્યાં મેહેતાને, પીતાંબર આપ્યું કટી છોડ. શ્રી દામોદરે. ૩
એ જાર જાતે કાંઇ ન જાણ્યું, વૈષ્ણવ સાથે કીધો વાદ;
પ્રજા જનો સહુ એણીપેરે કહેછે, ઉતાર્યો હરીએ એનો નાદ. શ્રી દામોદરે. ૪
જયજયકાર હવો શોરઠમાં, મેહેતાને આપ્યો હારજ હરી;
મંડળીકરાયનો મમત હરીને, નરસઇયા નાગરની રક્ષા કરી. શ્રી દામોદરે. ૫

પદ ૮૯ મું.

મારા ઠાકોર દામોદરે, મારી સાર કરી સંભારીરે;
વઇકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારીરે. મારા ઠાકોર. ૧
ભક્ત જનને વાલે લાડ લડાવ્યાં, સદાય છે સુખકારીરે;
અનેક ભક્ત આગે ઉદ્ધાર્યા, કૃપાકરી મુરારીરે. મારા ઠાકોર ૨
નૃપતિ નીત્ય દાન દેતા સુવર્ણનું, નહાતો ગંગા નીરરે;
પણ વઇષ્ણવથી દ્વેષજ કરતો, તેથી પામ્યો કલંક શરીરરે. મારા ઠાકોર. ૩
સુક સુનકાદીક મુનીવર નારદ, નીગમ ચતુરમુખ ગાયરે;
હનુમાન સરખા તાલ ધરે તોએ, હરિગુણ કોણ ન ગણાયરે. મારા ઠાકોર. ૪
જેની સેવા સુરીનર ઇચ્છે, સહસ્ર અઠયાસી ધાયરે;
અમર ઇંદ્રાદીક ગાંધ્રર્વ અપ્સરા, ગુણ શ્રી હરીના ગાયરે. મારા ઠાકોર. ૫
મામેરૂં મોહને કીધું, આપ્યાં વસ્ત્ર શણગારરે;
મંડળીક દેખતાં મહારાજે મુને, હેતે દીધો હારરે. મારા ઠાકોર. ૬
સોરઠ જન જોવાને આવ્યાં, પોહોચ્યા મનના કોડરે;
સકળ સભામાં લજ્જા રાખી, નરસઇયાને જીતાડયો હોડરે. મારા ઠાકોર. ૭

કળીજુગ માંહે કઠણ માનવી, પામર કેને ન પતીજેરે;
ભણે નરસઇયો સુણો નારાયણ, ચરણ સરણ રાખી લીજેરે. મારા ઠાકોર. ૮

પદ ૯૦ મું.

શ્રી દામોદરે કીધી દયા જે, મુગટ સહિત તુને આપ્યો હાર;
બાજુબંધને બેરખાં આપ્યાં, ત્રિભુવન વરત્યો જયજયકાર. શ્રી દામોદરે. ૧
રાજા તું ઘેલો થયોજે, ખડગ લઇને આવ્યો સંગ;
રસીયાજી શું રંગે રમતાં, રમાપતીયે રાખ્યો રંગ. શ્રી દામોદરે. ૨
શા શા ગુણ ગાઉ ગોવિંદના, ઠામ ઠામ રાખી મુજ લાજ;
અફળ ન થાયે એ અલબેલા; સારે સેવક જનનાં કાજ. શ્રી દામોદરે ૩
જે જન સેવે સાચા મનથી, તે શ્રીકમજી જાણેરે;
ભીડ પડે જ્યારે સેવકને, સ્હાય કરે તે ટાણેરે, શ્રી દામોદરે. ૪
સજ્જન સરવે સાચું માનો, એ હરી દીનદયાળરે;
નીજ સેવકની લજ્યા રાખી, કંઠે આરોપી માળરે. શ્રી દામોદર ૫

પદ ૯૧ મું.

શ્રી દામોદરના ગુણ ગાતાં, નર કો દુખીઆ ન હોયરે;
સદા શામળીયો શરણે રાખે, સન્મુખ આવી જોયરે. શ્રી દામોદરના. ૧
મુરખ મુઢ હીંડે રડવડતો, નવ જાણે હરીનો મર્મરે;
સમરણ કરતાં તરતજ આવે, પોતે પુરણ પરબ્રહ્મરે. શ્રી દામોદરના. ૨
છેલ છબીલો ને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજીએરે;
મંડળીક માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજીએરે. શ્રી દામોદરના ૩
સુખ દાતાની પુર્ણ કૃપાથી, અવિચળ પદ હું પામ્યોરે;
નરસઈયાના સ્વામીને જોતાં, ભવ ભય સઘળો વામ્યોરે. શ્રી દામોદરના. ૪

પદ ૯૨ મું.

વાલાના ગુણ શાશા કહુંરે, અવસર આવી રાખે લાજ;
પતિત પાવન હરી નામ તમારૂં, પ્રગટ થાઓ છો ભક્તને કાજ. વાલાના. ૧
કૃપા કરી મુને હારજ આપ્યો, મંડળીક રાય થયો મન ભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ. વાલાના. ૨
સાચી પ્રીત કરે જે હરીશું, તેના મનના પુરે કોડ;
પ તમે નરસઇયાને, ભક્ત વત્સલ પ્રભુ શ્રી રણછોડ. વાલાના. ૩

પદ ૯૩ મું.

કર જોડીને દાસ વિનવે, હું શંત કૃપાએ સુખ પામ્યોરે;
ભક્તના ચર્ણની રેણપ્રતાપે સકળ વેદના વામ્યોરે. કરજોડીને. ૧
અલ્પ બુદ્ધિ અજ્ઞાની હતો હું, દેખા દેખી ચાલ્યોરે;
સાધુ સમાગમનીસહિન કરતાં, હરજીએ હાથજ ઝાલ્યોરે. કરજોડીને. ૨
પ્રજાજન સહુ ચરણે નમીયા, નગર તણા જે વાશીરે,
ભણે નરસઇયો શ્રી હરી સેવો, ટળશે ભવ દુઃખ ફાંસીરે. કરજોડીને. ૩

પદ ૯૪ મું.

ઓળંબો અફળ નહી જાય મહારો વાલો, ઓળંબો શ્રી ગોકુળ રાયરે;
કૃપા સાગરે કૃપા કરીને, કીધી મહારિ સહાયરે. ઓળંબો. ૧
ઓળંબો ધ્રુવ પ્રલ્હાદ વિભિષણ, અમરીશને હનુમાનરે;

અક્રૂર ઓધવ વિપ્ર સુદામા, વિદુર ભક્ત વરદાનરે. ઓળંભો ૨
ઓળંભો વેગે ધરૂપદ તનયા, ચરણે અહલ્યા તારીરે;
કુબજાનું ચંદન માગી લીધું, ગોકુળ રાખ્યું મુરારીરે. ઓળંભો. ૩
ઓળંભો વેગે વ્રજ વિનતા, તારણ તરણ ગીરીધારીરે;
ઓળંભો પ્રીત કરી જે ભક્તે, લીલા કુંજવિહારીરે. ઓળંભો. ૪
શાંદીપને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચુંરે;
મારો ઠાકોર એજ દામોદર, અહોનીશ એને જાચુંરે ઓળંભો. ૫
ભક્તવત્સલ સદા હરી દાતા, દીનાનાથ કહાવેરે;
નરસઈયાના સ્વામીને સમરતાં, પુનરપી જનમ ન પાવેરે. ઓળંભો. ૬

પદ ૯૫ મું.

નીરખી લોક નગરના હરખ્યા, ધન મેહેતાનો અવતારરે;
મહીપતી આવી ચરણે લાગ્યો, કરે હરખે ઓછવ નરનારરે. નીરખી ૧
અમે અબુધ મુરખ અજ્ઞાની, ખોટી કહી વૈશ્નવની વાતરે;
સ્વામી શેવકમાં ભિન્ન ન હોયે, સૃતી સ્મૃતિ બોલે વિખ્યાતરે. નીરખી. ૨
છબીલાજીના વાલા જે જન, તે સાથે ન કરવો દ્વેશરે;
સાચુ પાસુ સામળીયાનું નીશ્ચે, લખ્યો મટે નહી લેખરે. નીરખી. ૩
દુરીજન સઘળા દુખજ પામ્યા, જેણે કીધાં કુડાં કર્મરે,
ભણે નરસઇયો તેમ સુકૃત કરો સઉ, શ્રી ધરણીધર રાખે ધર્મરે. નીરખી. ૪

પદ ૯૬ મું.

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરી, નરસઈયા તું મારો ભક્ત સાચોરે;
મેહેલી પુરૂષાતન સખિને રૂપે થયો, તારો પ્રેમ જોઈ હું રાચોરે. ધન્ય તું. ૧
મુજમાંને તુજમાં ભેદ નહી નાગરા, માન્ય તું વેદ વાણીરે;
હજી પતીત માહારી નથી તુજને, માગતાં મોકલ્યું ટાહાડું પાણીરે. ધન્ય તું. ૨
મામેરૂં કીધું તે કેમ ગયો વીસરી, હાર આપ્યો તે પ્રત્યક્ષ ભુપરે;
ચઉદ ભુવનમાં તુજ સમો કો નહી, માહરૂં તાહરૂં એક રૂપરે. ધન્ય તું. ૩
તાહરો અક્ષર ગાયને સાંભળે, કુળ સહિત પવિત્ર થાએરે;
ભણે નરસઇયો મીઠું બોલી શું રીઝવો, કર જોડી કૃષ્ણજી સમ ખાએરે. ધન્ય તું. ૪

પદ ૯૭ મું.

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી હરી, ત્રીગુણ રહીત મન થયુંરે તારૂં;
કોટી બ્રહ્માંડનો પતિ કરે વિનતી, નરસઈયા માન્ય તું વચન માહારૂં, ધન્ય તું. ૧
બ્રહ્મા શંકર શુક સનક આદે જતી, શેષ નારદ ધરે ધ્યાન મારૂં;
મન કર્મ વચને તું અનુસરે, કોટી મુક્તી તારે ચરણે વારૂં. ધન્ય તું. ૨
જેવી વ્રજ સુંદરી તેવો તું નરસઇયો, નીરમળ મને મારો જશ ગાયો,
રાશ ક્રીડા કરી તુજને મેં દાખવી, હાર આપવાને હું હોંસે ધાયો. ધન્ય તું. ૩
વ્રજ લીલા મધ્ય કેલીમાં કાનજી, પુરૂષ નામે કોઈ પાસ નાવે,
બોધ એ શ્રીહરી વૃજ વિનતા ખરી, નરસઈ વિના લાડ કુણ લડાવે. ધન્ય તું. ૪

પદ ૯૮ મું.

સંસારનો ભય નિકટ નં આવે, કૃષ્ણ ગોપાલને ભજતાંરે,
ત્રીવીધી તાપ ટળે સહુ તનના, મોહ માયાને તજતાંરે. સંસારનો. ૧

ધ્રુવની દ્રઢ ભક્તીને જાણી, અવીચળ પદવી આપીરે,
ભક્ત પ્રલ્હાદ ઉગારી લીધો, જનમ જરા જડ કાપીરે. સંસારનો. ૨
જે જન સાચો ભાવ રાખી, જપે શ્રી જગદીશરે;
શરણાંગત રાખે શામળીયો, કાપે સઉ કલિમષરે. સંસારનો ૩
શ્રી દામોદર જેવો દાતા, જગમાં ન મળે કોયરે,
નરસઇયો કહે નીશદીન જપીએ, સકળ કારજ સીધ હોયરે. સંસારનો ૪

પદ ૯૯ મું.-રાગ કાલેરો,

મેહેતાજી અને ઢેડ લોકોના પ્રસંગ વિશેનું પદ.

ગીરી તલાટીને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નાવા જાય,
ઢેડ વરણમાં દ્રઢ હરી ભક્તી, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગીરી તલાટીને. ૧
કર જોડીને પ્રાર્થના કીધી, વીનતી તણાં બહુ વધારે વચન,
મહાનપુરૂષ મ્હારી અરજ એટલી, મ્હારે આંગણે તમે કરો કીરતન. ગીરી તલાટીને. ૨
પ્રેમ પદારથ અમો પામીયે, વામીએ જનમ મરણ જંજાળ,
કર જોડતામાં કરૂણા ઉપજી, મહેતા વઈષ્ણુવ પરમદયાળ. ગીરી તલાટીને. ૩
પક્ષાપક્ષી ત્યાં નહી પરમેશ્વર, સમ દ્રષ્ટી સર્વ સમાન,
ગૌમુતરે તુળસી સ્થળ લીપજો, એવું વઈષ્ણવે આપ્યું વાકય દાન. ગીરી તલાટીને ૪
મહેતાજી નીશાળે આવ્યા, લાવ્યા પરસાદને કર્યો ઉત્સવ,
ભોર થવા લગી ભજનજ કીધાં, સંતોષ પામ્યા શઉ વઈષ્ણુવ. ગીરી તલાટીને. ૫
ઘેર પધાર્યા હરીજશ ગાતા, વાતા તાલ શંખ મૃદંગ;
હસિ હસિ નાગરો તાળીયો લેછે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગીરી તલાટીને. ૬
મઉન ગ્રહીને મહેતાજી ચાલ્યા, અક્ષવધરાને શું કેશું;
જાગ્યાં લોક નરનારી પુછે, મહેતાજી તમે એવા શું. ગીરી તલાટીને. ૭
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેક વિચાર,
કર જોડીને કહે નરસઈયો, વઈષ્ણુવનો મને છે આધાર. ગીરી તલાટીને ૮

પદ ૧૦૦ મું.

એવારે એવા અમો એવારે એવા, તમો કહો છો વળી તેવારે;
ભક્તી કરતાં જો ભ્રષ્ટ કહેસો તોય, કરશું દામોદરની સેવારે. એવારે. ૧
જેનુ મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતુરે;
હવે થયું છે હરીરસ માતુ, ઘેર ઘેર હીંડે છે ગાતુરે, એવારે. ૨
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડોરે;
તમારે મન માને તે કહેજો, નેહ લાગ્યો છે મને ઉંડોરે. એવારે. ૩
કર્મ ધરમની વાત છે જેટલી, તે મુજને નવ ભાવેરે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવેરે. એવારે. ૪
હળવા કરમનો હું નરસઈયો, મુજને તો વઈષ્ણુવ વાહાલારે;
હરિજનથી જે અંતર ગણસે, તેના ફોગટ ફેરા ઠાલારે. એવારે. ૫

પદ ૧૦૧ મું.

મેહેતાની સખી માનબાઈની વીનતી.

સાંભળોને સામળીયાવાલા, મારે તમથી નથી કાંઇ કાચુરે;
દુરીજન સઉ મળી આડ બોલે છે, રખે તે માનતા સાચુરે. સાંભળોને. ૧

અંતરની જાણો અલબેલા, મેહેતાજી નાત છે મ્હારેરે;
સઉ મળીને મુજને સંતાપે, શું કહીયે વારેવારેરે. સાંભળોને. ૨
નાગર સરવે નાત્ય મળીને, મેહેતાજીનું નોતરૂં ટાળ્યુંરે;
કંઠ કટારી ને દેહજ પાડું, જો પ્રભુ સામું નવ ભાળ્યુંરે સાંભળોને. ૩
જો મેહેતાજી જમવા ન આવેતો, મ્હારે તમારી શી માયારે;
ઓર નથી બીજું જગજીવન, પાડીસ મ્હારી કાયારે. સાંભળોને. ૪
નાગર સઉ નહિનહિને આવ્યા, પેહેર્યાં પીતાંબર ભાવ્યારે;
એકએક નાગરમાં ઢેઢ બેબે, તેવા શામળિયે બતાવ્યારે. સાંભળોને. ૫
અંતર જામીએ અરજ સાંભળી, નાગર જમવા બેઠારે;
એકએક કરમાં અસ્થી લઇને, નાગરમાં ઢેઢ પેઠારે. સાંભળોને. ૬
એકએકના મુખ સામું જોયું, આતે શું કહેવાયરે;
નાગર સઉ નાત બાહાર રહિશું, હવે ક્યાં નાશી જવાયરે. સાંભળોને. ૭
નાગર સરવે નાત મળીને, કીધો એક વિચારરે;
જો મેહેતાજી જમવા ન આવે તો, નાત નિકળો ગામ બાહારરે. સાંભળોને. ૮
ભક્તરાજને જમવા તેડાવો, મન મનાવી લાવોરે;
કૃપાનાથ કૃપાવંત થઇને, હવે તે જમવાને આવોરે. સાંભળોને. ૯
નાગર સરવે સાથ મળીને, મેહેતાજીને તેડવા પધાર્યારે;
શું છે મહેતાજી જમવા નથી આવ્યા, વાટ જોઈ અમો હાર્યારે. સાંભળોને. ૧૦
મરડ નથી મેહેતાના મનમાં, તેડ્યા તતક્ષણ આવ્યારે;
માનબાઇનો સ્વામી અધીક સીરોમણ, સઘળા તે ઢેડ સમાવ્યારે. સાંભળોને. ૧૧

પદ ૧૦૨ જું.

પ્રાણપે મુને વૈષ્ણવ વહાલા, અહનિશ એને ધાઉંરે;
તપ તીરથ વૈકુંઠ તજીને, વૈષ્ણવ હોય ત્યાં જાવુંરે. પ્રાણપે મુને. ૧
અમરીષ મુજને અતિશય વહાલો, દુરવાશાએ માનભંગ કીધોરે;
જગત ભગતની રક્ષા કરવા, અવતાર દશવાર લીધોરે. પ્રાણપે મુને. ૨
બેઠા ગાય ત્યાં ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં નાચુંરે;
વૈષ્ણવથી ક્ષણું નહી હું અળગો, ભણે નરસઇયો સાચુંરે. પ્રાણપે મુને. ૩

પદ ૧૦૩ જું.

હરિની ભક્તિ વિના જે જીવે, તેનો અફળ ગયો અવતાર;
તુલસીની માળાતે તિલકજ પાખે, બીજા જુઠડા શા શણગાર. હરિની. ૧
દશ માસ ઉદર દુઃખ પામ્યો, કિધું કારજ તે ખરભાર;
દેહ ધરીને હરી દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર. હરિની. ૨
વૈષ્ણવ જન વાહાલા નહીં જેનું, મિથ્યા ગયો તેનો અવતાર;
નરસઇયાના સ્વામી વિના બીજા, અનેક મિથ્યા ધર્મ વિચાર. હરિની. ૩

પદ ૧૦૪ થું.

ધન્ય ધન્ય જીવતર વૈષ્ણવનું, જ્યાં જોઈએ ત્યાં હરિગુણ ગાય;
ચૌદ લોકમાં પેહેલી પુજા, નરનારી તે વૈકુંઠ જાય. ધન્ય ધન્યરે. ૧
વૈષ્ણવ કેરા ગુણ લક્ષણ, તિલક છાપને તુળસી માળ;

વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમકિંકર નાસે તતકાળ. ધન્ય ધન્યરે. ૨
જન્મ મરણના ફેરા ટુટે, જેમ જોખમથી રાખે અંગ;
સંસાર માંહે તે નર જીત્યા, જેને નિશદિન વઈષ્ણવ સંગ. ધન્ય ધન્યરે. ૩
માતાપિતા કેરૂ કુળ તારે, પાડોશી પાવન પરિવાર;
ભણે નરસઈયો હરિગુણ ગાતાં, પુનરપી તેને નહિ અવતાર. ધન્ય ધન્યરે. ૪

પદ ૧૦૫ મું. રાગ આશાવરી.

નરસઈયાને કીધી દયા, વૈકુંઠનાથ તે સન્મુખ થયા;
આપી માળા પરમ ઉમંગ, રમાપતીએ રાખ્યો રંગ. નરસઈયાને. ૧
પંચ શબ્દ વાજે નિશાન, રાય કરજોડી માગે માન;
રાખો મેહેતાજી જાણ્યો મહિમાય, નિચો નમીને લાગ્યો પાય. નરસઈયાને. ૨
દ્રષ્ટ થકી દુષ્ટ અળગો જા, થોડા દહાડે મલેચ્છજ થા;
વૈષ્ણવ જનની નિંદા કરે, નિશ્ચે તે નરકે સંચરે. નરસઈયાને. ૩
નિશદિન લેશે હરિનું નામ, તેનાં સરસે સઘળાં કામ;
ભણે નરસઈયો જે શેવા કરે, પુનરપી તે જન અવતરે. નરસઈયાને. ૪

પદ ૧૦૬ હું-રાગ પ્રભાત.

તમારી કૃપા હવી મારા વાહા, મુને જે આપો તે થોડુંરે; .
દીનાનાથ દામોદરનો હું, દાસ થઈ કર જોડુંરે. તમારી કૃપા. ૧
જયદેવને જે કૃપા કરી તે, સઘળે લોકે જાણીરે;
તેમજ મુજને હાર આપ્યો તે, તમારી કૃપા ગણાણીરે. તમારી કૃપા. ૨
ધન્ય સોરઠને ધન્ય એ માળા, ધન્ય આશાવરી રાગરે;
ભણે નરસઈયો ભલે અવતરીયા, કૃષ્ણ ભજ્યાનો લાગરે. તમારિ કૃપા. ૩

પદ ૧૦૭ મું-રાગ ગોડી.

મંડળિક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતી રાય;
પ્રલંબ પ્રધાન વિનય બહુ કરે, સ્ત્રિઓ નયણે નીરજ ભરે. મંડળીક ૧
શ્રીપાત સરવે મેહેતાજીને નમ્યા, અમો અતિશય તમને દમ્યા;
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ. મંડળીક. ૨
બીજા મેહેતાજીને પ્રણામજ કરે, સન્યાસી વીનય વચન ઉચરે;
દ્વેશી નાગર ઘેરજ ગયા, વૈષ્ણવ સર્વ રળીઆતજ થયા. મંડળીક. ૩
એ હરીજનનો મહીમા રહયો, રાય મંડળીકે પોતે લહયો;
સભા સર્વજન બોલે પેર; મેહેતાજી પધારો ઘેર. મંડળીક. ૪
શખીઓ સહીત ઉઠયા તેણીવાર, સર્વ બોલે ત્યાં જયજયકાર;
મેહેતાજી આવ્યા મંદીર માંહે, વઈષ્ણવ જને વધાવ્યા ત્યાંહે;
નરસૈયો કહે જપો હરીનામ, દામોદરને કરો પ્રણામ, મંડળિક. ૫

પદ ૧૦૮ મું રાગ આશાવરી.

શંવત પંદર બારોતરામાં, ચૈત્ર સુદ સસમી રવીવારે,
અતિ આનંદે માળા ગાઈ, નરસઈયો ઉતર્યો પારરે. સંવત પંદર. ૧
વઈધ્રુત વ્યતીપાત એકાદશી દીન, વઈષ્ણવ મુખ સંભળાય રે;
અગર અગોચર પાતક તેનાં, તે સઘળાં બળી જાયરે. સંવત પંદર. ૨

જે જન સાંભળે ભાવ ધરીને, નરનારી દુખિયાં ન થાયરે;
ભણે નરસૈયો તે વઇકુંઠમાં, ગરૂડે ચડીને જાયરે. સંવત પંદર. ૩

ઇતિ હારમાળાનાં પદો સંપુર્ણ.

પદ ૧૦૯ મું.—રાગ રામગ્રી.

પઢારે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે. પઢારે પોપટ. ૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢારે પોપટ. ૨
પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું;
સકરનાં કરી ચુરમાં ,ઉપર ઘી પીરસાવું. પઢારે પોપટ. ૩
પાંખ પીળીને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસઈના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢારે પોપટ. ૪

પદ ૧૧૦ મું.

કોણ એ સમાનાં કામની, દત ફુળિયલ રામા;
દ્રોપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા. કોણ એ. ૧
વાલોજી ગયાતારે વાડીયે, સરવે સુંદરી સાથે;
સેલડીનો સાંઠો છોલતાં, છરી બેઠી છે હાથે. કોણ એ. ૨
આનીતી મંદીર પધારીયાં, ચીંથરડીરે લેવા;
દ્રોપદીએ ચીર વધેરીયું હરિને પાટો બંધાવા. કોણ એ.
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવશે નવાણું ચીર પુરીયાં સઘળી સભારે દેખે. કોણ એ. ૪
ગરૂડે ચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્ત ઉદ્ધારણ ભુધરો, મેહેતા નરસઈનો સ્વામી. કોણ એ. ૫

પદ ૧૧૧ મું.

આવો અમારે નેહડે મીઠા મોહન માવા;
દહિ દુધને વળી ધ્રત ઘણું, ખીરમાં ખાંડ ખાવા. આવો અમારે. ૧
રસોઈ કરી ભાત ભાતની, કાન તમારે કાજે;
પ્રીતમ પોતે પધારિયે, કૃપા કરીને આજે. આવો અમારે. ૨
ગંગાજળ મેં તો ગરમ કરયું, નાથ તમારે નાવા;
આપું પીતાંબર પેહેરવા, ચાલો પરસાદ પાવા. આવો અમારે. ૩
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઈ;
ગોપીઓ દેખી ઘેલી થઈ, અતી મન હરખાઈ, આવો અમારે. ૪
ભાવેથી ભોજન જમાડીયાં, બીડી પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી. આવો અમારે. ૫
પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહીં દેઉં જાવા;
નરસૈના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા. આવો અમારે. ૬

પદ ૧૧૨ મું.

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યા તે કોઈના નવ ટળે, રઘુનાથના જડિયા. સુખ દુઃખ. ૧

નળરાજા સરખો નર નહી, જેની દમયંતી રાણી;
અડધે વસ્ત્ર વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્નને પાણી. સુખ દુઃખ ૨
પાંચ પાંડવ સરખા બાંધવા, જેને દ્રોપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણિ. સુખ દુઃખ. ૩
સીતાજી સરખી સતી નહી, જેને રામચંદ્રજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ. ૪
રાવણ સરખો રાજીયો, જેને મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકાં લુંટાણી. સુખ દુઃખ ૫
હરિશ્ચંદ્રરાય સત્યવાદીઓ, તારાલોચન રાણી;
તેને વિપત પડી ઘણી, ભરીયાં નિચ ઘેર પાણી. સુખ દુઃખ ૬
સગાળશા શેઠ વેહેવારીયો, ચંગાવતી રાણી;
કુંવર કેલૈયો વધેરીયો, નયણે ન આણ્યાં પાણી. સુખ દુઃખ. ૭
શિવજી સરખા સતા નહી, જેને પારવતી રાણી;
ભોળવાયા ભીલડીથકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ. ૮
હનુમાન સરખો માહુજતી, જેને વજર કછોટો;
જાણ્યુતું રાજ આપશે, આપ્યો તેલ કચોલો. સુખ દુઃખ. ૯
દુઃખ પડયું સર્વ દેવને સમરયા અંતરજામી;
ભક્તવત્સળ ભુધરો, મેહેતા નરસૈનો સ્વામી. સુખ દુઃખ. ૧૦

પદ ૧૧૩ મું.

ગુરૂપદ વંદીરે, આચરૂરે, હું છું બાળક અશુદ્ધ અજાણ;
અપરાધ સામુરે, માં જોશો દયાનિધીરે, બોલ્યું અબોલ્યું કરજો પ્રમાણ. ગુરૂપદ. ૧
ભવસાગરમાંરે, ગુરૂનાવે હું ચડયોરે, સહુજમાં આવ્યા સાગર પાર;
હોડીને હિલ્લાતોરે, મુજને નવ નડયાંરે, સદગુર સાવધ હાંકણહાર. ગુરૂપદ. ૨
વેપારતો કીધોરે, હરી નામનોરે, કીધા સત ગુરૂ રૂપી દલાલ;
માલ બેઉ ર જોરે સુગમ સોંઘો કરીરે, આ ભવમાં કીધો મુને ન્યાલ. ગુરૂપદ ૩
ગુરૂ મહીમાનોરે, પાર હું ક્યમ લહુંરે. થાકી સરસ્વતી થાક્યા વેદ;
શીવ સનકાદિકરે, વરણી નવ શકયારે, (આવો) ભારે ગુરૂગુણનો ભેદ. ગુરૂપદ. ૪
ગોવિન્દ ી  દકારે સદગુરૂ ગુણનિધીરે, અધમ ઉધારણ કહાવે નામ;
તનમન અરપીરે, સેવા સદા કરૂરે, નમિ નરસિંહ કરે છે પ્રણામ. ગુરૂપદ. ૫

પદ ૧૧૪ મું.

એક તું એક તું એમ સૌકો સ્તવે, કોણ હું તે નહી કો વિચારે;
કોણ છું કયાં થકી આવીયો જગ વિશે, જઈશ કયાં છુટશે દેહ ત્યારે. ૧
પ્રતિદેવ જડકને જઈ કરી યાચતો, ઈશ તું સહ્ય થાજે સદારે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી, મથી નથી થાકતો તું કદારે. ૨
કોઈ તો ઉર્ધ્વ મુખ ગગનમાં તાકતો, ભાખતો જોઉ હું નમ્ર વાણી;
કોણ હું ા કને લાગુ શા હક થકી, તે નથી જાણતો મુર્ખ પ્રાણી; ૩
એમ ક ાં કદી લાભ જો પામિયો, (તો) કહે હરિતણી સાહ્ય થઇરે;
કામ ઘશ્યાથકી ભવિષ્યને ભાંડતો પુર્વના કર્મનું નામલેરે. ૪

પુર્વના કર્મ જો હજી ભજે નવ ટળે, તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પર્મ પદ પરખશે, ભાવ ભય ભ્રમને તેજ હરશે. ૫
આકના વૃક્ષથી આમ્રફલ વેડવા, મુરખો જો કદી આશ ધરશે;
શ્રમ વ્રથા તેહનો તો જઈ જગ વિશે, જ્ઞાન હીણો સદા તેજ ઠરશે. ૬
જીવ ઈશ્વર અને બ્રહ્મના ભર્મમાં, સત્ય વસ્તુ નહિ સંધ જડશે;
હું અને તું પણ તજીશ નરસિંહતો, ગુરૂ તને હર્વથી પાર પડશે.

પદ ૧૧૫ મું.

ઉભીરે આળસ મોડે આ, જોને કોઈ ઉભી આળસ મોડે; ટેક.
આછો સાળુ શીરપર ઓઢયો, રંગ ભર્યો છે થોડે થોડે. આ જોને કોઈ. ૧
ચરણમાં નેપુર રૂમઝુમ બોલે, હીંડે છે વાંકે અંબોડે. આ જોને કોઈ. ૨
સોનાની ઝારી સરસ અમારી, માંહી નીર ગંગાજળ જોડે. આ જોને કોઈ. ૩
મેહેતા નરસૈયાને પાણી પાવા, મારો વાલોજી આવ્યા છે હોડે. આ જોને કોઈ. ૪

પદ ૧૧૬ મું.

મોહ્યા છે મુનીવર રાયરે ગોરી તારે તાજુડે, મોહ્યા છે મુનીવર રાયરે. ટેક.
રૂપ સકોમલી દીશે છે સુંદરી, આદ્ય ઈશ્વરી મોટી માયારે. ગોરી તારે. ૧
આરે વેણ તમે ક્યાંરે ગુંથાવી, સણગટ વાળ્યો સુધારી;
આ કંચવો ક્યાં તમે શીવડાવ્યો, માંહે છે વ્રજ કેરી નારીરે. ગોરી તારે. ૨
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, ઘુઘરીયો માંહી ધમકેરે;
હાર ગળામાં એણીપેર ઓપે, ગગનમાં વીજળી ચમકેરે. ગોરી તારે. ૩
નિલવટ આડ કેસરની કીધી, મૃદમદ ટીલડી કરેલીરે;
આંખલડી તારી અતી અણીયાળી, લીલામાં હીંડે લાડ ઘેલીરે. ગોરી તારે. ૪
ચંચળ દ્રષ્ટે આરે દીશ જોતી, ચીત ચોરવાનો છે ચાળોરે;
નહીં અબળા એ મેહેતા નરસૈનો સ્વામી, સુંદરીનું વદન નીહાળોરે. ગોરી તારે. ૫

પદ. ૧૧૭ મું.

હરી આવ્યા છે નારીને વેશેરે. એને કોઈ જુઓરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, એને જોઈ દુઃખડાં ખુવોરે. એને કોઈ. ૧
માત પીતા એના મનમાં વિમાશે, એ ઈહાં ક્યાંથી આવીરે;
અચરત સરખું સહુકોને લાગે, એતો જળની ઝારી ક્યાંથી લાવીરે. એને કોઈ. ૨
ભાઈ પોતાનો તતક્ષણ ઉઠયો, આવ્યો છે અંદર જાણીરે;
રતનબાઈ ઘરમાં વ્યાકુળ ફરેછે, લ્યો પીઓ મેહેતાજી તમે પાણીરે. એને કોઈ. ૩
પુત્રીને પરમેશ્વર જાણી, સભાની મધ્યે આણીરે;
અંતર્ધ્યાન થયા અલબેલો, ત્યારે વાત તે સઘળી જાણીરે. એને કોઈ. ૪
જયજયકાર થયો જુગ બધે સહુને હરખ વાધ્યો ઘણો હઈયેરે;
માનબાઈના સ્વામીની સંગે રમતાં, એના ચરણ કમળમાં રહીયેરે. એને કોઈ. ૫

જમુના નદીમાં કૃષ્ણ પડયા ત્યારે નાગણો કહે છે.

પદ ૧૧૮ મું. રાગ પ્રભાત.

જળકમળ છાંડી જાને બાળા. સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે. જળકમળ. ૧
કહેરે બાળક તું મારગ ભુલ્યો કે તારા વેરીયે વળાવીયો;

નિસ્ચે તારો કાળજ ખુટયો, અહીંયાં તે શીદ આવીયો. જળકમળ. ૨
નથી નાગણ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીયે વળાવીયો;
મથુરાં નગરીમાં જુગટુ રમતાં, નાગનું શીશ હું હારીયો. જળકમળ. ૩
રંગે રૂડો રૂપે પુરો, દીસતો કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલાક જનમ્યા, તેમાં તું અળખામણો. જળકમળ. ૪
મારી માતાએ બેહુ જનમ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો. જળકમળ. ૫
લાખ સવાનો મારો હાર આપુ, આપુરે તુજને દોરીયો;
એટલુ મારા નાગ છાનું, આપું તુજને ચોરીયો. જળકમળ. ૬
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારી દોરીયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીયો. જળકમળ. ૭
ચરણ ચાંપી મુંછ મરડી, નાગણે નાગ જગાડીયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવીયો. જળકમળ. ૮
બેઉ બળીયા બાથે મળીયા કૃષ્ણે કાળીનાગ નાથીયો;
સહસ્ર ફેણે ફુંફવે જેમ, ગગન ગાજે હાથીયો. જળકમળ. ૯
નાગણ શા વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે
મથુરાં નગરીમાં લઈ જશે પછી નાગનું શીશ કાપશે. જળકમળ. ૧૦
બેઉ કર જોડીને વીનવે સ્વામી, મુકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જળકમળ. ૧૧
થાળ ભરી સગ મોતીયે, શ્રી કૃષ્ણનેરે વધાવીયા;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીયો. જળકમળ. ૧૨

## કૃષ્ણના મેળાપ વિશે.

### પદ ૧૧૯ મું.

હળવે હળવે હળવે હરજી, મારે મંદીર આવ્યારે;
મોટે મોટે મોટે મેંતો મોતીડે વધાવ્યારે. હળવે હળવે. ૧
કીધુ કીધુ કીધુ મુજને, કાંઈક કામણ કીધુરે;
લીધુ લીધુ લીધુ મારૂં, ચિતડું ચોરી લીધુરે. હળવે હળવે. ૨
જાગી જાગી જાગી હુંતો, હરી મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે હળવે. ૩
ફુલી ફુલી ફુલી હુંતો, હરી મુખ જોઈ ફુલીરે;
ભુલી ભુલી ભુલી મારા, ઘરનો ધંધો ભુલીરે. હળવે હળવે. ૪
પામી પામી પામી હુંતો, મહા પદવીને પામીરે;
મળીયો મળીયો મળાયો મેહેતા, નરસઈયાનો સ્વામીરે. હળવે હળવે. ૫

## ભક્તોના નામ રહેવા વિશે.

વાસ નહિ જ્યાં વઈષ્ણવ કેરો, ત્યાં નવ વસીયે વાસડીયાં;
સ્વાસોસ્વાસે હરિ સ્મરણ ન કરે તો, સ્વાસ ધમણ કેરી શ્વાસડીયાં, વાસ નહી. ૧
જીભલડી જપ માળા ન જપે તો, જીભલડી નહી ખાસડીયાં;

જનમ તેનો નહી લેખામાં જે, ન કહેવાય હરી દાસડીયાં. વાસ નહી. ૨
મોહનજીની માયા પાખી, અવર માયા જમ ફાંસડીયાં;
ભણે નરસઇયો ભારે મારી, આવલડી દસ માસડીયાં. વાસ નહી. ૩

## અભક્તને તજવા વિશે.

### પદ ૧૨૧ મું.

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીયેરે;
મનશા વાચા કર્મણા કરીને, લક્ષ્મિવરને ભજીયેરે. નારાયણનું. ૧
કુળને તજીયે કુટુંબને તજીયે, તજીયે માને બાપરે;
ભગની સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપરે. નારાયણનું. ૨
પ્રથમ પિતા પ્રલ્હાદે તજીયો, નવ તજીયું હરીનું નામરે;
ભરત શતરૂઘ્નને તજી જનેતા, નવ તજીયા શ્રી રામરે. નારાયણનું. ૩
રૂષી પત્ની શ્રી હરિને કાજે, તજીયા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચારરે. નારાયણનું. ૪
વ્રજ વિનતા વિઠલને કાજે, સર્વ તજી વન ચાલીરે;
ભણે નરસઇયો વંદ્રાવનમાં પ્રભુ લીલામાં માહાલીરે. નારાયણનું. ૫

### પદ ૧૨૨ મું.

દુરમતિયાં ડાહ્યાં થઈ આવે, શાણાં થઈ સમજાવેરે;
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે. દુરમતિયાં ૧
આપણા કુળમાં કોણે ન કીધું, તે આપણે કેમ કરીયેરે;
વૈરાગી થઈ નાટક નટિયે, તુલસી તીલક કેમ ધરીયેરે. દુરમતિયાં. ૨
જેવા તેવા હોય તે હરિગુણ ગાય, તે આપણે કેમ ગાઇયેરે;
કૃષ્ણ નામની કથા થાય જ્યાં, ત્યાં આપણે નવ જઇયેરે. દુરમતિયાં. ૩
આપ કલેશી ને કરોધના ભરીયા, સઘળાને સમજાવેરે;
જમકિંકરનો મારજ પડશે, ત્યારે આડે કોઈ નહીં આવેરે. દુરમતિયાં. ૪
કુળને તજશે તે હરિને ભજશે, સેહશે સંસારનું મેહેણુંરે;
ભણે નરસઈયો હરી તેને મળશે, બીજી વાતે વાહાશે વાહાણુંરે. દુરમ. ૫

## ઇશ્વર જાણવાના ઉપદેશ વિષે.

### પદ ૧૨૩ મું.

જુવાનીને દહાડેરે હરિને જાણ્યા નહીરે, મોહ્યું પરદારા સાથે મન;
કાંઇકને મોહયોરે કામનીના કલ્પમાંરે, કાંઈ એક જોડવા ધાયો ધન. જુવાનીને. ૧
પચીશને પચાસરે પરપંચમાં ગયાંરે, દોહીલા આવ્યા સાઠ વર્ષના દન;
સીતેરને સુધીરે કાંઈ સમજ્યો નહીરે, પછે ચાલ્યો સાધન કરવા વન. જુવાનીને. ૨
આંખડીયે ન સુજેરે ગળે બહુ નાંસિકારે, બોલે તે તો સંભળાય નહી કરણ;
માયા તો ન મુકેરે તુટે નહી તૃષ્ણારે, ઓળખાય નહી અશરણ શરણ. જુવાનીને. ૩
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીરે, તુટીને શીતળ થયું છે તન;
મુખમાંહીં દંતરે એકે દિસે નહીરે, તોય પાપી ઉદર માગે અન્ન. જુવાનીને. ૪
ભાગ્ય જેનું ભલુંરે, આ અવસરને ઓળખ્યોરે, તેતો પ્રાણી કહેવાએ હરીના જન;
નરસઇયાના સ્વામીનેરે સુખમાં સંભાળજોરે, જો હોય પેલા ભવનું પુન્ય. જુવાની. ૫

## દ્રૌપદી પ્રાર્થના કરે છે

પદ ૧૨૪ મું.

દ્વારકાંના વાસીરે અવસરે આવજોરે, રાણી રૂક્ષ્મણી કેરા કંથ; દ્વારકા. ૧
દુષ્ટ દુરયોધનરે લાગ્યો મને પીડવા રે, પ્રભુ આગ ચોદસ ન્યાળુ તારો પંથ.
સોડતાણીનેરે શું સુતો શામળારે, આળસ મોઢીને ઉઠો આજ;
લક્ષ્મીજી તળાસેરે પાવન તારાં પાઉલાંરે, અમપર મેહેર કરો મહારાજ. દ્વા. ૨
ગ્રહા થકીરે ગજ મુકાવીયોરે, દીધી તમે સુધનવાની સહાય;
નરસિંહ રૂપેરે હિરણ્યકસ્યપુ હણ્યોરે, પ્રહલાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વારકા. ૩
છપન કરોડરે જાદવ તાહરારે, સાથે અનિરુદ્ધ સરીખા ભ્રાત;
કાળી નાગ નાથ્યોરે જરાસંઘ જીતીઓરે, તે બળ ક્યાં ગયું મારા નાથ. દ્વારકા. ૪
વશામી વેળા મારેરે વારે ચડો વીઠલારે, ધાજો તમે છત્રપતિ નીરધાર;
અસવારી કરજોરે ગરૂડની ઉપરેરે, નરસૈયો વીનવે વારંવાર. દ્વારકા. ૫

## તાનસેન.

પદ ૧ લું.—રાગ પ્રભાત.

ઉઠ પ્રભાત સમરલે તું શ્રીગણેશ દેવા, પ્રાતઃ સમયે સમરલે તું શ્રીગણેશ દેવા-ટેક
માતા જાકી પારવતી, પીતા શંકર દેવા;
નામ લેતાં વિઘ્ન હરે, શફલ વાકી સેવા. ઉઠ પ્રભાત. ૧
એક દંત દયાવંત, ચાર ભુજા ધારી;
મસ્તકે તો સિંદુર સોહીયે, મુસકની અસ્વારી. ઉઠ પ્રભાત. ૨
ચડનેકુ પાન ફુલ, ખાનેકુ મેવા;
સકલ સૃષ્ટિ તુમકુ રટે, શંકર મહાદેવા. ઉઠ પ્રભાત. ૪
સંગ સુધ બુધ એ નારી, ચમર નિત્ય કરે;
નામ તાકો નિત્ય લિજે, સર્વ વિઘ્ન હરે. ઉઠ પ્રભાત. ૫
કનક થાલ મુક્ત માલ, જાય સહુ વારી;
તાનસેન ગજાનન, ગાવત સુખકારી. ઉઠ પ્રભાત. ૫

## દલપત.

પદ ૧ લું. રાગ પ્રભાત.

હાથ જોડીને ગણનાથને હું નમું, સાથ છે શિદ્ધિને બુદ્ધિ જેને—ટેક.
રૂદ્ધિને વ્રદ્ધિ બે દાશીયો દેખીયે, લાભને લક્ષ બે પુત્ર તારા;
સુરવરો મુનીવરો સર્વ સેવા કરે, સ્નેહથી ગાય ગુણ જાણી સારા. હાથ જોડીને. ૧
એક છે રદન સુખ શદન સોહામણો, ભાલમાં ચંદ્ર આભાશ ભાસે;
ચાર ભુજવંત અત્યંત ચિત ચાતુરી, નિરખતાં સર્વ સંતાપ નાશે. હાથ જોડીને. ૨
વિઘ્ન હરનાર કરનાર કરૂણા ઘણી, શર્વ શુભ કામમાં નામ પહેલું;
ઈંદ્ર બ્રહ્માને જોગિંદ્ર જશ ગાય છે, થાય છે તેથી સુખ સરવ સેહેલું. હાથ જોડીને ૩
ભક્ષ મોદક તણો પક્ષ સુરનો ઘણો, જક્ષનો એજ અધ્યક્ષ આપે,
શર્પના હાર શણગાર છે સર્પના, ગર્વ ગંદર્પના એ ઉથાપે. હાથ જોડીને. ૪
શુખ સંસારનું ચિત જો ચાહીયે, મુકી નિસની આશ કરીયે;
દીનતા લાવીને દાસ દલપત કહે ધ્યાન ગણનાથનું નિત્ય ધરિયે. હાથ જોડીને ૫

## લાલાભટ.

## શ્રી અંબાજી અને બહુચરાજી માતાની પ્રભાત સ્તુતી વિશે.

### પદ ૧ લું.

ઉઠોને અંબીકા સહાય કરો બહુચરા, ભક્તને કારણે આવો ધાઈ;
આદ્ય તું અંત્ય તું મધ્ય માહેશ્વરી, તારૂણી ત્રીપુરા સુખદાઈ. ઉઠોને. ૧
જ્ઞાનમાં ધ્યાનમાં સઘળે વ્યાપી રહ્યા, તાહરા રૂપપર જાઉં વારી;
અંબા અકળીત છો કોઈ કળે નહી, કીરતી ગાય છે દુનિયારે સારી. ઉઠોને. ૨
વીલંબ કર્યો થકી વાત વણશે ગીરી, જગતમાં શક્તિને કોણ માને;
જાગો વેગે કરી દુઃખ સરવે હરી, ભકિત સુધપાન મુજને તું પાને. ઉઠોને. ૩
કલીકેરે કાળમાં શકિત છે તું ખરી, ભક્તની વાર તે કોણ કરશે;
જગત ‌નતા તમો ઝાઝું મુખ શું કહું, તુજવિના દુઃખ મારાં કોણ હરશે. ઉઠોને. ૪
અવસર ચુકેથી અરથ કાંઈ નવ સરે, તાહરા ભક્તની લાજ જાશે;
માહરે તો આસરો એક તારો સહી નિત્ય ઉઠીને ગુણ કોણ ગાશે. ઉઠોને. ૫
સિંહશુ અસ્વારી કરી ત્રિશુલ કરમાં ધરી, ચોસટ જોગણી સંગ લાવો;
અલબેલી આજ આનંદ ઉરમાં ધરી, નિજનો જાણિને વેગે આવો. ઉઠોને. ૬
ભાવ ભકિત કરી લાલભટ વિનવે, મુજને દરશન નીત્ય આલો;
સત્ય વીશ્વાસ સંસારમાં તાહરો, ત્રીવીધ તાપ તનનાજ ટાલો. ઉઠોને. ૭

### પદ ૨ જું.

ઉઠને આતમા અંગ આળસ તજી, ચાલ્યને ચંડિકા ચરણ જોને;
શું સુતા સેજમાં સુરજ ઉગિયો, દેવી દેખી દુખ દુર ખોને. ઉઠને. ૧
પ્રાણિયા પ્રાતુશ કાળમાં નાહી, ધોઇને ભસ્મ રૂદ્રાક્ષ ધરને;
ગોખમાં ન્યાળિને ભગવતી ભાળાને, પ્રેમશું પાઠ પુજા તું કરને. ઉઠને. ૨
દુધ દહીં મધ ઘરત લેઇને તતકાળ, નિરમળ નિરથી અંગ ધોને;
કુમકુમ ચંદન પ્રેમશું ચરચીને, પ્રણમિને માજીની સામું જોને. ઉઠને. ૩
આરતી ઉતારીને પુષ્પ સમરપીને, ધુપને દીપ નૈવેદ કરને;
મન તણા કોડ પુરણ થાશે સહિ, સાચે મને કરી ધ્યાન ધરને. ઉઠને. ૪
જોશિ જીવન સુત જીવને શીખવે, કામ ને કરોધ તું વેગે તજને;
લોભ માયા મદ મત્સર પરહરી, ભાવે કરી ભવાનીને ભજને. ઉઠને. ૫

## સુરદાસ.

## શ્રી મહાદેવજી શ્રી બાલકૃષ્ણજીનાં દરશન કરવા આવ્યા તે સમયનું.

### પદ ૧ લું. રાગ પ્રભાત.

જીભલડીરે તને હરિગુણ ગાતાં, આવડું આળશ કયાંથીરે. એ રાગ.
શિવ જોગી જશ ગાવોરે બાવા, મેં જોગી જશ ગાયોરે; ટેક.
બ્રહ્મા ગાયો વિષ્ણુ ગાયો, ખોજત પાર ન પાયોરે;
પરબ્રહ્માકો મુખ દેખનકું મેં, શકલ સુષ્ટિ ફિર આયોરે. શિવ જોગી. ૧
દેવકી જાયો ગોકુલ આયો, જશોમતિ સુખ પાયોરે;
કૈલાશથી આવ્યારે ડિગાંબર, આયકે અલક જગાયોરે. શિવ જોગી. ૨
ભિક્ષા લેકર આઈ નંદરાની શંકર શીશ ધનાયોરે;
• નગર દેખકર ગઈરે ભુવનમાં, આયકે અમર ઓઢાયોરે. શિવ જોગી. ૩

ક્યા કરૂં મેવાં તેરા પાટ પીતાંબર, ક્યા કરૂં કંચન માયારે;
તેરા બાલકકા દેખનકું, સો મેરા ગુરૂને બતાયારે. શિવ જોગી. ૪
હાથ જોડકે ખડી નંદરાની, સુનો જોગિયાંકે રાજારે;
બાલકકો તન દેખાંઉ દિગાંબર, બાલક જાત ડરાયોરે. શિવ જોગી. ૫
જાકી દ્રષ્ટી સકલ સૃષ્ટીપર, ચો કયુ જાત ડરાયોરે.
મેરા ઠાકુર અલક નિરંજન, સો કયું ભુવન છુપાયોરે. શિવ જોગી. ૬
બાલકૃષ્ણ લે આઈ નંદરાની, શંકર શીશ નમાયોરે;
સેવા કરી ચરણામૃત લીયો, સંગી નાદ બજાયોરે. શિવ જોગી. ૭
સફલ ફલો માઇ બાળક તેરો, દેખ શંકર સુખ પાયોરે;
સુર કહે બડો ભાગ્ય જશોદા, પુરણ પુણ્યસે પાયોરે. શિવ જોગી. ૮

( આશારામ. )

રણછોડજીની સ્તુતી વિષે.

પદ ૧ લું. રાગ પ્રભાત.

પ્રભાતના પોહોરમાં દીઠા ઠાકોરમાં, ઠીક ઠાકોરશું મન મોહ્યું.
રણછોડરાય છે ભકત જોવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું. પ્રભાતના. ૧
ગોમતી ઘાટમાં મળ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામળે સામું જોયું;
નર હરિ નીરખીયા, પ્રેમથી પરખિયા, પલક એકમાં પાપ ખોયું. પ્રભાતના. ૨
દઈવિત દેખાડીયાં ચોદ રત્ન કહાડીયાં, કામધેનું કેરૂં દુધ દોયું;
વેદની વાતમાં સમુદર સાથમાં, નાગને નેતરે નિર વલોવ્યું. પ્રભાતના. ૩
બોડાણોજી લાવીયા ડંકપુર આવીયા, સરવના મનમાં શુભ શોયું;
સ્વામી આશારામના નવે ખંડ નામના, શામલે ચિતમાં ચિત પ્રોયું. પ્રભાતના. ૪

રામકૃષ્ણ.

આજ આનંદના ઓઘ ઉદય થયા, રાય રણછોડજી નજરે નિરખ્યા.
પુરવ પુણ્યના ઓઘ ઉદય થયા, દરશને દેવને પિત્રી હરખ્યા. આજ. ૧
ગોમતી સાગર પતિત જન પાવન, તે તણી લેહેરમાં રેણુ ફુવે;
વેલમાં શેઠ બેઠા શુરીનરતણા, ભેટવા ભરતજન વાટ જુવે. આજ. ૨
સકલ તીરથ હરિ ચરણ કમળ વિષે, છેજી હરજી અતી શામ વરણે;
રામકૃષ્ણ રંકને પ્રભુ કેરો આશરો, પંથ છે દુર પણ ચિત ચરણે. આજ. ૩

છોટમ.

ખેડ જીલ્લાના મલાતજ ગામના વાસી પરમપવિત્ર ભક્ત.

પ્રભાત રાગનાં કિર્તન.

કીર્તન ૧ લું.

જાગ્ય જીવ અજ્ઞાન આળસ તજી, જગત કીરતારને લેને જાણી;
નરદેહ નીરમીયો નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમ પ્રાણી. જાગ્યરે. ૧
વિશ્વકર્તાતણું દીસે ડહાપણ ઘણું, સુખકર સરજીયો સુરજ જેણે;
તેજ ફેલે અતિ વાયુ છાકનરતી, આંખ્ય સહુ દેખની થાય એણે. જાગ્યરે. ૨
ધન્ય દયાળ તેં ધરણી કેવી રચી, સિદ્ધ પદારથ મુક્યિ સારી;
વિવિધ પ્રકાર વનમાંહી વનસ્પતી, અખિલ છે અમિત આનંદકારી. જાગ્યરે. ૩

પોષવા સર્વને નીર પેદા કરયું, વ્યોમમાંહી રચી મેઘ માળા;
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચડે, જાય એ જુક્તીથી વહાણવાળા. જાગરે. ૪
જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં, દિશતા દિવ્ય અનંત તારા;
એજ ઉપયોગી છે સકળ સંસારને, ધન્ય એ સૃષ્ટિ સરજનાર સારા. જાગરે. ૫
તાહરો દેહ તું જોને કેવો કર્યો, અદભુતતા ઘણી છેજ એમાં;
સરવ વિશ્વયોતણું જ્ઞાન બહુ થાય છે, તત્વ મોટું કરી ચિત તેમાં. જાગરે. ૬
બુદ્ધિયે નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઉદ્યોગ સુજે;
એજ સરજનારને મુઢ સમરે નહિ, મંદમતી મલિન પાખંડ પુજે. જાગરે. ૭
સરજનહારનું જ્ઞાન સોહામણું, સરવને સમજવા યોગ્ય સારૂં;
છોટમ સઘ સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માને મારૂં. જાગરે. ૮

કીર્તન ૨ જું.

એક આધાર રાખે નિરાધારનો, જેથી સંસાર તું પાર પડશે;
કલ્પિત વાતથી કાજ કાંઈ નવ સરે, તોય મથતાં કયમ તુપ જડશે. એક. ૧
સરવથા સિદ્ધ પદારથ મેળવી, કેળવી સ્થિરચર જાતિ કીધી;
અગણિત અંડ કરી અધર ધરી રાખીયાં, મનુષને સુંદર મુર્તી દીધી. એક. ૨
શક્તિ અનંત છે સરવ કર્તાતણી, જોતાં અગાધ છે જ્ઞાન જેનું;
કવિજન શું કહે પાર કોઈ નવ લહે, એમ અદભુતપણું છેજ એનું. એક. ૩
એક એ તાત છે અખિલ સૃષ્ટિતણો, તે તજી તુચ્છ તું શું ઉપાસે.
પાપના બંધ તે કેમ પ્રલે થશે, અંતકાળે કિહાં જીવ જાશે. એક. ૪
જીવતાં જાણ્ય તું તાણ્ય સરવે તજી, ભાવશું લે ભજી બ્રહ્મ કરતા;
છોટમ સત્ય જાણીને રૂદયે ધરો, ભક્તવત્સલ પ્રભુ સરવ ભરતા. એક. ૫

કીર્તન ૩ જું.

ભેદ જાણ્યા વિના ભ્રાંતિ ભાગે નહી, શાંતિ આવ્યા વિના સુખ ન પામે;
જગતનું મુળ જાણીને અવ્યક્તમાં, ભક્ત પ્રભુને ભજી ભય વિરામે. ભેદ. ૧
હેતુમાં સરવ સંકેત સૃષ્ટિતણો, એજ સૃજનાર સુવિચાર શક્તિ;
અરૂપથી સ્વરૂપ બહુ થાય ન જણાય તે, કયાં રહીને કરે સર્વ વ્યક્તિ. ભેદ. ૨
દેહ જાતિ ઘણી કોણ સકસે ગણી, કથન કવિજન કરે કોય કલ્પી;
અણુંતણી જાતિ અતિ જાણીયે સાવતી, જ્યાં લગી લહિ ગતી તેજ જલ્પી. ભેદ. ૩
જીવનો ધરમ તે કરમ સઘળાં કરે, ભોગ સારૂ ફરે નિત્ય ભમતો;
સરવનો રાય કહેવાય છે માનવી, વિધ કરતારને હોય ગમતો. ભેદ. ૪
વિહિત પ્રતિવિદ્ધ એ કરમ છે વેદમાં, ભેદ જાણી ભલું જેમ ભાવે;
પુણ્યને પાપનાં બીજ એ બે કહ્યાં, સુખ દુઃખ તે ફળ અંતે આવે. ભેદ. ૫
પુણ્યના ભાગિયા સુધરમે લાગીયા, જાણિને જાગીયા પુરૂષ ડાહ્યા;
પાપ પંથે પળ્યા દુખ હરદમ કળ્યા, નરકમાં નારકી પામી કાયા. ભેદ. ૬
જીવના કરમની રીતી એતો કહી, ભાવથી જો પરબ્રહ્મ ભેટે;
સર્વ પ્રતિપાળ દયાળ ઇશ્વરતણી, ભક્તિથી સાધન સર્વ હેઠે. ભેદ. ૭
શ્રેષ્ટ સહુ ધરમથી મન વચન કર્મથી, જાણી જગદીશની ભક્તિ કરીયે;
સર્વ સિદ્ધાંતનો સાર છોટમ કહે, તે થકી ભવજળ તરત તરિયે. ભેદ. ૮

કીર્તન ૪ થું.

એક કરતાર આધાર સરવે તણો, એ નિરાકાર ઓંકાર આપે;
વિવિધ પ્રકારની વિશ્વ રચના રચ, સાંધો સંબંધ આપે અમાપે. એક. ૧
સ્થુળને સુક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તનો સંગ સાંધ્યો;
કાનને શબ્દની સાથ સંબંધ છે, નેત્રને રૂપ સંબંધ બાંધ્યો. એક. ૨
જીભને રસ વિષે નાકને વાસમાં, ચરમને સ્પરશ શું પ્રીતી તેવી;
એમ અપાર કઉશલ્ય અવિનાશનું, રે ા ય રચના રચે એવી એવી. એક. ૩
અગણિત અંડનો નાથ એ નીત્ય છે, શક્ર ને સિદ્ધ અનેક એમાં;
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મ સુખ ભોગ આવેજ તેમાં. એક. ૪

કીર્તન ૫ મું.

જગત કરતારને જીવ ભુલી ગયા, વિષ્ણુની માયાએ સરવ વાહ્યા;
વ્યાસની વાણીનો સાર સમજ્યા નહી, વિચીના કુંજવિહાર ગાયા. જગત. ૧
કોય તો બ્રહ્મને નિરગુણ કહી ભજે, શુન્યવત શુષ્ક અકર્તૃ એવું;
ભ્રાંતિથી તેહ તો જગત ભાસ્યું કહે, જ્ઞાન પામી ગણે શુન્ય જેવું. જગત. ૨
છે છતી આંખ્યને અંધજન થઈ ફરે, એમતો એમની બુદ્ધિ બુડી;
બ્રહ્મ પોતે થયા કોપ પ્રભુનો થયો, માયાયે તેમને નાંખ્યાં ઝુડી. જગત. ૩
માયાને નીત્ય માને કોય માનવી, તોય ન કહેવાય પ્રભુ વિસ્વ કરતા;
આપ ઇચ્છા ધરી બ્રહ્મ સૃષ્ટિ સરજે, એમ સરૂતીમાં કહ્યો બ્રહ્મ ભરતા. જગત. ૪
વિસ્વ જો નીત્યતો બ્રહ્મ કરતા નહી, તો જન તેની ભક્તિ ન કરશે;
બ્રહ્મ ઉપાસના જીવ જો ના કરે, તો ભવસાગર કેમ તરશે. જગત. ૫
વેદનો અર્થ જો શુદ્ધ સમજાયતો, જ્ઞાન પામે જન તેજ સાચું;
છોટમ વિશ્વ કરતાર જે ના કહે, તેનું સિદ્ધાંત તો હોય કાચું. જગત. ૬

કીર્તન ૬ ઠું.

અટપટો દેશ સરવેષ સૃજનારનો, દેવ અધીદેવ છે નામ જેનું;
શેષ શંકર અજ વિષ્ણુને ગણપતી, પ્રકૃતીને પુરૂષ ધરે ધ્યાન તેનું. અટપટો. ૧
અગણિત અંડના અધીપ સુર જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
વેદને ગુરૂથકી જ્ઞાન પામે નર, તેહને તેહનો મરમ લાધે. અટપટો. ૨
નામને રૂપ ગુણ જયાં લગી વિસ્તર્યો, ત્યાં લગી જાણવી સરવ માયા;
માયાના ઉદરમાં સરવ આવી ગયું, દેવ દાનવ નર નાગરાયા. અટપટો. ૩
માતાનું પોષણ પામી સરવે મચ્યા, તાતની વાત કોયે ન જાણી;
નાશિને મંદ અવિનાશી માને સદા, નવ કરે બ્રહ્મની ભક્તિ પ્રાણી. અટપટો. ૪
બ્રહ્મ જે જાણશે તે સુખ માણશે, ઉર વિશે આણશે એક કરતા;
છોટમ મોક્ષ સુખ તેજ નર પામશે, મન વિશે બ્રહ્મનું ધ્યાન ધરતા. અટપટો. ૫

રણછોડ.

પદ ૧ લું—રામગ્રી રાગનાં પ્રભાત.

વનચર વીરા વધામણી, કહેને કયાં થકી આવ્યો;
આરે મુદ્રીકા શ્રીરામની, કહેને કયાં થકી લાવ્યો. વનચર વીરા. ૧
આરે મુદ્રીકા શ્રીરામની, કોઇને જોવા ન જડતી;

તે તારે હાથે આવી ચઢી, મુને કળ નથી પડતી. વનચર વીરા. ૨
બોલજ બોલ્યને બાંધવા, સાચી સંભળાવે વાત;
જ્વાળા બોલવજો જાનકી, કુશળ છે રઘુનાથ. વનચર વીરા. ૩
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી;
કપુર લેઈ આલ્યું કાગને, મારે વાલે વીસારી. વનચર વીરા. ૪
નાથ નમેરા કેમ થયા, હઈડાં કઠણજ કીધાં;
સતીરે મેલીરે સાધુ થયા, મુનીવરત લીધાં, વનચર વીરા. ૫
જોગ લીધો બે બંધવે; બેઠા આસન વાળી;
શ્રીપાત થયા સઉ દેખતાં, પીધાં ઉપવીત બાળી, વનચર વીરા. ૬
આજકાલ રામજી આવશે, ત્યારે અબળા ઉગરશે;
નાથ વિજોગે ટળવળી, નારી નિસ્ચે મરશે. વનચર વીરા. ૭
પંથ ન્યાળતાં નેત્ર ગળ્યાં, કર્મનો પાર ન આવ્યો;
રણછોડના સ્વામીને જઇ કહેજો, સતીયે સંદેશો કહાવ્યો. વનચર વીરા. ૮

પદ ૨ જું.

હસીને બોલ્યા હનુમાનજી, માતા આજ્ઞારે પાળું;
કહોતો રાવણને રોળવું, કહોતો લંકાં પ્રજાળું. હસીને. ૧
કહોતો રાક્ષસના કુળને, ખરી ખાંતેથી ખાઊં;
કહોતો ખાંધે બેસારીને, પેલે પાર લઈ જાવું. હસીને. ૨
વિપત પડે નવ ખુટીએ, રામજી છે રૂડા;
નથી સતીપતી સાધુ થયા. નથી દીલનારે કુડા. હસીને. ૩
રામ લક્ષમણ આરોગ છે, સમાચાર છે સારા;
મારી માતાનું દુઃખ જોઈને, આવે આંસુની ધારા, હસીને. ૪
કહ્યું માનો મહારી માતાજી, કશી ચીંતા ન કરીએ;
સાથે અને કરિ સાધવી, ધ્યાન ધણીનું ધરીયે. હસીને. ૫
દુરમતીએ કરમ કરયું, મોટું વેરજ વાસ્યું;
પાપીતણા પ્રાણ લઈ કરી, આપણે ઘેર જાશું. હસીને. ૬
એ આવે રૂડા રામજી, ટાળવા દુખ તમારૂં;
સુધ લેવા મુને મોકલ્યો; કહ્યું માનજો મારૂં. હસીને. ૭
એ આવે રઘુનાથજી, જાણીએ જોગમાયા;
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા. હસીને. ૮

પદ ૩ જું.

મંદોદરી રાવણને કહે છે.

કહ્યુંરે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પથ્થર તારી પાણીમાં, પ્રભુ પાગ બંધાવે. કહ્યુંરે. ૧
નારી આપો જઈ નરપતી, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દયાળજી; સરશે આપણું કામ. કહ્યુંરે. ૨
માનોજી કહે મંદોદરી, સુણીએ મારા સ્વામી;
એને લેજો તમે ઓળખી, એ છે અંતરજામી. કહ્યુંરે. ૩
આ જુવો ગરદ ઉડે ઘણી, મેહેલ થઈ ગયા મેલા;

સીતાને લેઇને જઈ મળો, સ્વામી કાં થયા ઘેલા. કહ્યુંરે. ૪
આજ સ્વપનામાં આવીયું, લંકામાં લાહ્ય લાગી;
રામબાણે દશ શિશ હણ્યાં, એટલે હું જાગી. કહ્યુંરે. ૫
પેટ ચોળીને પીડા કરી, માન મણી ટરનું લીધું;
આભ સાથે જઈ આથડયા, વેર મોટાશું કીધું. કહ્યુંરે. ૬
સ્વામીજી એ શું કરયું તમે, જુવો મહા જુદ્ધ થાશે;
પ્રાણ તમારા લઇને, સીતારામ ઘેર જાશે. કહ્યુંરે. ૭
મારે મરણ આવ્યું ઢુકડું, ઉગરવાની નહી આશા;
જઈને નમો તો જીવશો, કહે છે રણછોડદાસ. કહ્યુંરે. ૮

પદ ૭ મું.

રાવણ મંદોદરીને કહે છે.

રાવણ કહેરે મંદોદરી, હારશો ન હા હૈયે;
લંકાંગઢ કેમ લેવાશે, દશરથનેરે છઇએ. રાવણ. ૧
શેના એની જુવો શોભતી, માંહી વાનર વારૂ;
રાજા રાવણને જીતશે, એનો શા બળ સારૂ. રાવણ. ૨
થાળી વગાડે હું નવ બીહુ, રહયાં ત્રંબાળું ગાજી;
અમ આગળ એનો શો આશરો, જક માં કરો ઝાઝી. રાવણ. ૩
અજાણ્યો મારો એ નથી, માનની મતી પાઈ;
જોર કરીને આવીયો, જો જનકનો જમાઈ; રાવણ. ૪
ત્રણ ભુવનમાં તારૂણી, નથી નીરપતી એવા,
રાજા રાવણ શું આથડે, યુદ્ધના લાવ લેવા. રાવણ. ૫
નવ ગૃહને મેં વસ કર્યા, લોપી મુનીવરની આગ્ના,
ઈંદ્ર રહ્યા મારી આગ્નામાં, તેત્રીશ કરોડનો રાજા. રાવણ. ૬
માનની મારૂં મરણ હશે, હરી હાથથી હણશે;
લંકાં લઈ વઈકુંઠ આપશે, તેમાં શો લાભ ગણશે. રાવણ. ૭
નારી નહી આપું નૃપને, બરદ મારૂં રે જાય;
થનાર હશે તે થઈ રહેશે, ગુણ રણછોડ ગાય. રાવણ. ૮

પદ ૮ મું.

કોઈ સુધ લાવે મારા નાથની, તેને નવનિધ આપું;
મોતીડે વધાવું તેહને, કષ્ટ કોડેથી કાપું. કોઈ સુધ લાવે. ૧
સખી કોઈ સમઝાવીને, ઘેર તેડીને લાવે;
કઠણ હઇયાના કાનજી, સંદેશો ન કહાવે. કોઈ સુધ લાવે. ૨
કોઈ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પુછે,
શા માટે રીશાઈ ગયા, તેનું કારણ શું છે. કોઈ સુધ લાવે. ૩
મુજને મુકી જોગી થયા, કે કોઈયે ભરમાવ્યા;
કોને ભરૂંસે મુકી ગયા, હજુ ઘેર ન આવ્યા. કોઈ સુધ લાવે. ૪
કાંઈ સમજણ પડતી નથી, રહું નિત્ય ઉદાસી;
વસમું લાગે મુને વીઠલા, મથુરાંનારે વાસી. કોઈ સુધ લાવે. ૫

અનેક અપરાધ ક્ષમા કીજીયે, કહું છું શિર નામી;
વાલમ વેલા આવજો. રણછોડના સ્વામી. ક્રોધ સુધ લાવે. ૬

પદ ૯ મું.

સીતા વિજોગે શ્રીરામજી, લક્ષમણુનેરે પુછે;
હજુ હનુમાન નહિ આવિયો, તેનું કારણ શું છે. સીતા વિજોગે. ૧
અવધ કરી અહિંથી ગયો, હું તો હમણાંજ આવું;
સ્વર્ગ મૃત્યુ પાતાળની, સુધ પહોરમાં લાવું. સીતા વિજોગે. ૨
મ્હારૂં મન રહેતું નથી, ભાઈ ઘરસુત્ર ભાગ્યું,
સીતા ગયે શું ઉગરયું, મોટું લાંછન લાગ્યું. સીતા વિજોગે. ૩
જડશે નહિ જો જાનકી, ત્યારે શી ગત થાશે;
લોક લાંછન વળી લાગશે, વિસ્વમાં નહિ રહેવાશે. સીતા વિજોગે. ૪
બોલ બાંધવના સાંભળી, બોલ્યા લક્ષમણ વીર;
સીતાને શોધી લાવશું, મન રાખોને ધીર. સીતા વિજોગે. ૫
રૂદન કરે શ્રીરામજી, સોક સાગર મુકે;
લક્ષમણ કહે સત્ય માનજો, સતી સત્ય ન ચુકે. સીતા વિજોગે. ૬
સીતાજી સરીખી સતી નહિ, રહેશે આપ વિચારી;
અવર પુરૂષ સામુ નવ જુવે, નાંખે વિષ સંહારી. સીતા વિજોગે. ૭
અન્યો અન્ય બાંધવ બોલીયા, વાટ જુવે એમ કહીને;
એટલે હનુમાન આવીયા, સુદ્ધ સીતાની લઇને. સીતા વિજોગે. ૮
હરખ થયો શ્રીરામને, હનુમાનને પુછે;
કુશળ કલ્યાણ છે જાનકી, તેહેને દુખ કેવું છે. સીતા વિજોગે. ૯
પ્રણામ કરી કહે રામને, કુશળ છે મારી માતા;
મુજને કહે કહેજો નાથને, આવી કરે સુખ સાતા. સીતા વિજોગે. ૧૦
નિસદિન નામ લે તમતણું, શોકાતુર થઈને;
કહ્યું મેં જે વેહેલા આવશું, શ્રીરામને લઇને. સીતા વિજોગે. ૧૧
હરખ થયો સુણી રામને, સૈન્યા તતપર કીધી,
પાગ બાંધી પાર ઉતર્યા, જઈ દુદુંભી દીધી; સીતા વિજોગે. ૧૨
રીંછ વાનર શ્રી રામનાં, દળ ભારે રે આવ્યું;
રાક્ષસ રાજા રાવણ તણું, જુધ જોર મચાવ્યું. સીતા વિજોગે ૧૩
હારે નહી કોઇ કોઈથી, માર મોકમ મારે;
રામ લક્ષમણ ક્રોધે ચડયા, કપી કોપીયા ત્યારે, સીતા વિજોગે. ૧૪
જુદ્ધ કરી રામ જીતિયા, રાવણનેરે માર્યો;
રાજ વિભીષણને આપીયું, તન તાપ નિવાર્યો. સીતા વિજોગે. ૧૫
સીતા લઇ શ્રી રામજી, અયોધ્યામાં આવ્યા.
જયજયકાર ત્યાં થઈ રહયો, પ્રજાને મન ભાવ્યા. સીતા વિજોગે. ૧૬
રામ કથા રસ શાંભળે, સુખ વરણી ન જાય,
ભવસાગર ફેરો ટળે, ગુણ રણછોડ ગાય. સીતા વિજોગે. ૧૭

## પદ ૧૦ મું.

રઘુનાથજી રાજ બેસવા, અજોધ્યામાં આવે;
વધામણિયા સામા મોકલી, બેઠે બળવંત ન્હાવે રઘુનાથજી. ૧
ભરત શત્રૂઘન બોલીયા, ચાલો સામારે જઇએ.
જઇને બાંન્ધવને ભેટીએ, આપણ સુખીઆરે થઇએ. રઘુનાથજી. ૨
પેહેલા મળ્યા શ્રીરામને, પછે લક્ષ્મણવીર;
પછે મળ્યા માતા જાનકી, સુખ પામ્યા શરીર. રઘુનાથજી. ૩
વળતા બોલ્યા શ્રી રામજી, વીરા કહો સાચી વાત;
અજોધ્યાવાસી સહુ કુશળ છે, કુશળ કૌશલ્યા માત. રઘુનાથજી. ૪
ભરત કહે રામજી સુણો, સઉ કુશળ કલ્યાણ;
ચૌદ વરસે પધારીઆ, સઉના જીવનપ્રાણ. રઘુનાથજી. ૫
ગાજતે વાજતે પુરમાં, રામ સીતા પધારયાં;
પુરવાસી સઉ પાએ નમ્યાં, અતી વહાલ વધારયાં. રઘુનાથજી. ૬
નિજ મંદીરમાં આવીયા, પુષ્પ મોતીએ વધાવ્યા;
પ્રણામ કરવા પ્રીતથી, માતા પાશેરે આવ્યા. રઘુનાથજી. ૭
ત્રણે માતાને પાએ નમ્યા, રામ લક્ષમણ સીતા;
વિધવા જોઇ ત્યાં માતાને, સાંભળ્યા નિજ પિતા. રઘુનાથજી. ૮
વિજોગ પડયો ચૌદ વરસનો, સૌને આનંદ થાયે;
રાજ્યાસનપર બેસવા, શુભ મુરત જોવાએ. રઘુનાથજી. ૯
મુરત નિશ્ચય કરયું તે સમે, માણેકસ્થંભ રોપાયો;
તરિયા તોરણ તો બાંધીયાં, રૂડો મંડપ રચાવ્યો. રઘુનાથજી. ૧૦
સોભા સ્વરગ થકી ઘણી, જુવે નરનેરે નારી;
વાજીંત્ર નાના ભાત્યનાં વાજે બહુ સુખકારી. રઘુનાથજી. ૧૧
વેદધુની મુનિયો ભણે, શાસ્ત્ર વીધી પ્રમાણે;
વસ્ત્રાભુષણ સજી રામજી, આવ્યા તે ટાણે. રઘુનાથજી. ૧૨
શુભ ચોઘડિયું જોઈ કરી, ગાદીએ બેશાડયા;
ગુરૂવશિષ્ટ આશિશ દીએ; અવિચળ રહો પ્યારા. રઘુનાથજી. ૧૩
મુનિયો સરવે કહે તે સમે, રામ જુગોજુગ જીવો;
પ્રજા પાળો પ્રભુ પ્રીતથી, છો રઘુકુળમાં દીવો. રઘુનાથજી. ૧૪
મંગળ ગાઇને માનુની મોતી પુષ્પે વધાવે;
જાચક જન ત્યાં બહુ મળી, આસીશ દેવાને આવે. રઘુનાથજી. ૧૫
જેની જેવી યોગ્યતા, તેને દક્ષણા દીધી;
વસ્ત્ર આભુષણ આપીયાં, તે સોભા જોય. જેવી. રઘુનથજી. ૧૬
જય જય શબ્દો કહે સહુ, આનંદ ઉર ન માએ;
મુનિ સર્વને નિજ માતને, પ્રભુ નમિયા છે તાએ. રઘુનાથજી ૧૭
ઘરઘર ઓછવ થઈ રહ્યા, એવા ઉત્તમ નામી;
ભાવે ભજો સહુ રામને, રણછોડના સ્વામી. રઘુનાથજી. ૧૮

પદ ૧૧ મું

હું તો તને વારૂં રે, આ તેં શું કર્યુંરે;
હરી હીરો ખોયો ને હડાર્યો તે સંસાર. ટેક.
હઈયાના ફુટયારે, આંખે થયો આંધળોરે;
વિસારી મેલ્યા દિનદયાળ. હું તો તને. ૧
મારા સાળા મુરખરે, બુદ્ધિ તારી કયાં બળીરે;
માથે તો ભમતો ન દીઠો કાળ;
ગપાટાને હાંકેરે, બધા ગામનારે;
વિચારી ના જોયું રે. અસાર સંસાર હું તો તને. ૨
મુનશા જનમરે, મેળવ્યો તેં ધુળમ
હંસા ઉપર ઘાલી હામ;
જણ્યો તને ત્યારેરે, આડેશી ના આવીયોરે;
તારી માની કુખે ના દીધો ડામ. હું તો તને. ૩
સગાંને સંબંધીરે, બુડાવવાને સો મળ્યાંરે,
તરવાને ત્રીકમ નામ સંભાર;
ભયતો ન લાગેરે, ઝટપટ માનજેરે,
હવે તું તો ગાફલ ન રહીશ ગુમાર. હું તો તને. ૪
ડાહાપણ તો ડોળ્યું રે, સ્વારથ સાથમાંરે;
પરમારથની ન જાણી પેર,
રણછોડ કહેછેરે, રાંડના તુને તજેરે;
વહી ગયા ભજવાના દીન. હું તો તને. ૫

શરીર રૂપી અંગરખા વિશે.

પદ ૧૨ મું–રાગ કાફી.

અંગરખુ એક તારૂંરે, બનાવ્યું બહુ જુગ્તિ કરી,
શિવનારો દરજી ડાહયોરે, કીધી છે મહા કારીગરી;
કારીગરી માંહી કેવીરે કીધી, તેનો કહેતાં નાવે પાર;
બારીક કામ બહુ કીધું ઝીણું, તેના ઉપર તાણ્યો છે તાર;
ટાંકો તો નજરે નવ આવેરે, દેખોને સરવે સુરત ધરિ. અંગરખું. ૧
ભાત બનાવી દોરીવાળીરે, તેમાં બખીયા મુકયા બહુ;
વાળ્યું વળે છે અકડ નથી તેમાં, તાણ્યો નથી એકે તાર;
સાદુ શીવ્યું સંગેરે, આવ્યું છે અંગે બરાબરી. અંગરખું. ૨
કમરપટો કોઠાને કુણી પુંઠેથી પાની પ્રમાણ;
તેમાં કળીચડી કાંઈ નથી વળી, શીવનારો ચતુરસુજાણ;
પ્રમાણ કેવું કીધુંરે, બેસનું છે બરાબરી. અંગરખું. ૩
અંગરખું બહુ રંગી બનાવ્યું. પુરણ પ્રેમ પ્રકાશ;
ચોંપ દેખોને દરજીની કેરી, શિવતાં કયાં નવ માસ;
દાસ રણછોડનેરે, પેહેરાવ્યું પ્રભુ ખરાખરી. અંગરખું. ૪

પદ ૧૩ મું.—અન્નદેવનું.

તમને આરાધું અન્નદેવ, પ્રથમ કરૂં તમારી સેવ. ટેક.

સવા પહોરે સુતાં ઉઠે, બહોર કરતાં બાળ,
માતા પાસે ખાવા માગે, પેહલે પ્રાતઃકાળ. તમને. ૧

પહોર દહાડામાં આવી મળે, તો કાયા કરે કલોલ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો શોળ. તમને. ૨

વાત કરતાં વહી પડે છે, ભણતાં જાય છે ભુલી,
આંખડીયે અંધારાં આવે, કાયા થઈ જાય લુલી. તમને. ૩

પંદર દીને એકાદશી આવે, વ્રત તણો મહીમાય;
રાત પડેને સપનું લાગે, વાણું ક્યારે વાય. તમને. ૩

બળિયામાં જે બળિયો કહાવે, જે છે સહુથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ફુળ થઈને ઢળીયો. તમને ૫

તેત્રિશ કોટી દેવ મળીને, સઉ કો તમને પુજે;
કહે રણછોડ અન્નદેવ મળે તો, સરવે વાતો સુજે. તમને ૬

કલ્યાણ.

પદ ૧ લું રાગ પ્રભાત.

સગપણ સાચું શાનું ભાઈ, શું માયાને વળગુંરે;
ગરજા ગરજે સહુ મળ્યું છે અંતે રહેશે અળગુંરે. સગપણ. ૧

ધન કાજે તન પીલીને, લુખી ભેળું ભળવુંરે;
ઘડી એક તો પ્યારી જાય છે, તારે તો છે મરવુંરે. સગપણ ૨

ઉંચા ઉંચા મેહેલ બનાવી, ફુલ્યા ફુલ્યા ફરવુંરે;
એ મંદીરમાં કોણ માલશે, તારે તો છે મરવુંરે, સગપણ. ૩

બચકે બાંધ્યા વસ્રને વાઘા, ઘણું ઘરેણું ભરવુંરે;
પરોળાં તારાં કોણ પેરશે, તારે તો છે મરવુંરે. સગપણ. ૪

હાથી ઘોડા માલ ખજાના, સુખપાલમાં ફરવુંરે;
એમાં જોને કોણ માલશે, તારે તો છે મરવુંરે; સગપણ. ૫

ભજન કરીલે મન વેરાગી, ફુટ હૈયાના ફુટચારે.
કહે કલ્યાણ કહ્યું નવ માને, એમ દીવસ તને રૂઠયારે. સગપણ. ૬

પદ ૨ જું.

કંઈક કરમનો કરનારો તે, શરણ તમારે આવ્યોરે,
મહા જાળમાં બાંધી નાંખ્યો, હવે હરી છોડાવોરે. કંઈક કરમનો. ૧

પાપ કરતાં પાછું નવ જોયું, હરીનું નામ હું ભુલ્યોરે,
દુરિજનની સંગત મેં કીધી, દેવાળામાં ડુલ્યોરે. કંઈક કમરનો. ૨

અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસરે,
લખ ચોરાસી ફેરા ફરતાં, કરી મુક્તિની આશારે. કંઈક કમરનો. ૩

સોનું રૂપું જંતર મંતર તંતર મારે તું છે રે;
આવું દુનિયામાં નથીજ ગમતું, મળવા આતુર હુંછુંરે. કંઈક કમરનો. ૪

નામતણો મહિમા મોટો છે, કઈક પાપી નર તાર્યારે;
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યારે. કંઈક કમરનો. ૫

## ડાકોરના રણછોડજીનો ગરબો.

( અલબેલીરે અંબે માત જોવાને જઇએ.—એ રાગ. )

છોગાળા છબિલા છેલ, રણછોડ રંગીલા;
કરી બોડાણા ઉપર મેર, હો મોરલીવાળા. ટેક.
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષરે;
વેદ વિચારી વિસ્મે પામ્યા, સમજાયો નહી લેશ. રણછોડ. ૧
મહા મોટમ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પક્ષીની તૃષા જાય. રણછોડ. ૨
મંદ મતિ મહારાજ મારી, મલીન મારૂં મનરે;
શરણે રાખો શામળિયા મને, જાણી તમારો જન. રણછોડ. ૩
દ્વારકાંના વાશી રાય, રણછોડ તમારૂં નામરે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ. ૪
બોડાણાની ભકિત ભાવી, ભુધરજી ભલી તમનેરે;
અઢળક ઢળિયા ધરણીધર, દુર્લભ છો અગમ નિગમ. રણછોડ. ૫
ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માતરે;
પાતળીયો પોતાનો કીધો, હેતે લીધા હાથ. રણછોડ. ૬
સિતેર વરસ સેવા કરી, શામળિયો સમજાવ્યારે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વરસે બે ત્રણ ફેરા ખાય. રણછોડ. ૭
કરમાં તુલસી વાવીને જઇ, ચતુર્ભુજને ચડાવીરે;
પ્રભુજીતો પ્રસન્ન થયા તે, દિલમાં દયા આવી. રણછોડ. ૮
અલબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું તે, કોઈ ન જાણે વાત. રણછોડ. ૯
ઘણા દિવસ તેં મારે કાજે, મહા મોટું કષ્ટ કીધુંરે;
વપુ તારૂં વૃદ્ધ થયું તે, જોઇ મારૂં મન બીધું. રણછોડ ૧૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણ નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ. ૧૧
કહ્યું મારૂં માની કાલે, જા તું ડાકોર ગામરે;
વેહેલ લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણછોડ. ૧૨
બોડાણો કહે બાપજી હું, વેહેલ ક્યાંથી લાવુંરે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ. ૧૩
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ. ૧૪
બોડાણાને વચનજ આપી, વિદાય કીધો વળતીરે;
વનમાળી કહે તારે માટે, વક્ત આવી છે મળતી. રણછોડ. ૧૫
વારૂ કહીને વિઠલજીને, ચરણે પડ્યો કરજોડરે;
લજ્જા મારી લટકાળા તમો, રાખજો શ્રી રણછોડ. રણછોડ. ૧૬
અતિ આતુરતા અંગમાં, આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેર કહી મારે, તમ સરખું છે કામ. રણછોડ. ૧૭

ઉપકાર માનું તમતણો જો, આપે બળદને વેહેલરે;
જાવું દ્વારકામાં છેલ્લો ફેરો, તીકમજીની ટેલ. રણછોડ. ૧૮
પુરવાસી પાડોશી કહે ભાઈ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી ભાઈ, ભાગ્ય તમારૂં ફળશે. રણછોડ. ૧૯
એવું સાંભળી ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેળા કરતાં વનમાળીના, મંદીર પાછળ છોડી. રણછોડ. ૨૦
ગુગળી સઉકો હસવા લાગ્યા, કૌતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યો, લેઈ જવાને નાથ. રણછોડ. ૨૧
વેહેલ ને બે બળદ જોતાં, હસે છે મુરખ મોડરે;
અરે ભાઈ ભુતળમાં ના મળે; આવી બીજી જોડ. રણછોડ. ૨૨
બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઈશ્વર ઈચ્છા કોઈ ન જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ. ૨૩
સંધ્યા થઇને સેન કરાવ્યું, રણછોડને રંગભેરરે;
અડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પેર. રણછોડ. ૨૪
તાળાં તોડયાં ભુગળ ભાગી, આવ્યા મંદીર બહારરે;
બોડાણાની પાસે આવી, એમે કરયો પોકાર. રણછોડ. ૨૫
જાગ જાગ તુ ઝટપટ કરીને, વિઠલ કહે વહેલ જોડ રે;
બોડાણો ઝબકીને જાગ્યો, દિઠા શ્રીરણછોડ. રણછોડ. ૨૬
ગદગદ કંઠે ગળગળુ બોલે, થરથર ધ્રુજે અંગ રે;
ગોવિંદજી હવે શી ગત થાશે, તમે રાખજો રંગ. રણછોડ. ૨૭
બળદ તો બેસીને ઉઠે, ચાલે નહી લગાર રે;
પ્રાતસમે તો પકડશે મુને, મારશે બહુ માર. રણછોડ. ૨૮
જગજીવન કહે જેમ તેમ કરતુ, ઝાંપા સુધી કહાડરે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ. રણછોડ. ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પહોંચ્યારે;
રાશ પરોણો પોને લીધો, બોડાણો માંહે સુતા. રણછોડ. ૩૦
વેગે વેલ ઉડાડી પોતે, અંતરીક્ષથી અલબેલેરે;
ઉમરેઠને ડાકોરના વચ્ચે, આણીને તો મેલે, રણછોડ. ૩૧
બોડાણો કહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાત થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કંઈ ઘાટ. રણછોડ. ૩૨
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણી વારરે;
શામળિયા સીમાડો મારા, ગામતણો નિરધાર. રણછોડ. ૩૩
અલબેલા ઉતરિયા હેઠે, લિંબ તળે લટકાળોરે;
વિશ્રામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળ્યો. રણછોડ. ૩૪
લિંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અટકાડી કડવાસ કાઢી, તે સઉએ નજરે દીઠું. રણછોડ. ૩૫
પાતળિયે ત્યાં પગલાં પાડયાં, પોતાનાં સાક્ષાતરે;
અદ્યાપિ એધાણી તેની; સરવે જાણે વાત. રણછોડ. ૩૬

એમ કહી અલબેલો આવ્યા, ડ્ડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રહેવાનો કર ઠામ. રણછોડ. ૩૭
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તે સોકોઇયે જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહિ દેખે, જ્યારે વાશે વાહાણું. રણછોડ. ૩૮
ધસમસ કરતા ધાઈ આવશે, ગુગળીઓ બરદાળારે;
શામળીયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળા. રણછોડ. ૩૯
ગોમતીમાં ગોવિંદજી પેઠા, વાગ્યમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દિવસે ચાલી. રણછોડ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લઈ મળવા, ગયા સહુના પહેલા. રણછોડ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીયે વિકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુદરજી ભુપાળ. રણછોડ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુરછાગત તે પાડયોરે;
અંગીકાર કરી અલબેલે, હજીયે દીસે ખાડો. રણછોડ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું તે, જાહેર જુગ મોઝારરે,
એ એંધાણે અલબેલા, શોધી કહાડયા નીર બહાર. રણછોડ. ૪૪
બે વચને ત્યાંથી બલવંત બોલ્યા, હું હવે ત્યાં નહિ આવુંરે;
મુજ બરાબર સોનુ લઈને, કરો તમે મન ભાવ્યું. રણછોડ. ૪૫
લાલચમાં લપટાયા સરવે. લોભમાં લેવાયારે;
સરકાર સરવે પંચ મળીને, તાંસ તીરે લાવ્યા. રણછોડ. ૪૬
સામા સામુ લખ્યું લેઈને, બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ. ૪૭
મહારાજ મુજ પાસે નથી, વાલ કેરી વિંટીરે;
સોનુ જોઈએ શામ બરાબર, ચિતમાં ચિંતા પેઠી. રણછોડ. ૪૮
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગાબાઈને પુછોરે;
સવા વાલની વાળી છે તે, લાવો ત્યાં તમે ધરજો. રણછોડ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને; વાત કહી વીસ્તારીરે;
વાળી લેઈ વનમાળી તેડે, ગોવીંદની ગત ન્યારી. રણછોડ. ૫૦
તરત લઈને ત્યારે આવ્યાં, વાળી રાખી પાસરે;
લજ્જા રાખજો લટકાળા, હું ચર્ણકમળની દાસ. રણછોડ. ૫૧
વડની ડાળે તાસ બાંધ્યો, તીકમજીને તોળ્યારે;
વાંળી નમીને વાલમ કસ્યા, પછે જે જે સહુકો બોલ્યા. રણછોડ. ૫૨
ઝાંખાં થઈને જગજીવનને, ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભરયું છે, જુઠ ઝાઝેરી રહે છે. રણછોડ. ૫૩
બાળપણે તેં મામો માર્યો; મથુરા નગરિ માંહરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જશએ કયાંય. રણછોડ. ૫૪
પ્રભુ કહે પાછા ફરો જાઓ, દ્વારકા મોઝારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણછોડ. ૫૫

નિરાસ થઈ નીસાસો મુકી, ગુગળી ઘેર પધારેરે;
સેવંત્રીમાં જઈને જોયું, પ્રભુ ત્યાં તો સધાર્યા. રણછોડ. ૫૬
સંવત બારને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખીરે,
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે સાખી. રણછોડ. ૫૭
વરસ પાંછશેં અગનોત્તર સુધી, અલબેલે એમ કીધુંરે,
ત્યાં લગી તો ગોમતી તીરે, સહુને દરસન દીધું. રણછોડ. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટો રે,
ચીલાજીશું પરપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણછોડ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુંરે,
જગજીવનનો જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણછોડ. ૬૦
કારજ કીધું જાણી વજીર, રતનશીંગને તેડે રે,
મોહનજીનું મંદીર મોટું, કર તું દિવસ થોડે, રણછોડ. ૬૧
મંદીર કરી મહારાજાને, પધરાવ્યા ત્યાં પ્રીતેરે,
સંવત સીતેર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણછોડ. ૬૨
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે,
વૈષ્ણવ વાજીંત્ર લેઇ સરવે, સંઘ સમાજે આવે. રણછોડ. ૬૩
મોટું મહાત્મ્ય જાણીને જન, સરવે દરશને આવેરે,
ભેટ સામગ્રી શણગાર સારા, શામળીયાને લાવે. રણછોડ. ૬૪
મેળો મહા ભારત થયો તે મંદિરમાં ન માયરે,
જગજીવનને જોવાને તો, જન તણા જીવ જાય. રણછોડ. ૬૫
ત્યારે મહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે;
ઉચ આશને અમો બેશીને, દરશન સઉને દાજે. રણછોડ. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણ ન લાગી વારરે;
ડાકોર મધે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ. ૬૭
આવીને અલબેલા કેરૂ આરંભ્યુ મંદીરરે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ ૬૮
કામ કરતાં કસર ન કરશો, પૈસા પુરા પાડરે;
ધન તો ધરણીધરનું, સરવે ધ્યાન મુસ્તક ગાડ. રણછોડ. ૬૯
પાયામાંતો પથ્થર પુરા, સીસુ ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, સોભાનો નહી પાર. રણછોડ. ૭૦
મહારાજાનું મંદીર ત્રીજે, વરસે થયુ તૈયાર રે;
પ્રભુજીને પધરાવવા તણો, કીધો છે નિરધાર. રણછોડ. ૭૧
સર્વ મળીને શામળીયાની, પાસે આવ્યા પ્રીતેરે;
મુહુર્ત જોવા મોટા જોસી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ. ૭૨
મહુરત જોઈને જોશી કહે છે, મંદીરમાં પધરાવો રે;
મોટુ મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો. રણછોડ. ૭૩
અલબેલાજીને ઉચકે પણ, ખસે નહી તલ માત્રરે;
વિચારી સહુ વિસ્મય પામ્યા, ગળિયાં સહુનાં ગાત્ર. રણછોડ. ૭૪

શું થાશે શામળિયા મોટું, મંદીર મીથ્યા થાશે રે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ. ૭૫
પુન્યદાન બહુ પેરે કીધાં, પાતળાયો પધરાવારે;
તોય પણ મોહન ન માને, મોઠે મંદીર જાવા. રણછોડ. ૭૬
સાંજ પડી સહુ કોઈ થાકયા, કાંઇ ન સુજે વાતરે;
અલબેલાને એ ગમ્યું નહી, હેઠા પડિયા હાથ. રણછોડ. ૭૭
પ્રભુએ પ્રેર્યો પુરવાસી, કોઈ બોલ્યો એવી વાતરે;
જુગજીવનને જોઇએ બ્રાહ્મણો, બોડાણાની જાત. રણછોડ. ૭૮
તેના કુળમાં કોઈ હોય તો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી તુઠે. રણછોડ. ૭૯
શોધ કરીને શોધી કહાડયો, કુળ મધ્યે તો કોઈ રે;
ઓતામાં જુગજીવન કેરૂં, મન રહ્યું છે મોહી. રણછોડ. ૮૦
અલબેલાને અંગે અટકયા, સંગે સઘળો સાથરે;
અંતરિક્ષ ઉઠયા અલબેલો તે, કોઈ ન જાણે વાત. રણછોડ. ૮૧
પ્રીત કરિ પાતળિયો લઇને, મોટ મંદિર ચાલ્યારે;
સિંહાસન ઉપર શામળિયો, હરજી હેતે માલ્યા. રણછોડ. ૮૨
સંવત અઢાર અઠાવીશે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું શામળિયે, અંગે રંગે વધાયા. રણછોડ. ૮૩
બોડાણાનું બરદજ ગાવા, વંશ બોલાવ્યા વાહાલારે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારો આલે. રણછોડ. ૮૪
ડાકોર કીધું દ્વારકાં તે, ત્રીકમજી તતકાળરે;
લવ લવ મારી લેખે ગણજો, તમો પિતા હું બાળ. રણછોડ. ૮૫
સિંહાસનની શોભા સારી, આરસનું મહિ કામ રે;
મધ્યે મોહન તમો બિરાજો, જોવા સરખું ધામ. રણછોડ. ૮૬
ચરણકમળનું ચિંતવન કરતા, ચિંતા ચિત્ત ઓલાયરે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ ઘમકે, અલબેલા લેવું ભુલાય. રણછોડ. ૮૭
પીતાંબર પિળું છે તેની, કસબની છે કોરરે;
જડીત્ર કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘન ઘોર. રણછોડ. ૮૮
કસબીવાઘો કનક સરખો, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણછોડ. ૮૯
ચારે હાથે ચતુરભુજને, કડાં ચુનીઓ વાળાંરે;
સાંકળી સંગે સારી શોભે, બાજુ બંધ નખરાળાં. રણછોડ. ૯૦
આંગીળીએ અંગુઠી ઉજવળ, વેઢ અને વળી વીંટીરે;
પુંચી સાંકળી પાતળીયાને મુખમાં મોરલી મીઠી. રણછોડ. ૯૧
મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોતી મોહે, ચરણે જઈને ચાંપે. રણછોડ. ૯૨
સોનાની સાંકળીયો દોરો, ડુગડુગિયો માંહે ઝળકેરે;
શંખ ગદા પદમને ચક્ર, ચારે હાથે ચળકે. રણછોડ. ૯૩

ગળાબંધ ગળામાં સોહીયે, કાને કુંડળ મોતીરે;
જડાવનુ તિલક જદુવીરને, અખંડ જ્યોત ઉદ્યોતી. રણછોડ. ૯૪
મુગટ મનોહર મહારાજાનો, જુગમાં ન મળે જોડારે;
મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તોરો. રણછોડ. ૯૫
અદભુતરૂપ અકળમાં નાવે, એક રચના શું ભાખુંરે;
અપાર એનો પાર નથી, હું કેમ કરીને ઝાંખુ રણછોડ. ૯૬
જેને જેવા જોઇયે તેને, તેવા છે અલબેલારે;
ગવાય તેમ ગુણ ગાજો એના, રખે અળગા મેલો. રણછોડ. ૯૭
ધન્ય બોડાણા ધીરજ તારી, ભગવંતને બાંધ્યોરે;
જોગી મુનીને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો. રણછોડ. ૯૮
ડાસરામાં ઠીક નીકળીયો, પ્રગણામાં તું પ્રીતેર;
દુનિયામાં તેં ડંકો કીધો, ડાકોર રહે રંગ રીતે. રણછોડ. ૯૯
ચાર જુગમાં જાણ થયો તું, બોડાણો બલીહારીરે;
તન મન ધન તેં ત્રીકમ ઉપર, સરવે નાંખ્યું વારી. રણછોડ. ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનો તો આંક નથી, તમે શામળીયાજી સહેજો. રણછોડ. ૧૦૧
જો મોહન મનમાં જાણોતો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાંગત રાખો, રંગીલા રણછોડ. રણછોડ. ૧૦૨
જે જે અવગુણ જોશો તે, પ્રભુ મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાઉં, જેમ આકડાનુ તુર. રણછોડ. ૧૦૩
શામળીયા તમો સામુ જુઓ, સ્નેહ ધરીને સ્યામરે;
મન ફેરવી મોહનજી મારૂ, સેજે થાયે કામ. રણછોડ. ૧૦૪
ચરણ કમળમાં ચિતડુ મારૂ તાણીને મન રાખોરે;
ધણી થઈ ગિરધારી મુજને, તરછોડી ન નાંખો. રણછોડ. ૧૦૫
બેઉ કરજોડીચરણે વારી, સો સો કરૂ સલામરે;
રણછોડને તમે રાખી રસીયા; ખાના જાત ગુલામ. રણછોડ. ૧૦૬
રાય રણછોડનો ગરબો જે કોઇ, ગાશે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઇ રંગ રીતે. રણછોડ, ૧૦૭
સહુ મળીને સાંભળજો, હું કહું છું વારંવારરે;
ભુલ્યું ચુક્યું માફ કરજો, કરતા છે કિરતાર. રણછોડ. ૧૦૮
સંવત અઢારસેં અગનોતેરે, આઠમ આસો માસ રે;
કૃશ્ન પક્ષને રવિવારે, ગુણ ગાય છે રણછોડદાસ રણછોડ. ૧૦૯

## માંડણ.

### પદ ૧ લું.

શેઠ કીધો મેંહે શામળો, જેણે મહા ધન આલ્યું;
નાણું ખરૂં હરી નામનું, ત્રણ લોકમાં ચાલ્યું. શેઠ કીધો. ૧
અવર વેપાર ઉપાડીયો, કાઢી કરમની કોઠી.
લખરે ચોરાશીમાં જોઈ વળ્યો, ખટખડ સહુ ખોટી. શેઠ કીધો. ૨

મોહ મસ્સર બે ટીલવા, મન ગમતારે માલે;
કહ્યું તે કોઈનું નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ કીધો. ૩
કામને ક્રોધ મંત્રી મળ્યા, તેને મુકીયા વાહી;
તે મમતાને લાવીયા, કોને રાખરે સાહી. શેઠ કીધો. ૪
છળભેદ તો છે બે છોકરા, થઇ બેઠા છે મોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખેરે થોભી. શેઠ કીધો. ૫
હરખ સોકની હુંડી કરે, મન મનવોરે મોટો;
વાણોતર વધી ગયા, પછે આવ્યોરે ટોટો. શેઠ કીધો. ૬
વ્યાજ ફલ્યું વછીયાતનું, ખાતું નવ જોયું;
મેળ ન કાઢયો મ્રત્યુનો, પછી આપ વગોવ્યું. શેઠ કીધો. ૭
વીમો લુટાણો વાટમાં, વણ પ્રીછેરે વાણી;
આગડિયા અહંકારના, બુડીયા વણ પાણી. શેઠ કીધો. ૮
આથીને પોથી જે હતી, સરવે ખોઇ બેઠા;
જમરે આવ્યા જ્યારે લુટવા, નાશી ઘરમાં પેઠા. શેઠ કીધો. ૯
અંતે ન જોયો આવરો, મ્રમ ભગળ ચલાવ્યુ;
નવરે દ્વારે નાઠો ફરે, સાથે કોય ન આવ્યું. શેઠ કીધો. ૧૦
નોકર સર્વે નાસી ગયા. શેઠ એકલા સહાયા;
લલોપતો તેણે કરી, સરવે મળીને વહાયા. શેઠ કીધો. ૧૧
લાભે લેખાં તો લોભનાં, જર ન મળે જરીકે;
પુણ્ય પાપની કોથળી, હાલી રહીરે ઓશીકે. શેઠ કીધો. ૧૨
ચિત્તતણા જે ચોપડા, તેને મુકયારે જોઇ;
પાનાં છે પરપંચનાં, તેને નાંખ્યારે ધોઇ. શેઠ કીધો. ૧૩
ચાતુર હોયતો ચેતજો, ચિત્ત ચકલેરે બેસી;
નર કોઈ જીતી નથી ગયા, આ વણજમાંરે પેશી. શેઠ કીધો. ૧૪
શોધી કાઢી સાચા શેઠને, વેપાર વધાર્યો;
લેખુંરે ચોખું લાભનું, આલીને પરવાર્યો. શેઠ કીધો. ૧૫
નિરભે થઈ નાણું કરયું, ઢાંકયુંરે દેવાળું;
કહે માંડણ હવે નહી કરૂં, ધોળા ઉપર કાળું. શેઠ કીધો. ૧૬

## મીરાંબાઈ.

### પદ ૧ લું રાગ પ્રભાતી.

મુજ અબળાને મોટીરે મીરતબાઈ શામળો ઘરેણું મારે સાચુરે;
વાળી ઘડાવું વીઠલવરકેરી, હાર હરીનો મારે હઇયેરે,
ચીતમાળા ચતુરભુજ ચુડલો, શિદ સોની ઘેર જઇયેરે. મુજ અબળાને. ૧
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વીછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામીરે. મુજ અબળાને. ૨
પેટી ઘડાવું પુરૂસોતમકેરી, ત્રીકમ નામનું તાળુરે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મહારૂંરે. મુજ અબળાને. ૩
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચુંરે;
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરીને ચરણે જાચુંરે. મુજ અબળાને. ૪

પદ ૨.

કયાં ગયો પેલો મોરલી વાળો, અમારા ઘુંઘટ ખોલીરે;
કયાં ગયો પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળીરે, ટેક.
હુમણાં વેણો ગુંથી હુતી, પેહેરી કસુમલ ચોળીરે;
માત જસોદા સાખ પુરે છે, કેશર છાંટયાં ઘોળીરે. કયાં ગયોરે. ૧
જળ જમુનામાં ભરવા ગયાંતાં, બેડું નાંખ્યું ઢોળીરે;
પાતળીયો પરપંચે ભરીયો, અમે તે અબળા ભોળીરે કયાં ગયોરે. ૨
પ્રેમતણી પ્રેમદાને અંતર, ગોપની મારી ગોળીરે;
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત ચોરીરે. કયાં ગયાંરે. ૩

પદ ૩. રાગ ગરબી.

બોલમાં બોલમાં બોલમાંરે, રાધા કૃષ્ણ વિના બીજું બોલમાં. એ રાગ.
પ્રેમની પ્રેમની પ્રમનીરે, મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જમુનાંમાં ભરવા ગયાંતાં, હુતી ગાગર માથે હેમનીરે. મને. ૧
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને. ૨
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, શામની સુરત શુભ એમનીરે. મને. ૩

પદ ૪.

લેહ લાગી મને તારી અલ્યાજી, લેહ લાગી મને તારી. ટેક.
કામકાજ મુકયું ને ધાંમજ મુકયું, મનમાં ચાહ્યું'શું મોરારી અલ્યાજી. ૧
ખભે છે કાંબળી ને હાથમાં છે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી. અલ્યાજી. ૨
સોળ સહસ્ર ગોપીયોને તમે વરીયા, તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યાજી. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ બલિહારી. અલ્યાજી. ૪

પદ ૫.

કાલે પરણાવશું ગોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી. ટેક.
લાજ મરજાદા સર્વે લોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી;
કાન કુંવર મારો ઘોડે ચડશે, માથે મુગટ આરોપી. કુંવરને૦ ૧
રાધકા જ્યારે મંદીર પધારસે, મંદીર રહેસે ઓપી. કુંવરને૦ ૨
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, લીલા વાધા ને પીળી ટોપી. કુંવરને૦ ૩

પદ ૬ ઠું.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો. એ રાગ.

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો, વેચંતી વૃજનારી રે; હાંરે. ટેક.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે ચાલી રે. હાંરે. ૧
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, કાન મટુકીમાં નવ સમાય રે; હાંરે. ૨
નવ માનો તો જુવો ઉતારી, માંહી જુવે તો કુંજબિહારી રે, હાંરે. ૩
વૃંદાવનમાં જાતાં ધારી, વાલો ગાય ચારે ગીરધારી રે. હાંરે. ૪
ગોપિ ચાલી વૃંદાવન વાટે, સઉ વ્રજની ગોપીયો સાથે રે. હાંરે. ૫
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, જેના ચરણ કમળ સુખ સાગરરે. હાંરે. ૬

પદ ૭ મું.

અરજ કરે છે મીરાં રાંકડી, ઉભી ઉભી, અરજ કરે છે.
મણિધર સ્વામી મારે મંદીર પધારો, સેવા કરૂં દીન રાતડીરે. ઉભી ઉભી. ૧

ફુલનારે તોરા ને ફુલનારે ગજરા, ફુલનાતે હાર ફુલ પાંખડીરે. ઉભી ઉભી. ૨
ફુલની તે ગાદી ને ફુલના તકીયા, ફુલની તે પાથરી પછેડીરે. ઉભી ઉભી. ૩
પચ પકવાન મીઠાઇ મેવા, સેવૈયાને સુંદર દહીંવડીરે. ઉભી ઉભી. ૪
લવીંગ સોપારીને એલચી તજવાલા, કાથા ચુનાની પાન બીડીરે. ઉભી ઉભી. ૫
સેજ બિછાવું ને પાસા મંગાવું, રમવા આવોતો જાય રાતડીરે. ઉભી ઉભી. ૬
બાઇ મીરાં કહે ગીરધરના નાગર વાલાં, તમને જોતાં ઠરે આંખડીરે. ઉભી ઉભી. ૭

રાગ સોરઠ.

આજ મારે સાધુ જનનો સંગરે, રાણા મારાં ભાંગ્ય ભળ્યાં. ટેક.
સાધુજનનો સંગ જો કરીએ રામજી, ચડે તે ચોગણો રંગરે. રાણા મારાં. ૧
સાકુટ જનનો સંગ ન કરીએ રામજી, પડે ભજનમાં ભંગરે, રાણા મારાં. ૨
અડસઠ તીરથ સંતનેચરણે રામજી, કોટી કાવીરે સોચે ગંગરે. રાણા મારાં. ૩
નિંદા કરશે તેતો નર્ક કુંડમાં જાશે રામજી, થશે આંધળા અપંગરે. રાણા મારાં. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ રામજી, સંતોની રજ મારે શીરરે. રાણા મારાં. ૫

પદ.

કાગળ કોણ લઇ જાયરે, મથુરામાં વસે મેવાશી. ટેક.
અરે કાગળમાં ઝાઝુ શું લખાયે, થોડે હેત જણાયરે, મથુરામાં. ૧
મિત્ર તમારા મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાયરે. મથુરામાં. ૨
સેજલડીતો મુને સુનીરે લાગે, રડતાં તે રજની જાયરે. મથુરામાં. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ મારૂ ત્યાં જાયરે. મથુરામાં. ૪

પદ.

આવત મોરી ગલીયનમેં ગીરધારી, મેં તો છુપ ગઇ લાજકી મારી. ટેક.
કસુંબલ પાઘ કેસરીયારે જામા, ઉપર ફુલ હજારી,
મુગટ ઉપર છત્ર બિરાજે, કુંડળકિ છબી ન્યારી, આવત. ૧
કેશરિ ચિર દરિઆઈ કો લેંગો, ઉપર અંગીયાં હે ભારી;
આવત દેખી કૃષ્ણ મોરારી, છુપ ગઇ રાધે પ્યારી. આવત. ૨
મોર મુગટ મનોહર સોહીએ, નથનીકી છબિ ન્યારી
ગલે મોતનકી માલા બીરાજે, ચરણ કમળ બલહારી. આવત. ૩
ઉભી રાધે પ્યારી અરજ કરત હે, સુનજો કૃષ્ણ મોરારી;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળપર વારી આવત. ૪

પદ—રાગ મારૂ.

મોહન લાગત પ્યારા રાણાજી, મોન લાગત પ્યારા. ટેક.
જીનકી કલાસે હાલત ચાલત, બોલત પ્રાણ આધારા;
નેનકી કળામેં સબ જગ ભુલયો, એદા પુરૂષ હે ન્યારા.
તુમહી જુઠે ને અમહી જુઠે, જુઠે સબ સંસારા;
સ્ત્રી પુરૂષકે સંબંધ જુઠે, તો કુંટયા હઇયા તુમારા. રાણાજી. ૧
તુમહી કહો અરધંગા હમારી, હમકુ લગાયો કારા;
કોટી બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા હે, સો નિજ વર હમારા, રાણાજી. ૨
સાળું પીતાંબર મોતનકી માળા, લેઇ અગનમેં જલાયા;
છાપ તિલક તુલસીની માળા, સાધુ સંગ નીસ્તારા. રાણાજી. ૩

મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર, શરણકો બિરદ સંભારો;
હરિકે ભજન વિના જે દિન ખોયે, ધિક મુનશા જનમારો. રાધાજી. ૪

પદ રાગ પરજ.

મળે તો હરિજન મળજ્યોરે, દુરીજન દુરથી ટળજ્યોરે,
ગોવીંદા તું પ્રાણ હમારો રે: મુને જુગ લાગ્યો ખારો રે;
મુને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવે રે,
કહેશે તેને કહેવા દઇશું રે, સંતોને તો દાઇને મળશું.

સાખી.

મીરાં હરીને લાડકી, રહેતા સંત હજાર;
દુષ્ટ દુરિજન વેગળા, માન સંતો માંય હજુર. ગોવીંદા તું. ૧
રાણો કાગળ મોકલે, દેજો મીરાંને હાથ;
સાધુ સંતો તમો છોડી દો, તરત આવો રાણાની સાથ. ગોવીંદા તું. ૨
લજવ્યું મહીયર સાસરી, તમે લજવ્યાં માને બાપ;
લજવ્યું રાણાજીનું મેડચ્યું, તમે લજવ્યું મોશાળ આપ. ગોવીંદા તું. ૩
વિખના પ્યાલા રાણે મોકલ્યા, દેજો મીરાંને હાથ;
અમૃત સરખા આરોગીયા, શ્રી કૃષ્ણે ઝાલ્યો હાથ. ગોવીંદા તું. ૪
રાણે દાશી મોકલી, જઇ જુઓ મીરાંના મહોલ;
મીરાં બેઠાં ભજન કરે, શ્રી કૃષ્ણે તે આપ્યો કોલ. ગોવીંદા તું. ૫
રાણો રીસે રાતડો, ક્રોધે ચઢીઓ ભુપ;
ખડગ તાણી મારતાં, તેણે દીઠાં સાત સ્વરૂપ. ગોવીંદા તું. ૬
મનવેગી સાંઢણી શું હાડી, મારે જાવું સો સો કોશ;
રાણાજી તારા દેશમાં, મારે પાણી પીવાનો દોષ. ગોવીંદા તું. ૭
સતજુગમાં કહી પ્રતડી, પ્રભુ નિત્ય દેજો દેદાર;
કળજુગમા હવે પ્રભુ તમે, ખ્યે કરતા તિરસ્કાર. ગોવીંદાતું. ૮
મહીયર મારૂં મેડચુ, સાસરીયું ચિતોડ;
મીરાંને ગીરધર મળ્યા, મારા મનના તે પુરયા કોડ. ગોવીંદાતું. ૯

પદ રાગ કલ્યાણ.

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તી કરત પરગટકી;
નાહી ધોઇ મીરાં લે સમરણી, તો પુજા કરત સિતા પતકી;
સાલિંગરામકું તુળશી ચઢાવે, તો ભાળતિલક બીચ ટપકી. નાથ. ૧
રામ મંદિરમાં મીરાંબાઇ નાચત, તાલ બજાવત ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી. નાથ. ૨
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી;
કરી ચરણામૃત પી ગઈ મીરાં, અમૃતકી જેસી ઘટકી. નાથ. ૩
સુરત દોરા પર ચાલીયે ધારો, તો શીર ગાગર પર મટકી;
મીરાં કહે હરિ ગીરધરના ગુણ, સુરતા ચલી જેશી નટકી. નાથ. ૪

પદ રાગ ગરબી.

કહાં ગયો પેલો મોરલી વાળો, અમને રાસ રમાડી રે. ટેક.
રાસ રમાડવાને વનમાં તેડયાં, મોહની મંત્ર સુણાવી રે. કહાં. ૧

માતા જસોદા સાખ પુરાવે, કેશર છાંટા ઘોળીરે. કહાં. ૨
હવણાં વેણ સમારી સુતી, પેરી કસુંબલ ચોળી રે. કહાં. ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ ચીત ચોરી રે. કહાં. ૪

ગરબી. ૧

અજબ સલુણી અરધા નેણી, તે મોહન વશ કીધોજી,
મકનો સો હસ્તિને લાલ અંબાડી, અંકુશ વશ કીનાજી. અજબ.
લવંગ સોપારીને પાનનાં બીડાંમાં, કંઈક કામણ કીધુંજી. અજબ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ ચિત્ત લીધુંજી. અજબ.

ગરબી. ૨

ચાલને સખી મહી વેચવા જૈયે, જયાં સુંદીર વર રમતોજી. ટેક.
પ્રેમતણાં પકવાન લેઈ સાથે, રસીક વર કયમ જમતોજી. ચાલને. ૧
મોહનજીતો હવે મોટા થયાછે, ગોપીને નથી દમતોજી. ચાલને. ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર; રણછોડ કુબજાને વરતોજી. ચાલને. ૩

ગરબી ૩

ચાલનેરે સખી મારો શ્યામ દેખાડું વૃંદાવનમાં ફરતોજી; ટેક.
નખશિખ મુકતાં હીરાને મોતી, નિત્ય નવા શણગાર ધરતોજી. ચાલને. ૧
પંચરંગ પાગ લલીતી તોરે, શીરપર મુગટ ધરતોજી. ચાલને. ૨
ધેનુ ચરાવેને બેનુ બજાવે, મન મારાને હરતોજી. ચાલને. ૩
રૂપને સંભારૂ તારા ગુણને સંભારૂ, જીવ રણછોડમાં ભમતોજી. ચાલને. ૪
મીરાં કહે પ્રભુ ગીરધર:નાગર, શામળીયો કુબજાને વરતોજી. ચાલને. ૫

ગરબી.

કઠણ થયારે માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકોરે. ટેક.
અહિયાં થકી હરી હવડાં પધાર્યા, ઓધવ સાથે અટકયોજી. કઠણ. ૧
અંગે સોવરણિયા વાગા પેર્યા, શીર પીતાંબર પટકોજી. કઠણ. ૨
ગોકુળમાં એક રાસ રચ્યો છે, કહાન કુબજા સંગ અટકયોજી. કઠણ. ૩
કાળીશી કુબજાને અંગે છે કુબડી, એ શું કરી જાણે લટકોજી. કઠણ. ૪
એછે કાળોને તેછે કુબડી, રંગે રંગે બન્યો ચટકોજી. કઠણ. ૫
કોઈ કહે મારી હંતુસર આણી, શીર મેહયો રંગ ચટકોજી. કઠણ. ૬
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ઓળમાં શું ઘુંઘટ ખટકોજી. કઠણ. ૭

ગરબી ૫.

પુનમ કેરો પુર્ણ ચંદ્ર છે, રાસે રમે નંદ લાલોજી. ટેક.
નટવર વેશ ધર્યા નંદ લાલે, સઉ જોવાને ચાલોજી. પુનમ. ૧
ગાન તાન વાજીંતર વાજે, નાચે જસોદાનો કાલોજી. પુનમ. ૨
સોળ સહસ્ત્રમાં અષ્ટ પટરાણી, વચ્ચે રહયો મારો વાલોજી. પુનમ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, રણછોડ દીસે સારોજી. પુનમ. ૪

ગરબી. ૬

આતુર થઈછું સુખ જોવાને, ઘેર આવો નંદલાલારે, ટેક.
ગઉ તણાં મીશ કરી ગયાછો, ગોકુળ આવો વાલારે. આતુર. ૧

માસી રે મારી ને ગુણકારે તારી, દેવ તમારી છોગાળા આતુર. ૨
કંસ મારી માબાપ ઉગાર્યાં, ઘણા કપટી નથી ભોળારે. આતુર. ૩
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ઘણાજ લાગે પ્યારારે. આતુર. ૪

ગરબી. ૭

કરના ફકિરી તેરી કયા દલગીરી, સદા મગનમાં રહેનાજી;
કોઈદીન ગાડી ને કોઈ દિન બંગલા કોઈ દિન જંગલ વસનાજી. કરના. ૧
કોઇ દિન હસ્તી ને કોઈ દિન ઘોડા, કોઇ દિન પાઉસે ચલનાજી. કરના. ૨
કોઇ દિન ખાજા ને કોઈ દિન લાડુ, કોઇ દન ફકમ ફકાજી. કરના. ૩
કોઈ દિન ઢોલીયા કોઈ દિન તળાઈ, કોઈ દિન ભોંયપે લોટનાજી. કરના. ૪
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કછુ આય પડે સો સેહેનાજી. કરના. ૫

ગરબી. ૮

બોલો મેરી રસના હરી હરી તુમ, બોલો મેરી રસના ફરી ફરી. ટેક.
ગરૂડે બેસીને ગોવિંદજી પધાર્યા, શંખ ચક્ર ગદા ધરી ધરી. બોલો. ૧
હંસ વાહન કરી બ્રહ્માજી પધાર્યા, વેદ ચારની ધુન્ય કરી; બોલો. ૨
ઊંદરે બેશીને ગણપતિ પધાર્યા, સાથે સુત્ર બુધ્ધ સુંદરી. બોલો. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, એક વાર કહોને શ્રી હરી. બોલો. ૪

ગરબી. ૯

હું જાઊંરે જમુનાં પાણીડાં, એક પંથ દો કાજ સરે.
જળ ભરવું બીજુ હરીને મળવું, દુનિયાં ભોળી દાઝે બળે. હું જાઊં. ૧
અજાણપણામાં કાંઈરે નવ સુઝયું, જસોદાજી આગળ રાડ કરે. હું જાઊં. ૨
વ્રંદાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે. હું જાઊં. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું જાઊં. ૪

ગરબી ૧૦ મી.

નહી જાઉંરે જમુનાં પાણીડાં, એક પંથ દો કાજ સરે; ટેક.
નંદજીનોરે વાલો આણ ન માને, કામણગારો એની મેળે. નહિ. ૧
અમે આહિરડાં સઘળાં સુવાળાં, કઠણ કાનુડો મેલો. નહિ. ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ગોપીને કાનુડો વાલો. નહિ. ૩

ગરબી. ૧૧

હાંરે જાઓ જાઓરે જીવણ જુઠડા, હાંરે વાત કરતા દીઠડા;
સો દેખતાં વાલો આગળ કરેછે, મારે મન છો મીઠડારે. જાઓ. ૧
વ્રંદાવનની કુંજ ગલીમેં, કુબજા સંગે દીઠડારે. જાઓ. ૨
ચંદન પુષ્પને માથે પટકો, વાત કરતાં દીઠડારે. જાઓ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મારે મન છો મીઠડારે. જાઓ. ૩

ગરબી ૧૨ મી.

હાંરે મારા શ્રમ કાલે મળજો, પેલાં કહ્યાં વચન તે પળજો રે. મારા. ટેક.
જળ જમુનાં જળ પાણિ જાતાં, મારગ વચે વેલા મળજોરે. મારા. ૧
બાળપણાની વાલી દાસી, પ્રીત કરી પરવરજોરે. મારા. ૨
વારે વાળ ન કરીએ વાલા, વચન કહ્યું તે સુણજોરે. મારા. ૩

પ્રેમે જ સ્નેહ થયાથી ગીરધર, લોક લજાયે મળજોરે. મારા. ૪
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રીત કરીને પળજોરે. મારા. ૫

ગરબી ૧૩ મી.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વશિયે, હાંરે મને લેહે લગાડી રંગ રસિયે. ચાલો. ટેક.
હાંરે પ્રભાતના પહોરમાં નોબત વાજે, હાંરે અમે દરશન કરવા જઈયેરે. ચાલો. ૧
હાંરે અટપટી પાઘ કેશરિયો વાઘો, હાંરે કાને કુંડળ સોઈયેરે. ચાલો. ૨
હાંરે પીળાં પીતાંબર જરકશી જામો, હાંરે મોતન માળા સોઈયેરે. ચાલો. ૩
હાંરે ચંદ્ર બદન અણિયાળિ આંખો, હાંરે મુખડુ સુંદર સોઈયેરે. ચાલો. ૪
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, હાંરે મન મોહ્યું મોરલીયેરે. ચાલો. ૫
હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના નાગર, હાંરે અંગોઅંગ જઈ મળિયેરે. ચાલો. ૬

ગરબી ૧૪ મી.

મેરો મન હરી લીઓ, રાજા રણછોડ, ટેક
ત્રીકમ માવધ ઓર પુરૂષોતમ, કુબેર કલ્યાણકી જોડ. મેરો. ૧
રાધા રૂક્ષ્માણી ઓર સતભામા, જાંબુક વરણીર જોડ. મેરો. ૨
ચાર પાસ રત્નાગર ગાજે, ગોમતી કરત કલોલ. મેરો. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર, હરિ મારા દલડાના ચોર. મેરો. ૪

ગરબી ૧૫ મી.

માગત માંખણ રોટી ગોપાળ પ્યારે, માગત માંખણ રોટી;
મેરે ગોપાળકુ રોટી બના દેઉ. એક છોટીને બીજી મોટી. માગત. ૧
મેરે ગોપાળજીકો બીહા કરૂંગા, બ્રખુ તે ભાનકી બેટી. માગત. ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ હુંતો જોતી. માગત. ૩

ગરબી ૧૬ મી.

મુખડાની માયા લાગીરે, મોહન તારા. મુખડાની. ટેક.
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે. મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ કરી ફરીયેરે. મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઈએરે. મોહન તારા. ૩
પરણતો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યોરે. મોહન તારા. ૪
મીરાંબાઈ બલિહારી, આશા એક મને તારી,
હવે હુંતો બડ ભાગીરે. મોહન તારા. ૫

છોટમ.

પદ ૧ લું.

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અળગો.
વેલો જોતાં વિશ્વનો, જઇ મુળને વળગો. જોને જગત. ૧
ભાસ જેવો ભાણુ તણો, ત્રણે લોકમાં પડીયો;

ચંદ્ર તારા ચળકી રહ્યા, દખે સહુની આંખડીયો. જોને જગત. ૨
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતરજામી,
જીવ સકળ રહે જીવતાં, એની સત્તાને પામી, જોને જગત. ૩
ઈશ્વરની સત્તાવડે, વદે વિધ વિધ વાણી,
ઓંકાર રૂપે એ હરી, જપે જીવ તે જાણી. જોને જગત. ૪
જળજંતુ જળમાં ઘણાં, ઉપજે જળ જોગે,
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે. જોને જગત. ૫
એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રીય જાણી. જોને જગત. ૬
સુરતા સરજનહારની, સહુ ઠામેરે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિશે, પ્રાણી જોને પરખી. જોને જગત. ૭
ભુલી પ્રભુને જે ભજે, તે તો અધમ અભાગી;
જન છોટમ જગદીસને, ભજરે ભ્રમ ત્યાગી. જોને જગત. ૮

પદ ૨ જું.

નથીરે અજાણ્યું નાથનું જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એતો તુજમાંરે ખાંમી. નથીરે અજાણ્યું. ૧
વ્યાપક સઘળા વિસ્વમાં જોને શક્તી છે જેની;
અણુએ અજાણ્યુ નવ રહે, અદભુત ગતી એની. નથીરે અજાણ્યું. ૨
વીજળી કેરા તારમાં વાત જણાય છે વહેલી;
જાણ શક્તિ જગદીશને, જણવે કરતાં પેહેલી. નથીરે અજાણ્યું. ૩
જીવન દોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડને, જાણ સઘળીરે સાથે. નથીરે અજાણ્યું. ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રી હરી, પરખે એજ પ્રમાણે. નથીરે અજાણ્યું. ૫
જ્ઞાન ઇંદ્રીને મન વડે, કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મન વીષે, ઇશ્વરથીરે ડરવું. નથીરે અજાણ્યું. ૬
પ્રાણી તણા પુણ્ય પાપનું, જેનાં હાથમાંપાનું;
શાક્ષી એ સરવે કરમનો, તેથી કેમ રહે છાનું. નથીરે અજાણ્યું. ૭
હુકમ હરીનો શીર ધરી, કામ સઘળાંરે કરીએ;
છોટમ તેની કૃપાથકી, ભવસાગર તરીયે. નથીરે અજાણ્યું. ૮

પદ ૩ જું.

માનવ કોઇ માને નહી, એવી વાત અનેરી,
હોય ગુરૂ ગમ જેહને, તે તો જો જોર હેરી. માનવ કોઇ. ૧
જળ વિના સિંધુ અગાધ છે, સઘળે તેં ભરિયો;
પ્રૌઢ પવન મોજા વિના, દીશે અદભુત દરિયો. માનવ કોઇ. ૨
એ દરિયાના બેટમાં, તરૂ એક વિજાતી;
શાખાઓ છે જુજવી, ફળની ભિન્ન ભાતી. માનવ કોઇ. ૩
અદભુત પંખી અરૂપીઆ, એ વૃક્ષેરે વશિયાં;
ભેળા રહીને ફળ ભખે, સહુ સ્વાદના રસીયા. માનવ કોઇ. ૪

અકળ અનુપમ પંખીયો; કરે તરૂપર માળા;
રૂપ રંગ દિસે નહી, કરે શબ્દના રસાળા. માનવ કોઈ. ૫
પત્ર પુષ્પ ફળ સહુ પરે, ન ખરે તરૂઆદી;
છોટમ એવાં વૃક્ષને, જાણે બ્રહ્મ વાદી. માનવ કોઇ. ૬

પદ ૪ થું.

ઓ અણુસમજુ જંતુઓ, ભરમે કાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નાશીને અટકો. ઓ અણુસમજુ. ૧
દિવ્યપિતા જે આપણો, કરતા સુખકારી;
એ પ્રભુ દીનદયાળને, કેમ મુકયો વિસારી. ઓ અણુસમજુ. ૨
દેહ અમુલક તાહરો, જોને પ્રાણિને કરિયો;
એવો કારિગર કોણ છે, ભલો પવનનો ભરિયો. ઓ અણુસમજુ. ૩
પંચવિષય પ્રભુએ રચ્યા, છઠી મનવરતિ;
તેનો ભોગી આતમા, આણુ તેનીરે ફરતી. ઓ અણુસમજુ. ૪
શબ્દ આવે છે બાહારથી; કરણ ભેરીમાં વાગે;
એ કરતાની અકળકળા, ઉંઘેલારે જાગે. ઓ અણુસમજુ. ૫
સ્પર્શ વિષય જાણે ત્વચા, તે તો અંગેરે તારે;
એ કરણી કરતારને, તું કેમ ન સંભારે. ઓ અણુસમજુ. ૬
નેત્ર કર્યાં અતી નિરમળાં, રૂપ જોવાને જેણે;
તેના રક્ષણ કારણે, કરી પાંપણો તેણે. ઓ અણુસમજુ. ૭
જીભ માંહે જુક્તી ઘણી, કરી સરજન શયાણે;
સ્વાદ જણાયે સર્વના, બોલ બહાર આણે. ઓ અણુસમજુ. ૮
પરિમળ સરવે પરખવા, કરી નાસા કેવી;
સાસ ઉસાસની કળભરી, કોને આવડે એવી. ઓ અણુસમજુ. ૯
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિબળ મોટું;
શીખે કળાઓ તે વડે, ચાલે નહી ખોટું. ઓ અણુસમજુ. ૧૦
એવું આશ્ચર્ય અતી ઘણું, સહુ દેહમાં કીધું;
ફટ ફટ મુરખ માનવો, તેનું નામ ન લીધું. ઓ અણુસમજુ. ૧૧
સુખદાતા સરવે સેજે, કરૂણામય કહાવે;
કહે છોટમ મારે સહુ, ભજો પ્રભુજી ભાવે. ઓ અણુસમજુ. ૧૨

મુક્તાનંદ.

પદ રાગ કેદારો પ્રભાતી.

ધ્યાન. ધર ધ્યાન ધર ધર્મના પુત્રનું, જે થકી સર્વ સંતાપ નાશે;
કોટી રવી, ચંદ્રની કાંતિ ઝાંખી કરે, એવા તારા ઉર વિશે નાથ ભાસે. ધ્યાન. ૧
શિરપર પુષ્પોનો મુગટ સોહામણો, શ્રવણ પર પુષ્પના ગુચ્છ શોભે;
પુષ્પના હારની પંક્તિ શોભા ગળે, નિરખતાં ભક્તનાં મન લોભે. ધ્યાન. ૨
પચરંગી પુષ્પના કંકણ કર વિશે, બાંયે બાજુઅંધ પુષ્પ કેરાં;
ચરણમાં શાણને નેપુર પુષ્પનાં, લલિત ત્રિભંગી શોભે ઘણેરાં. ધ્યાન. ૩
અંગોઅંગ પુષ્પના આભ્રણ પહેરીને, દાસ પરમેહેરની દ્રષ્ટિ કરતાં;
કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું, સુખ તણા સિંધુ સર્વ કષ્ટ હરતા. ધ્યાન. ૪

### પદ ૨ જું.

પ્રીત કર પ્રીત કર પ્રગટ પરિબ્રહ્મશું, પરહર અવર પંપાળ પ્રાણી;
મોક્ષથી ભવ તણો પાર આવે નહી, વેદ વેદાંત કહે સત્ય વાણી. પ્રીત. ૧
કલ્પતરૂ સર્વેના સંકલ્પ સત્ય કરઈ. પાસે જઈ પ્રીતશું સેવે જ્યારે;
તેમ જે પ્રગટ પુરૂષોતમ પ્રીછશે, થાશે હરી જન તતકાળ ત્યારે. પ્રીત. ૨
પ્રગટને ભજી ભજી પાર પામ્યા ઘણા, ગીદ ગુનીકા કાપીવૃંદ કોટી;
વ્રજ તણી નાર વ્યભીચાર ભાવે તરી, પ્રગટ ઉપાસના સોથી મોટી. પ્રીત. ૩
શ્રી નારાયણ સ્વામીને પરહરી, જાર ભજનાર સર્વ ખ્વાર થાશે;
કહે છે મુક્તાનંદ પ્રકટ ભજ પ્રાણીઆ, અઘતણા ઓઘ તતકાળ જાશે. પ્રીત. ૪

### પદ ૩ જું.

રાત રહે પાછલી ચાર ઘટિકા તેએ, સંતને સયન તજી ભજન કરવું;
સ્વામિનારાયણ નામ ઉચ્ચારવું. પ્રગટ પરિબ્રહ્મનું ધ્યાન ધરવું. રાત. ૧
તે સમે આળ પંપાળ બકવું નહી, ચિત્ત હરિચરણમાં પ્રોઈ દેવું.
ગ્રહસ્થને જક્ત જંજાલને પરહરિ, કૃષ્ણ ગોવિંદ ગોપાળ કેવું. રાત. ૨
ભજન તજી તે સમે અન્ય ઉદ્યમ કરે, નારકી થાય તે નરને નારી;
તે માટે અમુલક અવસર પામીને, હરીજન સર્વ લેજો વિચારી. રાત. ૩
દુર્લભ સાજતે સુગમ શ્રી હરી કીધો, ખોયેલા દિવસની ભાજી ખામી;
કહે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું, શ્રી નારાયણ સત્ય સ્વામી. રાત. ૪

### પદ ૪ થું.

ભજન કર ભાવશું પ્રગટ પરિબ્રહ્મનું, રાખ હરી રૂપમાં મન તારૂ;
પ્રગટના ભજનથી પરમસુખ પામીએ, ઉરથકી નાશ પામે અંધારૂ. ભજન. ૧
નખશીખ નાથની મુર્તિ સોહામણી, ચરણના ચિન્હ સંતાપ ટાળે;
પ્રેમસુ ચિંતવે ચરણ શ્રી હરિ તણા, અંથીગાળે સર્વે કર્મ બાળે. ભજન. ૨
નખતણિ પંકિતની જોત નીત નીત નવી. ઉદરમાં ત્રિવળી અધીક શોભે;
ઉરવિષે શ્રી વચ્છ ચિન્હને નિરખતાં, ભક્તનાં ચિત્ત તતકાળ લોભે. ભજન. ૩
નેણ ને વેણ ચિત ચોર સોયામણાં, પરમ ઉદાર અતિ ચતુર સ્વામી;
કહેછે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું, પ્રગટ પ્રમાણ એ અંતરજામી. ભજન. ૪

### પદ ૫ મું.

માવજી મુજપુર ખુબ અઢળક ઢળ્યા, માહેરૂં મંદીર ધામ કીધું;
સુખતણા સીંધુ સેજે મળ્યા શામળો, તમથકી માહેરૂં કાજ સીધું. માવજી ૧
દન દુર્બળ તણી ત્રીઠ જાણી તમે, મુજપર મેર અતિશય કીધી;
હાયલી વેળાના દામ છો નાથજી, શામળા મારી સંભાળ લીધી. માવજી. ૨
જે સંઘ નેહ કરો તેને નવ વિસરો, ભક્ત વછલ તમે અધીક રસીયા;
બરદ પોતાતણું સત્ય કરવા તમે, માહરે મંદીર નાથ વસિયા. માવજી. ૩
આજ અમૃતતણા મેઉલા વરસીયા, ભવતણી ભાવઠ આજ ભાગી,
આજ મુક્તાનંદ અધીક સુખ ઉપન્યું, તમસંગ શાંમ દ્રઢ લગન લાગી. માવજી. ૪

### પદ ૬ ઠું.

માહરે મંદીર અખંડ રહો માવજી, તમ વિના દુખ તણો અંત નાવે;

આવતુ જોબન અનંગ દુઃખ દે ઘણું, તન તણા તાપ તે કોણ સમાવે. ટેક
આશ સર્વે પરહરિ પ્રીત તમશું કરી, વરી હું ત્રેહવંત નાથ તમને;
મદનરીપુ મારવા તાપને ટાળવા, અધરામૃત રસ પાઓ અમને. માહેરે. ૧
તમસંગ આશ ઉદાસ સંસારથી, નટવર નિમુખ કેમ રહુ ન્યારી;
નેણુની આગળે અખંડ રહો નાથજી, વિધવિધ વિનોદ કરતા વિહારી. માહેરે. ૨
રશિયાજી તમ સંગ રંગ લાગ્યો ખરો, ગમે નહી જગતનો ગંધ મુજને;
આજ મુક્તાનંદ આડ સર્વે ટળી, અરપી હું તન મન નાથ તુંજને. માહેરે. ૩

પદ ૭ મું.

માહેરૂં ભાગ્ય અતીસેજ અદકું થયું, નાથજી તમસંગ નેહ જોડી;
તનતણા તાપ સંતાપ સર્વે ટળ્યા તન ધન જગતશું પ્રીત તોડી. માહેરૂં ૧
અસતય સુખ પરહરી નાથ તમને વરી, લોકની લાજ નવ ધરી મનમાં;
શુરાની પેરે તમ સનમુખ ચાલતાં, અધિક આનંદ નવ માય તનમાં. માહેરૂં. ૨
કોટી બ્રહ્માંડના નાથ કરૂણા કરં, શ્રીહરી માહેરે મોલ આવ્યા;
શર્ણાગત તણાં લાડ પાળો સદા, ભક્ત વચ્છલ તમે નાથ કાવ્યા. માહેરૂં ૩
દેહડી જાય પણ નેહ નવ છુટજો, એ વર આપજો નાથ મુજને;
મુકતાનંદ કહે નાથજી શ્રી હરી, નિમીશ ન્યારા નવ મેલું તમને. માહેરૂં. ૪

પદ ૮ મું.

પુરૂષોત્તમ તમે પ્રગટ મુજને મળ્યા, આજ આનંદના ઓઘ મારે;
અસત્યની આશ સહુ ઉરથી પરહરી, શામળા થઇ દ્રઢ શરણુ તારે; પુરૂષોત્તમ. ૧
વિશે વાયુ વડે તરણ જેમ ઉડતી, માવજી મેરૂને તોલ્ય કીધી;
કોટી બ્રહ્માંડના નાથ કર સાહીને, અચળ પદ્દી મુને આજ દીધી. પુરૂષોત્તમ. ૨
હાસ વિનોદ બહુ હેત દેખાડતાં, માહા પ્રભુ આવીયા મોલ મારે;
નટવર અલોકિક રૂપ નિહાળતાં, રસિઆજી રાચી હું રંગ તારે. પુરૂષોત્તમ. ૩
સહુ દુઃખ કાપીયું અખંડ સુખ આપીયું, અધિક થિર થાપીયું છેલ રસીયા;
કેહે મુક્તાનંદ સર્વ કાસળ ટળી, માહરે મંદિર નાથ વસિયા. પુરૂષોત્તમ. ૪

પદ ૯ રાગ ભૈરવ પ્રભાત.

પ્રાતઃસમે શ્રી પુરૂષોત્તમની, મુર્તી મનમાં સંભારૂરે;
નખશિખ શોભા નિરખી નાથની, કોટી કામ છબી વારૂરે. પ્રાતસમે. ૧
ચરણ કમળની શોભા જોઇને, મોહ્યું છે મન મારૂં રે;
સોળે ચિન્હ સહિત પ્રભુ દર્શન અંકિત પલ નવ વિસારૂં રે. પ્રાતસમે. ૨
જમણે ચરણે નખની કાંતી, ચિન્હ સહિત ઘણું શોભેરે;
જુગલ ચરણ નખ મંડળ જોતાં, ભક્ત તણાં મન લોભેરે. પ્રાતસમે. ૩
જાનુ જંઘા ઉદર અનોપમ, ત્રિવળી સહિત વીરાજેરે;
ઊંડી નાભી અજનુ કારણ, સુંદર અતીશે છાજેરે. પ્રાતસમે. ૪
મોર મુગટ મકરાકૃત કુંડળ, ભ્રગુટી ભાળ વિશાળરે;
મુક્તાનંદ કે કરના લટકા, કરતા દિન દયાળરે. પ્રાતસમે. ૫

પદ ૧૦ મું.

પ્રાતસમે પુરૂષોતમનું મુખ, ચિતવતાં સુખ થાએરે;
શંકર શેષ ના સમતા પામે, જન્મ મરણ દુઃખ જાએરે. પ્રાતસમે. ૧

વામ શ્રવણમાં શામ બીંદુની, શોભા અતીશે સારીરે;
નાશા નીકટ કપાળે જમણે, ટીબકડી સુખકારીરે. પ્રાતસમે. ૨
હસતાં હરીને નીલવટ રેખા, ઉન્નત અતી રૂપાળીરે;
ભાળ વીશાળ દંત દાડમ કળી, આંખ અધીક મરમાળીરે. પ્રાતસમે. ૩
ચંદન ઓર સહિત મુખ વંકજ, શોભા વરણી ન જાયરે;
મુક્તાનંદ હજુરી હરીનો, કયાં થકી અન્ય કવિ ગાયરે. પ્રાતસમે. ૪

પદ ૧૧ મું.

રાત્ય દીવસ રહો મારે મંદિર, સુંદર વર શામળીયારે;
મારૂં સર્વે તમારૂં મોહન, બીક ન રાખો બળીયારે. રાત્ય. ૧
તન મન ધન મેં તમને અરપ્યું, લાલચમાં લોભાણીરે;
કમળા કંથ કરો હવે કરૂણા, જન પોતાનાં જાણીરે. રાત્ય. ૨
ઉર ઉપર રાખું અલબેલા, નીમીશ ન મેલું ન્યારારે;
જીવન તમને જોઇ જોઈ જીવું, પ્રાણ થકી છો પ્યારારે. રાત્ય. ૩
સફળ મનોરથ કરો શામળા, હું છું દાસ તમારીરે;
મુક્તાનંદની વીનતી ધરજો, ઉરમાં કુંજ બીહારીરે. રાત્ય. ૪

પદ ૧૨ મું.

પુરૂષોતમ તમ સાથે મારે, પુરણ પ્રીત બંધાણીરે;
જે પદ પંકજ સેવે માહા મુની, તે ચરણે લપટાણીરે. પુરૂષોતમ. ૧
બ્રહ્મા ભવ સનકાદીક જેવા, જેનાં દરશન ઇછેરે;
તે તમે પ્રેમીને વસ્ય પ્રીતમ, પ્રેમી હોય તે પ્રીછેરે. પુરૂષોતમ. ૨
મીન સર્વે જેમ નીર સ્નેહી, ચંદ્ર સનેહી ચકોરરે;
તેમ મારૂં મન તમ સંગ બાંધ્યું, નટવર નંદ કીશોરરે. પુરૂષોતમ. ૪
તન મન ધન મેં તમને અરપ્યું, પાંમી અખંડ સોહાગરે;
મુક્તાનંદકે મોહોલે આવ્યા, આજ અમારાં ભાગ્યરે. પુરૂષોતમ. ૪

પદ ૧૩ રાગ રામગ્રી.

મનરે માન્યું નંદલાલશું, જોઈ પાગ પેચાળી;
રાજી થઇ એના રૂપમાં, ભુધરજીને ભાળી. મનરે. ૧
ભાલ તીલક કોઈ ભાત્યનું, કેશરનું વીરાજે;
નેણાની શોભા જોઇને, કોટી રતી પતી લાજે. મનરે. ૨
ફુલડાના તોરા ઝુકીયા, ઝળકે કુંડળ કાને;
મુખડાની શોભા જોઈને, મોહી ભીનેલ વાને. મનરે. ૩
હીંડલતા સુભ હારને, જોતાં રહીણું લોભાઈ;
મુક્તાનંદના નાથશું, કીધી અચળ સગાઈ. મનરે. ૪

પદ ૧૪ મું.

જનમ સફળ કર્યો માહેરો, નટવર નંદ લાલે;
સુખડું અલોકીક સાંભળે, અતી ઘણું વાલો. જનમ. ૧
મનના મનોરથ પુરીઆ, ગુણવંત ગીરધારી;
માવ ઉપર મેં માયરૂં, નાખ્યું તન ધન વારી. જનમ. ૨
પરવશ થઈ હું પ્રેમમાં, શામળીયાની સં

રસિક સલુણા વ્રજરાજને, રાચી હું તો રંગ. જનમ. ૩
જીતનો ડંકો વાગીઓ, રીઝયા કુંજવીહારી. જનમ. ૪
મુક્તાનંદના નાથને, વરી થઈ જગ ન્યારી. જનમ. ૫

પદ ૧૫ મું.

સગપણ કીધું રે શામશું, મનમાં સમજી વિચારી;
આશ તજી સંસારની, ધાયો ઉરમાં મોરારી, સગપણ. ૧
નીમીશ ન મેલું નાથને, મારા નેણથી ન્યારા;
પરમ સ્નેહી શામળો, મુને પ્રાણથી પ્યારા. સગપણ. ૨
ભવ બ્રહ્માદિક મહામુની, તેને દુર્લભ વાલો;
તે રસીઓ મુજને મળ્યા, નટવર નંદલાલો. સગપણ. ૩
થઈછું અધીક અલબેલડી, લજ્યા લોકની મેલી;
મુક્તાનંદના નાથ શું, બાંધી દ્રઢ કરી બેલી. સગપણ. ૪

પદ ૧૬ મું.

આજ મારૂં ભાગ્ય ઉદે થયું, નીરખ્યા વ્રજપતી વાલો;
છેલછબીલો શામળો, લેરિ નંદજીનો લાલો. આજ. ૧
જરકશી પાઘના પેચમાં, તોરા અધિક વિરાજે;
મુખ શોભા જોઇ માનવી, પુરણ શશિ લાજે. આજ. ૨
ભાળ વિશાળ વિરાજતું, નેણાં અણીઆળાં;
અતિ ચંચળ રસનાં ભર્યાં; કંકોળેલ કાળા; આજ. ૩
અંગો અંગ મુરતી માધુરી, રસીયો ગીરધારી;
મુક્તાનંદના નાથજી, છબી પર બલીહારિ. આજ. ૪

## બ્રહ્માનંદ.

પદ ૧ લું.

પ્રાત થયું મન મોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીરે;
વારમવાર કરૂં હું વિનતિ, જગજીવન કરજોડીરે. પ્રાત. ૧
ઘરઘરથી ગોવાળા આવ્યા, દરશન કારણ દોડીને;
આંગણીએ ઉભી વ્રજ અબળા, મહી વલોવાં છોડીને. પ્રાત. ૨
બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને;
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા ઓડીને. પ્રાત. ૩
ભૈરવ રાગ મુનીજન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના નાથ વીહારી, ઉઠયા આળસ મોડીને. પ્રાત. ૪

પદ ૨ જું.

રસીયાજી રાયે આગણીએ બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુ મુલી, પાટ ઉપર પાથરવાને રસિઆજી. ૧
આણું જળ જમુનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને;
સોનાકેરૂં પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને. રસિઆજી. ૨
દાસ મળ્યા સૌ દરશન કારણ, ભવને પાર ઉતરવાને;
દાતણ કરતાં હરિને દિઠા, તે નાવે ભવ ફરવાને. રસિઆજી. ૩
મુખમંજન કીધું મનમોહન, હરીજનનું મન હરવાને;
બ્રહ્માનંદના નાથ પધાર્યા, સ્નાનવિધી અનુસરવાને. રસિઆજી. ૪

પદ ૩ જું.

બાજઠ કનક તણે આવી બેઠા, નીર ગરમ નાવાને;
શ્વેત વસ્ત્ર પેર્યું એક સુંદર, ભુદરજી ભીંજાવાને. બાજઠ. ૧
અત્તર તેલ ફુલેલ અનુપમ, મરદન કરવા માવાને;
અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર રસિયાને રિઝવાને. બાજઠ. ૨
સ્નાન કરિ ઉઠયા શામળીઓ, પ્રેમીજન લલચાવાને;
લલિત નવિન ત્યાર કરી, લાવ્યા પીતાંબર પેહેરાવાને. બાજઠ. ૩
રત્ન જડિત સુભ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને. બાજઠ. ૪

પદ ૪ થું.

જમો જમોરે મારા જીવન જુગતે, ભોજનીઆં રસ ભરીઆંરે;
પાક શાક તમ સારૂં પ્રીતમ, કોડે કોડે કરીઆંરે; જમો જમોરે. ૧
તળીઆં ગળીઆં તાજાં તાતાં, કનક થાળીમાં ધરીઆંરે.
આરોગો મારા નાથ અલૌકિક, ધ્રત ઝાઝાં ઘેબરિઆંરે. જમો જમોરે. ૨
કઢી વઢી કારેલાં કાજુ, રાઇ તણાં દહથરીઆંરે;
જોઇયે તો ઉપરથી લેજો, મીઠું જીરૂ મરીઆંરે. જમો જમોરે. ૩
બ્રહ્માનંદના નાગે સિરાવ્યાં, દુધ ભાત સાકરીઆંરે;
ચળુ કર્યું હરી તૃપ્ત થઇને, નિરખી લોચન ઠરીઆંરે. જમો જમોરે. ૪

પદ ૫ રાગ વેળાવર.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી;
સામ સુહાગી શામળા, જાઉં મુખપર વારી. લાલ મનોહર. ૧
જોઇએતો લાવું જાયફળ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિયા થઈ રાજી. લાલ મનોહર. ૨
લવિંગ સોપારી ને એલચી, કાથો ચુનો મેલાવું;
નાગરવેલીના પાનની, નાજુક બીડી બનાવું; લાલ મનોહર. ૩
હરિજન દરશન કારણે, ઉભા ચોપાસ;
માવા મુખ તંબોળની, બ્રહ્માનંદને આશ. લાલ મનોહર. ૪

પદ ૬ ઠું.

રતન સિંહાસન ઉપરે રસિયોજી બિરાજે;
અદભુત શોભા જોઇને કોટી કંદ્રપ લાજે. રત્ન સિંહાસન. ૧
જામો પેર્યો જરકશી શેહેરો શિર સારો;
પિળી ઓઢી પામરી બેઠા નંદ દુલારો. રત્ન સિંહાસન. ૨
કમર કટારો શોભતો પુંચી બેઉ હાથે;
ઉપરણી ઓઢીરે મોલીડાં માથે. રત્ન સિંહાસન. ૩
ફુલ માળા ગળે ફુટની ધારિ ગિરધારી;
શોભા જોઈ શણગારની બ્રહ્માનંદ બલીહારી. રત્ન સિંહાસન. ૪

પદ ૭ મું.

અખંડ ઉમિયાજીની આરતી અતી હેતે ઉતારૂં;
માહા મનોહર મુરતી અંતરમાં ધારૂં. અખંડ ૧

અખંડરૂપ અતી શોભતો દિપક અજવાળું;
મુખડું મોહન લાલનું નિરખ્યું રૂપાળું. અખંડ ૨
ભેરી સંખ મૃદંગ ધુની વાજાં અતી વાજે;
બ્રહ્મા ભવસુર આવીયા સૌ દરશન કાજે. અખંડ. ૩
જયજય વાણી ઊચરે ઘેરે સ્વર ગાવે;
બ્રહ્માનંદના નાથની છબી જોઈ સુખ પાવે. અખંડ. ૪

પદ ૮ મું.

પ્રાણજીવન પધરાવીયા મંદીરીયા માંઇ, પોઢયા પ્રેમશું સુખ સેજ બિછાઇ. પ્રાણ. ૧
પ્રીતમ બેઠા પલંગપર આવી અલબેલો, રૂડો લાગે રાજવી છોગાળો છેલો. પ્રાણ. ૨
મોહને દીધી સુજને ફુલડાની માળા, પગચાંપુ હું પ્રેમથી થયા શામ સુખાળા. પ્રાણ. ૩
શિખદીધી સઉસાથને પોઢયા કુંજવિલાસ, બ્રહ્માનંદહજીુરહરિનોએકાંતિકદાસ. પ્રાણ.૪

પદ ૯ રાગ રામગ્રી.

ધન્ય ધન્ય મારી આંખલડી નિરખ્યા વરજ પતિ વાલો;
માથે સુંદર મોળીયું ઓઢયો નવલ દુસાલો. ધન્ય ધન્ય. ૧
ભાલ તિલક સોહામણું ભ્રકુટી રૂપાળી;
લોચન તીખાં લાગતાં નાશા અરમાળી. ધન્ય ધન્ય. ૨
કુંડળ જડાઉ કાનમાં મકરાકૃત ભારી;
તે જોઈને ફુલી ફરે, સરવે નરનારી. ધન્ય ધન્ય. ૩
કાળુ ગોળ કપાળમાં, તિલક ત્રીજુ શોભે;
ગોકુળવાસી ગોપના, જોઈ જોઈ મન લોભે. ધન્ય ધન્ય. ૪
અધર લાલ શુભ દાંત છે દાડમ કળિ જેવા;

પદ ૧૦ મું.

આજ મારે આનંદ, અંતરે જગજીવન જોઇને;
મનમોહનની મુરતી રાખુ, નેણામાં પ્રોઇને. આજ. ૧
ઘોડલાની વાસેરે ગુમરૂ, હાથીડા નિહાળું;
અસવારી અલબેલાની, જોઈ તન ધન વારૂ. આજ. ૨
ગિરધર ગજ અંબાડીયે, ચાલ્યા મથુરાં શેરી;
વિનતાઓ લેવે વારણાં, ફુલડાં મારગે વેરી. આજ. ૩
વાજાં બહુજ પ્રકારનાં, નિશાણ પટાળા;
ચમળ ઢળે શિર શામને, લાગે રૂપાળા. આજ. ૪
ચોપદારે ઉંચે સ્વરે, જય જય વાણી ઊચારી;
બ્રહ્માનંદ છબિ જોઇને, જાઉં બલહારી. આજ. ૫

પદ ૧૧ મું.

હરિવર બેસી હાથીએ માંણીગર માલે, ચમર ઢળે તે સામળો છોગાળો ચાલે. હરિ. ૧
મથુરાં નગરની માનની હેતે અતી હેરે, ગોખ ચડી ગજ ગામની ફુલડાં વેરે. હરિ. ૨
દમરિ અબિલ ગુલાલની ઉડે અતિ ભારી, તે જોવાને આવિયા બ્રહ્મા ત્રિપુરારી. હરિ. ૩
ઢોલ દદામાં ગડગડે ત્રંબાળુ વાજે, કુબુદ્ધિ અંત્રો કંસના દેખિને દાઝે. હરિ. ૪
બ્રહ્માનંદના નાથની ઓપે અસવારી, કોટીક જન પાવન થયા નીરખી નરનારી હરિ. ૫

પદ ૧૨ મું

શું કહું સોભાઆજની વરણવ્યામાં નાવે,ગીરધરગજઅંબાડીયેમલપતા આવે. શું. ૧
પાગઉપરશિરપેચનીશોભાઅતીસારી,અજબદુશાલો ઓઢિઓ વરરાજવિહારી. શું. ૨
હૈડાની ઉપર હિંડલે મોતીડાંની માળા, મથુરા કેરી શેરીયે લાગે રૂપાળા. શું. ૩
કરશુ નીકંદન કંસતું જનસુખ આપ્યું, દેવકીને વાસુદેવનું ભવ બંધન કાપ્યું. શું. ૪
જોગી જતીજ લે જપે શનકાદીક ચાસે, બ્રહ્માનંદ પાવન કર્યા લોચન નંદલાલે. શું. ૫

પ્રેમાનંદ.

પદ રાગ પ્રભાતી કેદારો.

કીજીએ ધ્યાન શ્રી ધર્મનાકુંવરનું, સર્વ પેહેલાં ઉઠી પ્રાતઃકાળે;
નિરખીએ રૂપ નખ શિખ મહારાજનું, વાસના અસુભ તત્કાળ ટાળે. કીજી. ૧
સંત હરી ભક્ત સૌ ઊંઘ આળસ તજી, ચિતવિયે ચરણ અતિ પ્રીત આણી;
નિરખીએ નખતણી શીમા શોભાતણી, દુરલભ દેવને એમ જાણી. કીજી. ૨
જમણા તે ચરણના અંગુઠા ઉપર, નખમાંઈ ચિન્હ તે જોઈ રહેવું;
ચિન્હ પર રકત રેખા અતી શોભતી, મન તેમાં દઈ પ્રોઈ દેવું, કીજી. ૩
અંગોઠા આંગળી ઉપર કેશ છે, સુક્ષમ ચિન્હ છે ચાખડીનાં;
અંગોઠા પાસેની આંગળીએ તિલ છે, પ્રેમાનંદની જોયેલ આંખડીના. કીજી. ૪

પદ ૨ જું.

મંગળ મુળ મહારાજના ચરણ છે, ચિતવતાં ચિત્તમાં સાંતિ થાએ;
કામને ક્રોધ મદ લોભ વ્યાપે નહી, ઉરથ કી સર્વ અજ્ઞાન જાએ. મંગળ. ૧
જુગલ પદ તલ વિષે સોડસ ચિન્હ છે, નામ તેનાં હવે કહું વિચારી;
સ્વસ્તિ જવ જાંબુધ્વજ અંકુશ અંબુજ, અષ્ટ કુણવજ ઊર્ધ્વરેખા પ્યારી. મંગળ. ૨
નવચિન્હ ધારવાં જમણા તે ચરણમાં, વામ પદમાં બીજાં સાત સોભે;
મીન ત્રીખુણને વ્યોમ ગોપદ કળશ, અરધ ચંદ્ર ધનુષ ચિત્ત લોભે. મંગળ. ૩
જમણાતે પગની આંગળી છેલીએ, તિલ એક અનુપમ આનંદકારી;
પાનીયું સુંદર ગુટીપિંડી ઊપર પ્રેમાનંદ તન મન જાય વારી. મંગળ. ૪

પદ ૩ જું.

નિરખતાં નાથની જાનું છબી જીવમાં, સુખ થાય દુખ સૌ દુર વામે;
જમણા સ્થળવિશે ચિન્હ એક અનુપમ, નિરખતાં ભક્ત મન મોહ પામે. નિર. ૧
કેળના સ્થંભ જેવા સાથળ સુંદર ગરૂડની પીઠ પાવનકારિ;
શીર ઉપર પેચ કસ્યો કરૂણા નિધી, શામ શોભા કટી લાગે પ્યારી. નિર. ૨
મલીન સમ નાભીપર ત્રીવળી છબી ઊદરમાં, ઉન્નત ઉરમાં કેશ સોહે;
હરત સાંમપર છાપનાં ચિન્હ છે, તિલ એક ઉર વિષે ચીતમાંહે. નિર. ૩
ઉર વિષે કૌસ્તુભ શ્રી વચ્છ ચિન્હ છે, વિન ગુણ હારની શોભા ભારી,
દક્ષણ બાહુની નિકટ તિલ ચાર છે, પ્રેમાનંદ તન મન જાય વારી. નિર. ૪

પદ ૪ થું.

અસર્ણ સરણ ભુજદંડ મહારાજના, ચિન્હ તેમાંય તેને વખાણી;
ભુજા પર છાપનાં ચિન્હ છે સુંદર, કુણીયું શાણ સુખ ધામ વાણી. અસ. ૧
પોંચાથી ઉપર છાપનાં ચિન્હ છે, કઠણ બળવાન ભારી;
કદળપર કેચ છે હથેળી છે રાતીયું, સાંમ રેખા તેમાં ન્યારી ન્યારી. અસ. ૨

રાતીછે આંગળીયું રાતાછે નખ મણી, ઉપડતા તિખા તે જાયા જેવા;
એવા કરવર ધરત જન શિરપર, આતુર અભય વરદાન દેવા. અસ. ૩
જાનપર જત ભુજ સરસ ગજ સુંઢથી, ભકતને ભેટવા ઉભા થાય;
એવા ઘનશામની ભુજા છબી ઉપર, પ્રેમાનંદ તન મન વારી જાય. અસ. ૪

પદ ૫ મું.

ચિતવિએ ચિન્હ મહારાજનાં અંગના, ભક્ત જન ભાવશું વારંવારે;
ડોકીચી હેઠે ને ભુજની ઉપરે, ચૌદ તિલ સુક્ષમ સરસ સારે. ચિત. ૧
ડાબે પડખે વળી નવલિ નઉતમ, ત્રણ તિલ કુખમાં કયું જોઈ;
એક તિર અનુપમ કંબુ કંઠ તે વિચે, ભક્તના અંનત્યાં રહેછે મોઇ; ચિત. ૨
ચીબુકને અધરપર કેસ રેખા છબી અધર પ્રવાળા જોઈ ચિત લોભે;
કુંદની કળી સમ દ્રિએ દરશન વળી, કનકની રેખમાઇ સરસ શોભે. ચિત.
ડાઢમાં ચિન્હછે શામ શેયામણુ મુંદ સુસ હાસ જોઇ લાજે કામ;
ઘેરે સાદેકરી બોલે વચન હરી, પ્રેમાનંદનો સ્વામી ઘનશામ. ચિત. ૪

પદ ૬ ઠું.

વારીજાઉં વારણે વદન શશિ ઉપર, નિરખતા નેણ નથી ત્રસ થાતાં;
અમૃત વૃષ્ટી કને તાપ તનનાં હરે, હરેહરે કે, હર છીક ખાતાં. વારીજાઉં. ૧
શોભા તે શી કહુંનાશિકા સુકતણી, ગોળ કપોળ બહુ લાગે રૂડા;
નાશિકા ઉપર સિલિનાં ચિન્હછે, ચિતવતાં ઘાટ નવ થાય કુડા. વારી જાઉં. ૨
જમણા કપોળમાં મોટો એક તિલછે, તિલ એક મોટો છે ડાબે કાને;
જે જન નિરખીને ધારિલીએ ચિતમાં, તે નવ પડે માયા કાળપાને. વારી જાઉં ૩
કાન વિંધ્યા તેનાં ચિન્હછે સુંદર, ચંચળ દ્રગમાંઇ રેખા રાતી;
પ્રેમાનંદ મિનાક્ષખજન વારૂ લઈ, ઉપમા દેવા નથી બુદ્ધિ થાતી. વારી જઉં. ૪

પદ ૭ મું.

ભકત મનરંજન ભ્રકુટી ઘનશામની, કામની જોઈચિત થાય ઘેલી;
ભ્રકુટીની હેઠે ને નેત્રની ઉપર, રેખા ઉઠ અતી રસ ભરેલી. ભકત. ૧
ભાળ વિશાળમાં પચરેખા ઉઠે ઉણી બે ને ત્રણ ચંદ્રકારે;
જમણિ કોરે એક ચિન્હ છે ભાળમાં, ભકત જન નિરખે વારમવારે. ભકત. ૨
સુંદર મુસ્તક શ્રી મહારાજનું, શીખા સુંદર જેમાં જોઇ રહીએ;
ત્રણ તિલ છે વળી શીખાને પાસલે, વામ ભાગે તેને ધારી લઇએ. ભકત. ૩
મોટો એક તીલ છે વામ વાંસા માંઈ, મોટો એક કેશ છે તેને પાસે;
જમણા વાંસા માંઈ આથો એક તિલ છે, પ્રેમાનંદ નીરખતાં દુઃખ નાસે. ભકત. ૪

પદ ૮ મું.

નખ શિખ નિરખીને ચિન્હ વરણનં કર્યા, સંત હરી ભકતને નિત ગાવાં;
ભકતના ઉર વિસે શ્રી મહારાજની, સુંદ મુરતી સાક્ષાત થાવા. નખ. ૧
પુષ્પનાં ભુષણ વસ્ત્ર મહારાજનાં, એક પદમાં હવે કહુ વખાણી;
ઉજવળ પાંગ શિર સ્વેત પટકો અભે, સ્વેત ધોતી પેરીપ્રીત આણી. નખ. ૨
પુષ્પના હાર ઉર કંકણ પુષ્પનાં પુષ્પના બાજુ તે બાંધ્યા બાંયે;
પુષ્પનાં ગુછ તે ખોસ્યા બે કાનમાં, તોરા લટકે સુંદર પાઘમાંરે, નખ. ૩

એ પદ જે કોઈ શીખે ને સાંભળે, એ છબીનું નિત્ય ધ્યાન ધરશે;
પ્રેમાનંદકે તેના ઉરમાં આવીને, સ્વામી સહજાનંદ વાસ કરશે. નખ. ૪

## અલખ બુલાખી.

### પદ ૧ લું.

હરિ ભજન થકી, છોટા હોય તે સઉથી મોટા થાય. એ રાગનું.
ગુરૂ સંગ વીના, મોહ માયાને મનનો પાર ન આવે;
શી શોધ કરૂં, અજાણ નરને આધારે કેમ ફાવે. ટેક.
મન મોહ માયા એક થઈ ચાલે, મહીપતી થઇને મંદીર માલે;
એને સદગુરૂ વશ કરીનેઆલે, ગુરૂ સંગ વીના. ૧
ધન તેના સામુ જોઈ મન લાવે, એને ઘણી ઉંઘ ભોજન ભાવે.
કહે પુરણ પદ એ કેમ પાવે, ગુરૂ સંગ વિના. ૨
મન ગુરૂને ધંધે નવ ધાસે, તે ઘણો ફેર ફરે દરદાવે;
મન ગમતું પોતાનું ગાવે. ગુરૂ સંગ વીના. ૩
મન ગુરૂ સંગે ઘરમાં આવે, પછી ખરૂ ધન પોતે ખાવે;
મનઅલખ બુલાખી ગુરૂ તાવે. ગુરૂ સંગ વીના. ૪

## મરણ તિથિનું પ્રભાતિયું.

### પદ ૧ લું.

જાગોને મારા અંતરજામી, બોલો અમૃત વાણિરે. ટેક.
મન પવનને પ્રેમે કરીને, નાસીકા અગ્ર એંધાણિરે;
શાણારે સંતો સાથે સમજો,તત્વ પાંચ પ્રમાણીરે, જાગોને. ૧
સંવત અઢાર પંચાણ નામે ઉત્તમ અષાડ માસરે;
સુકલ પક્ષની પંચમીને, વાસર સોમ પ્રકાશરે. જાગોને ૨
ગંગા જમુનામાં સ્નાન કરીને, પ્રયાગ પુરણ પદ નાહ્યારે;
અલખ બુલાખી ગુલાબભારતી. શ્વાસોશ્વાસ સમાયારે. જાગોને ૩

### પદ ૨ જું.

મન પંખીડા તારો પારન પામે સુરીનર જેવા. ટેક.
શીવ સનકાદીક જેવા મુની વેદ વ્યાસ નારદ ભેળા;
થયો કુસંગ એટલે તે તેવા. મન પંખીડા ૧
બળદેવ રામ મુની રૂષી દેવા, સહુ જગત કરે કૃષ્ણ સેવા;
પણ મોટી માયા મીઠા મેવા. મન પંખીડા ૨
ભ્રગુ બ્રહ્માને વાલિમક જેવા, પામે પાર નહિ મનનો તેવા;
પડપંચ પ્રમાણો ફરે ફેરા, મન પંખીડા. ૩
મન હુકમ હાથ રહે ગુરૂ દેવા, જો જાણે તનમનથી સેવા;
કહે અલખબુલાખી ગુરૂ હેવા. મન પંખીડા. ૪

# ભાગ ૨ જો.

## ઈછારામ.

### લાવણી.

ચાલો જઈયે દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બીરાજે છે.
દિનોનાથ દયાળ દામોદર, દરસનથી દુખ ભાગે છે. ટેક.
પહેલું દુખ બ્રહ્માનું ભાગ્યું સનખાશુરને મારીને;
શંખ નારાયણ બેટમાં બેઠા વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છ રૂપે સાગર મથિયો, ચાૈદ રત્ન બહાર કાઢીને;
અમૃત તો અમરોને આપ્યું, વીખ પાયુ વિખધારીને;
વરાહ રૂપે પૃથ્વિ લાવ્યા, આદ્ય નિરંજન આજે છે
દીનાનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૧
પ્રલ્હાદની પ્રતિપાળ પાળવા, નરસિંહ રૂપ ધરયું;
હિરણાકસ્યપુ નખે વધિર્યો, વિપ્રિનું વાયક સફળ કરયું;
વામન રૂપે બળિને ચાંપ્યો, ઈંદ્રરાયનું કાજ કરયું;
છબિલો છડીદાર થૈ ઉભા બળિ રાજાનું ભાગ્ય ભળ્યું.
ફરશી અહી નક્ષત્રી કીધી, જે ફુકણ બિરાજે છે;
દીનાનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૨
અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકાં આપી, પથરા પાળજ તારીને;
ક્રશ્ન સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગો ચારીને;
મોરલીમાં સહુ મોહ પમાડયાં, ત્રણ લોક નર નારીને;
બુદ્ધા રૂપે જગન્નાથજી, જગમગ જોત બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર દરશનથી દુઃખ ભાગે છે. ૩
અકળકળા નવખંડમાં વ્યાપી, ઘટ ઘટમાં તમો રમ રહ્યા,
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણાપર કરી દયા;
ગંગાબાઈના ગુણુ વધાર્યા, સવા વાલથી ઓછા થયા.
ભકિત જાણી સારંગપાણી; ગુગળી પાછા ઘેર ગયા;
માંખણિયો આરો છે સારો, લીંગડો મીઠો લાગે છે;
દીનાનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૪
ઊંચુ દેવળ ઊંચું શીખર, ધોળી ધજા ફર ફરે;
જે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગડગડે,
ગોમતી તીરે સંગમ તીરે, સંઘ આવી ત્યાં પડાવ પડે;
આઠે દહાડે શુક્રવારે, વાલમનો વરઘોડો ચડે;
રણછોડ રસિયો સોમાં વસિયો, સોને માથે ગાજે છે,
દીનો નાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૫
ઉત્તર દક્ષિણ પુરવ પશ્ચિમના, લોક દરશને આવે છે;
મોટા મોટા સંઘવી થઈને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયણે નરખું હદરે હરખું, રૂપ ઉપર જાઉં બલિહારી;

શંખ ચક્રને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરધારી;
શાકર માખણ તુળશીની માળા, રાય રણછોડને ચડાવે છે.
દીનોનાથ દયાળ દામોદર, દરશરથી દુઃખ ભાગે છે. ૬

## આશારામ.

### પદ ૧ લું.

હરિ ભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાયે. એ રાગ.

ઓ રઘુનાથજી, રાત દીવસ મને રહેજો રટણ તમારૂં,
હું તો એ માગું, જગત તણું સુખ સરવે લાગે ખારૂં;
તમે પતિત પાવન છો સ્વામી, હું તો ભોળો લંપટને કામી,
તે તો જાણો છો અંતરજામી. ઓ રઘુનાથજી. ૧
નથી જપ તપ સાધન કાંઈ કરયું, નથી ચરણ કમળમાં ચિત્ત ધરયું;
મન રેંટ માળની પેઠે જાય ફરયું. ઓ રઘુનાથજી. ૨
મન માયા કટક લાગ્યું પુંઠે, નિત્ય ઘેરીને મુજને લુટે:
તમે છોડાવો તો તે છુટે. ઓ રઘુનાથજી. ૩
તમે રવિકુળ કેરા મુગટમણિ, રખે અવગુણ રાખો ગણી ગણી;
ક્ષણું દ્રષ્ટિ કરોને મુજ રંક ભણી. ઓ રઘુનાથજી. ૪
જો આ અવસરમાં કર સાહો, કરો મુરખ પોતાનો ડાહયો;
આશારામ ગુલામ છે ઘર જાયો. ઓ રઘુનાથજી. ૫

## આનંદ.

### ધોળ.

આનંદ વાધ્યોને રંગ ઉલટયોરે, પ્રગટયો છે પુરણ બ્રહ્મ;
સદ્દગુરૂને ચરણે આવતારે. ટેક.
અખંડ સ્વરૂપે હરિને ઓળખ્યારે, સરિયાં મારાં સઘળાં કાજ. સદ્દગુરૂને. ૧
નિરખીને નેણાં મારાં તૃપ્ત થયાં રે, ઉગ્યો છે જ્ઞાન કેરો ભાણ. સદ્દગુરૂને. ૨
તિમર હતાં તે મારાં ટળી ગયાંરે, ભાગ્યાં ભાગ્યાં જમનાં જંજીર. સદ્દગુરૂને. ૩
ભવરે સંસારનો મારે ભે ટળ્યોરે, ગડિયાં મારે નિરભેનાં નિશાન. સદ્દગુરૂને. ૪
અખંડ એવાતણ બેની માયરૂં રે, ગયા છે દ્વેષને વિકાર. સદ્દગુરૂને. ૫
પિયર પનોતી બેની હું થઈ રે, મૈયર મારૂં સિલને સંતોષ. સદ્દગુરૂને. ૬
જેરે માગ્યું તે હરિએ આપિયું રે, પુરી મારા મન કેરી આશ. સદ્દગુરૂને. ૭
દાસ આનંદને દયા કરી રે, રાખ્યાં હરીએ ચરણ કેરી પાસ. સદ્દગુરૂને. ૮

### ધોળ પદ ૩ જું.

હરિ ભજવાનું ચોઘડીયું તે ફરી ફરી કયાં મળશે રે;
ચીંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરસો રે. હરિ. ૧
મનુશા દેહ તો મટી જશે, ને પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટ ઉડશે, કેઈ ખાણ રડવડશો રે. હરિ. ૨
પેલા ભવના પુન્યો થકી તુજને, મનશા દેહ તો મળીયોરે;
મનુશા દેહ પામીને જે કોઈ, હરિ ભજે તે બળીયો રે; હરિ. ૩
દુઃખ લાગે તો વહેલું લાગો, ઊંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યો શું પાળ્યું રે. હરિ. ૪

જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશેરે;
સગા સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશે રે. હરિ. ૫
હરિ નામતોહારી બેઠા, વીખયામાં વીંટાયોરે;
ધોળે દહાડે ધજા બંધાણી, ચઉટામાં લુંટાયો રે. હરિ. ૬
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણી રે. હરિ. ૭

મનુષા દેહ પામીને, જે કોઈ હરી ભજે તે બળીઆરે.
બળતે સ્થંભે બાંધશેને. શહેવાશે છડીઆરે;
હમણાં તો હરી નથી બોલતો, તારી ફુટી ભાગશે નળીઓરે; મનુશા.
આપે ખળને ખળની સંગત, ચતુરપણામાં ચળીઓરે;
અમરીત ફળતો કોઈ આરોગે, તારા કરમનો ઠળીઓરે. મુનશા.
તજી કુસકા કમોદ જમતાં, માહા મેવાને મળીઓરે;
મન મગન થઈ મનમાં ફુલ્યો, શું બેઠોશું ગળીઓરે. મુનશા.
નર નીરમણી મુકીને મહા કચરામાં પડીઓરે;
ચોપ કરીને ચેતી લેજો, તારે અમરીત કુંપો ઢળીઓરે. મુનશા.
મુનશા દેહને સત સંગત, તને ઘણા દિવસે મળીઓરે;
કલ્યાણ કહે જેને હરી ના ભજીયા, તે પ્રાણી શુ રળીઓરે. મુનશા.

## કબીર.

### રાગ ધોળ.

આંબો મોર્યોરે સદગુરૂને દરબાર, સાહેલીરે આંબો મોરીઓ;
હાંરે આંબો સદગુણ થાણાં થાણીઓ, બોયાં બોયાંરે કોઈ નિરગુણબીજ. સાહેલીરે. ૧
હાંરે આંબો અષ્ટ કમળદળ ઉપન્યો, વાંકી ડાળીરે ગઇ ગગન મોઝાર. સાહેલીરે. ૨
હાંરે આંબો પત્ર અમી ઝરે, વાંકી વાડીરે બહુ શોભા લેત. સાહેલીરે ૩
હાંરે આંબો ભમર ગુફામાં ફુલીઓ, ફળ લાગ્યુરે બ્રહ્મ શુન્ય મોઝાર. સાહેલીરે. ૪
હાંરે ફળે દ્રષ્ટે દેખી ન ગ્રહી રહયો, સુધી ચાખતાંરે મરી મરી જાય. સાહેલીરે. ૫
હાંરે રસ અતિ કડવોને ખાટો ગણો, કોય વીરલારે વાક પેટ સમાય. સાહેલીરે ૬
હાંરે રસ થોડે થોડે સાધતાં, તેતો આંબલીરે હોય સો વાંકુ ખાય. સાહેલીરે ૭
હાંરે રસ રતી એક ગટમાં જો સંચરે, તેને આપણો સાહેબો સહાય. સાહેલીરે ૮
સખિરે કહે કબીર ધરમદાસને તારો આંબોરે, મેતો દીયોરે બતાય. સાહેલીરે ૯

### પદ ૨ જું.

બંગલા ખુબ બન્યા મહારાજ, જ્યામેં નારાયણ બોલે. ટેક.
ઇસ બંગલેમે દસ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઇ નવ દેખે એહી બડા અચંબા. બંગલા. ૧
ઇસે બંગલેમેં નોબત બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે, રાગ છત્રીસે ગાવે. બંગલા. ૨
હાડ ચામડી દેહી બનાઈ, નવે નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ ખુબ ચડાયા. બંગલા. ૩
પાંચ પચીસેક પીતર નાચે, મનુવા તાલ બજાવે;
સુરત નુરતકી મરદંગ બાજે, રાગ છત્રીસે ગાવે. બંગલા. ૪

રોમ રોમકી છાંય બનાઇ, ત્રણ ગુણકા ગાલા;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, ચેતન ચુનવા વાલા. બંગલા. ૫

પદ ૩ જું.

રામ રસ એસા હે મેરે ભાઇ, સાહેબ રસ મીઠા હે મેરે ભાઈ. ટેક.
કુંભકા બાંધ્યા જલે રહે. જલ વિના કુંભ ન હોય.
( એમ ) જ્ઞાન બાંધ્યા મન રહેરે, ગુરૂ વિના જ્ઞાન ન હોય. રામ રસ. ૧
આગે આગે દવ જલેરે, પીછે હરિયા હોય;
હું બલીહારી એ રૂખનેરે, જડરે કટરે ફળ થાય. રામ રસ ૨
મીઠા મીઠા સો પીવેરે, કડવા ન પીવે કોય;
( પણ ) સાકર પીધે દુખ ઉપજેરે, વીખ પીધે સુખ હોય. રામ રસ ૩
ઘર બાળ્યે ઘર ઉગરે, ઘર રાખ્યે ઘર જાય;
એક અચંબા મેં સુણ્યા જે, મડા કાળકું ખાય. રામ રસ ૪
કબીરે કબીરા ઘર જાલીઆરે, લીયા પલીતા હાથ;
તમરે તમેરા ઘર જલા હો, ચલો હમેરે સાથ. રામ રસ ૫
સાહેબકા ઘર દુર હે રે, લંબે પાન ખજુર;
ચડે સો ચાખે પ્રેમ રસ, ઔર પડે શો ચકવા ચુર. રામ રસ ૬
પીયા સો અમર હો ગયારે, પીવે સો અમર હોય;
સુરીનર મુનીવર જે પીવે, વાકે ધડ પર શીર ન હોય. રામ રસ ૭
મીસરી વેરાણી રેતમાં રે, કુંજરસે ચુગી ન જાય;
મમતા મારો સંત આપકી, સો કીડી હો કર ખાય. રામ રસ ૮
ધ્રૂવે પીયા પ્રલ્હાદે પીઆ રે, પીયા પીપાને રોહીદાસ,
દાસ કબીરજીએ જુગતે પીયા, જેને ફેર પાવન કેરી આશ. રામ રસ ૯

પદ ૪ થું

હો અબધુત એસો ગ્યાન બિચારી, વામેં કોણ પુરૂષ કોણ નારી. અબ ટેક.
બ્રાહ્મણ કે ઘેર નાતી ધોતી, જોગનકે ઘેર ચેલી;
કલમાં પઢ કર હુઇરે તરકડી, તો આપ ચલે એકીલી. હો અબધુત. ૧
નહી પરણેલી હુતો નહી કુંવારી, પુત્ર જણ જણ હારી;
કાળી મુંડીકા કોઇ ન છોડયા, તો હજુએ બાળ કુંવારી. હો અબધુત. ૨
સસરો હમારો બાળોરે ભોળો, ને સાસુ બાળ કુંવારી,
પરણ્યો હમારો પારણે ઝુલે તો, મેં ઝુલાવણહારી. હો અબધુત. ૩
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, એ તીનુકી મેં જાઇ;
એ તીનુકે ઘેર ધનીઆણી. તો વે તીનકુ ગોદ ખેલાઈ. હો અબધુત ૪
નહિ જાઉં સાસરીએ નહી જાઉં પીયરીએ, સ્વામીકી સેજ સમાઇ,
કહેત કબીરા સુનો મેરે સાધુ, તો જોતમાં જોત મીલાઇ. હો અબધુત. ૫

પદ ૫ સું.

હો અબધુત સો જોગી ગરૂ મેરા, સોહી પદકા તુમ કરોરે નીવેડા, હો અબધુત. ટેક.
ચંદા બી નાહિ ને સુરજ બી નાહિ નાહી મુલને માયા;
રજો બીજ વાકુ કણુ વે નહી તો જીવ કહાંસે આયા. હો અબધુત.
બિના મુલ એક વૃક્ષજ દીઠાં, બિનારે ફુલ ફલ લાગ્યાં;
શાખા પત્ર વો તરવરકું નહી, ને અષ્ટ કમળદળ લાગ્યાં. હો અબધુત. ૨

એક તરવર પર પંખી દો બેઠે, એક ગુરૂને દુજા ચેલા;
ચેલાને જુગ ચુન ચુન ખાયા, ગુરૂ નિરંજન એકીલા. હો અબધુત. ૩
ગગન મંડળસે ઉરમુખ કુવા, ત્યાંરે અમીકા વાસા;
સુગરા હોય સો ભર ભર પીવે, નુગરા જાએ પીઆસા. હો અબધુત. ૪
ગગન મંડળમેં ગઊવાં વીઆણી, ધરણી દુધ જમાયા;
સાર માખણ કોઈ સંતે પાયા, તો છાશે જગત ભરમાયા. હો અબધુત. ૫
કાયા સુતે સબ જગ બંધાયા, ને કોઈક વીરલા છુટા;
ઉલટા ચલા સો નગરીમેં પહુંચા, તો મારગ ચલા સો લુટા. હો અબધુત. ૬
કર બિના બાજા બાજા બિના જંતર, બિનારે જીહ્વાએ ગુણ ગાવે;
ગાવન વાલેકી રૂપ ન રેખા, કોઈ સતગુરૂ સંત બતાવે. હો અબધુત. ૭
શુન્યમાં શેહેર શેહેર બિચ બસ્તી, અગમ અગોચર એસા;
ગગન મંડળમેં બાળક ખેલે, તો નાથ ધરંગી કેસા. હો અબધુત. ૮
બિનકા મારગ ખોજ પંખીકા, કહેત કબીર બીચારી;
અપરમપાર પાર પુરૂષોત્તમ, ઓઈ સુરત બલીહારી. હો અબધુત. ૯

પદ ૬ ઠું.

એસા ગુરૂ ગ્યાની હમકુ ધીરજ દેવે, દુખડાં હમારાં હાં;
કોઈ બાંટી ન લેવે; એસા ગુરૂ ગ્યાની હમકુ ધીરજ દેવે. ટેક.
કાં બાંધુ છપરી હાં, સંતો કાં બાંધુ ટાટી;
કાં તોડી જીવના ને, ક્યાં પડશે માટી. એસા ગુરૂ. ૧
થડ ચડી ઢુંઢું હાં, સંતો વન ચડી જાઉં;
ક્યારે નગરીમાં નહા કો તેરૂં. એસા ગુરૂ. ૨
કાચા કાચા કુંભે હાં, સંતો ભર્યાં જળ પાણી;
ઉડ ગયા હંસા ને પડી રહી નિશાની. એસા ગુરૂ. ૩
ઉનથા ઉડયા હંસા હાં, હંસા ચાલરે વિદેશે;
રૂડી સાજનના કોઈ લાવોરે સંદેસા. એસા ગુરૂ. ૪
સુની સુની સેજો હાં, સંતો નાંખુ રે નિસાસા;
સેજલડી સંભારૂં, મારા પ્રભુની પાસે. એસા ગુરૂ. ૫
કહેત કબીરજી હાં, સંતો નર લોભી;
હરિ રે ભજન વીના મુક્તિ ન હોઈ. એસા ગુરૂ. ૬

પદ ૭ મું.

મારગ ભુલ્યોરે.

ઉંચી મેડી મંદીર માળિયાં રે, તે દેખી મત ભુલ; ટેક.
અંતઃકાળે જાવું પ્રાણી એકલાં, તુંતો કરી લે મારગડાની સુધ. ઉંચી ૧
માતા પીતા સુત બંધવારે, ઘેર સલુણી નાર;
સ્વારથનું એતો સૌ સગું, તુંતો દુનિયામાં દાહાડા ચાર. ઉંચી. ૨
જેસો પાણી ઉસકો રે, એસો સંસાર;
બાંય પકડ જમડા લે ચલે, કોણ છોડાવન હાર ઉંચી. ૩
આગે પીછે સૌ ચલે, તુંતો હજુએ ન ચેત્યો ગુમાર;
કહેત કબીરા રામ ભજી લે, ભજીલો તો ઉતરો પાર. ઉંચી. ૪

પદ ૮ મું.

જેને સાધુકી સંગત પાઈ, વાકી પુરણ કમાઈ;

દત ગોરખ ગોપીચંદ ભરથરી, તો ગગનમાં છાપરી છાઇ. જેને. ૧

અંકા વંકાકેવળ કુબા, તો પાંચમી મીરાંબાઈ. જેને. ૨

ધના પીપા પાર રોહીદાશા, તો સજનો જાત કસાઈ. જેને. ૩

ધ્રુવ પ્રલ્હાદ અમરિષ વિભીષણ, ઉનકી ધન્ય કમાઈ. જેને. ૪

કહેત કબીર સુનો ભાઈ સાધુ, તો જ્યોતમાં જ્યોત મિલાઈ. જેને. ૫

પદ ૯ મું.

હાંરે જેણે આપકું જોયા નહી, દીલ ડાઘકુ ધોયા નહી,

મન મેલકું ધોયા નહી, અંગોલ કીયા સો કયા ભયા. ટેક.

હાંરે કામણુ ગલેકા હાર હે, મદ ફેલકા કરબાહે;

મન કામસે સરહારહે, માળા લીઈ સો કયા ભયા. જીણે આપકું. ૧

હાંરે જીવતાં પિતાકુ સુખ નહી રે, મુવે હાડ લઈ ગંગા ચલા;

જલ ચુનસે પીંડા કીયા, તરપણ કીયા સો કયા ભયા. જીણે આપકું. ૨

હાંરે કાયા કરમકે ટોટકે, મમતા જુ તૃષ્ણા બાંધકે;

સુતો લિઝયની ખાટમાં હર હર કીયા સો કયા ભયા. જીણે આપકું. ૩

હાંરે કુતા કયા સંસારકા, ધંધા કીયા જંજાલકા;

હુરદા ભયા ચંડાળકા, કાશી ગયા સો કયા ભયા. જીણે આપકું. ૪

હાંરે જોગીને જંગમ સેવડા, સબ લાલ કપડા પહેરતા;

પણ મર્મ નહી ઉસ હાલકા, કપડા રંગ્યા સો કયા ભયા. જીણે આપકું. ૫

હાંરે પંડીતસેં ઝગડા ભયા, કયા મુરખસેં બોલણા;

કહે કબીર ચંપા ભલા, કયા કારણુ હે ગજ તોડણા. જીણે આપકું. ૬

ધીરો ભગત વડોદરા જીલ્લાના સાવલી ગોઠડા ગામનો ભટ.

તરણા ઓઠે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહીં

અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહી. ટેક.

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન;

તલને ઓઠે તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;

દધી ઓઠે ઘૃતજરે, વસ્તુ એમ છુપી રહી. તરણા. ૧

કોને કહુંને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;

અગમ કેરી ગમ નહીરે ન પોચે વિસ્તાર;

એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા. ૨

મન પવનની ગતિ ન પોંહોચે, અવિનાશીરે અખંડ;

રહ્યો સચરાચર ભર્યો બ્રમપુરણ, જેણે રચ્યો બ્રહ્માંડ;

ઠામ નહી ઠાલોરે, એક અણુ માત્ર કહીં. તરણા. ૩

સદગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપે થયારે પ્રકાશ;

શાંશાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;

દાસ ધીરો કહે છે રે, જયાં જોઉં ત્યાં તુહી તુહી. તરણા. ૪

પદ ૨ જું.

મન તુહી તુહી બોલે રે, આ સુપના જેવું તન તારૂં;

અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ. ટેક.

ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી;
કાયા વાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધુળધાણી;
પાછળ પસ્તાશોરે, મિથ્યા કરી મારૂં મારૂં. મન.
કાચનો કુંપો કાયા તમારી, વણસતાં નહી વાર;
જીવ કાયાને સગાઈ કેટલી, મુકી ચાલે વન મોઝાર;
ફોગટ ફુલ્યાં ફરવું રે, ઓચિંતુ થાશે અંધારૂં. મન. ૨
જાયું તે તો સરવે જાવાનું, ઉગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણસ, સઉને મરણનો મારો;
આસાનો મેહેલ ઉંચોરે, નીચું આ કાચું કારભારૂં. મન. ૩
ચંચળ ચીતમાં ચેતીને ચાલો ઝાલો હરીનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરા ધરથીરે, નથી કોઇ રહેનારૂં. મન. ૪

પદ ૩ જું.

અંતે સંતને તેડાવેરે, હરીનું ભજન કરવા;
કરમાં માળા ઝાલીરે, મુરખ બેઠો જ્યારે મરવા. ટેક.
નાનપણે ઘર-ધંધામાં થયો, વૃદ્ધ પણે હરી ગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યોરે, પથ્થરને નાવે બેઠો તરવા. અંતે. ૧
અંત સમે છાપાં તીલક બનાવે, ભૂલી ગયોરે જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન, એમ કેમ આવે વૈમાન;
ગુરૂ જ્ઞાન ના આવ્યુંરે, બુદ્ધિ ગઈ તારી ચરવા. અંતે. ૨
જુવતી નારીને જેવી પુત્રની આશા, એમ હરી ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિ પુત્રની આશા, એનો એળે જન્મ વહી જાય;
હરિને બેઠો ઠગવારે, એંશી વર્ષે વર વરવા. અંતે. ૩
વીશ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, તેને મળીયા નિરંજન રાય;
દાસ ધીરો કહેછેરે, મટયા ચોરાસી ફરવા. અંતે. ૪

પદ ૪ થું.

ખબડદાર મન મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે,
હિંમત હથીયાર બાંધીરે, સત્ય લડાઇયે લડવું છે. ટેક.
એક ઉમરાવને બાર પટાવત, એક એક નીચે ત્રીસ વીસ;
એક ધણીને એક એક ધણીયાણી, એમ વિગતે સાતસેં ને વીશ;
સો સરદારે ગઢ ઘેર્યોરે, તેને જીતી પાર પડવું છે. ખબડદાર. ૧
પાંચ પ્યાદલ તારી પુઠે ફરે છે, ને વળી કામને ક્રોધ;
લોભ મોહ અને માયા મમતા, એવા જુલમી જોરાવર જોધ
અતિ બળિષ્ટ સ્વારીરે, એ સાથે આખડવું છે. ખબડદાર. ૨
પ્રેમ પલાણ કરી જ્ઞાન ઘોડે ચઢી, સદ્ગુણ શબ્દ લગામ;
શીળ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલીરે, નિરભે નીશાને અડવું છે. ખબડદાર. ૩

સુરત નુરતને ઇંગળા પીંગળા, સુક્ષમણા ગંગ સ્નાન કીજે;
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ઘણું રીઝેરે, ભજન વડે ભડવું છે. ખબડદાર. ૪

પદ ૫ મું.

મુનીવર મોહ્યારે મહા મસ્તાની માયા,
લોભાવીને લીધા રે, કઈક નર ડાહ્યા ડાહ્યા. ટેક.
અંતર ભેદી એવા પંડિત પુરાણી, એમ કીધા ચકચુર;
માયા તણી મોહજાળમાં, એમ ફરે છે ઘેલાતુર;
વિવેકીના સાગરરે ગયા વિખીયામાં વિંટાઇરે. મુની. ૧
પારાશર પુંડરીક એવા ડાહ્યા, મુની નારદ વશ કીધા;
ચાંદા સુરજ લલચાઈ ગયા, એમ લક્ષણવંતા લુંટી લીધા;
એકલસંગી સરખારે, ગયા વનમાં લલચાઇરે. મુની. ૨
જોગી સંન્યાશી સેવડા, એમ જતીને જાણે
એટલા દળમાં લલચાઈ ગયા, ભલા લુંટી લીધા ભેખ;
સરભંગીના સરખારે ગયા મનમાં લલચાઇરે. મુની. ૩
સઘળા તારા ખપ્પરમાં, એમ જાણે સઘળા લોક;
બ્રહ્મા વિષ્ણુ નમાવીઆ, તારૂં ડહાપણ જાણે કોક;
દાસ ધીરો કહે છે રે, કાયા ત્યાં સુધી માયા. મુની. ૪

પદ ૬ ઠું.

દુનીયાં તો દીવાનીરે, બ્રહ્માંડ પાખંડ પુજે;
કરતા વસો પાસે રે, મુરખ નવ સુઝે. ટેક.
જીવ નહી તેને શિવ કહી માને, પુજે કાષ્ટ પાષાણ;
ચૈતન્ય પુરૂષને પુંઠે રે મુકે, એવી અંધી જગ જાણ,
ચમકને અજવાળે રે, પારસમણિ નવ સુઝે. દુનિયાં. ૧
પથ્થરનું નાવ નીરમાં મુકો, સો વાર પટકો શીશ;
કોટિ ઉપાયે તરે નહિ તે તો બુડે વસા વીશ;
વેળુમાં તેલ ક્યાંથી રે, ધાતુની ધેનું કેમ દુઝે. દુનિયાં. ૨
અંતરમાં મેલ ભર્યો અતિ પુરણ, નિત નિર્મળ જળમાં ન્હાય;
સાપ ડશીને દરમાં પેઠા પછે, રાફડો કુંકે શું થાય;
ઘાયલ ગતી ઘાયલ રે, જાણે કોઇ જ્ઞાની ફરે. દુનિયાં ૩
દુર નથી નાથ છે નજીક, નિરંજન પ્રગટ પંડમાં તું પેખ;
દિલ સુધાર દીદાર તારો, પછી તારા રૂદિયામાં દેખ;
ધરણિધર ધીશનો રે, જગતમાં જાહેર ઝુઝે. દુનિયાં. ૪

પદ ૭ મું.

ફુલ્યો શું ફરે છે રે, ભુલ્યો ભવ કુપમાં પડયો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણી હાથે ચડયો. ટેક.
ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ;
તે ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;

ડહાપણ તારૂં જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢયો. ફુલ્યો. ૧
વાંકી મુછપર વાટજ ઉઠી, નરકની વાટે સંચર્યો;
મિથ્યા જનુની ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
મારે જોને જાગી રે, અવસર આવી અડયો. ફુલ્યો. ૨
શું થયું સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર;
નિશ્ચંત થઇને હરિ નવ ભજ્યા, ધિક્ક પડયો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું રે, હરિયે તને શાને ઘડયો. ફુલ્યો ૩
મનમાં લે શિખામણ મારી, મમતા મુક પુરી;
કર સ્મરણ સરજનહારનું જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહેછે રે, સૌથી તું ચરસ નીવડયો. ફુલ્યો. ૪

પદ ૮ મું.

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે; ટેક.
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પખે.
ચાહે તે કરેને ભીખ મગાવે, રંકને કરે તે રાય;
સ્થળને સ્થાનક જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂ રે, મેરૂનો ત્રણું દાખવે. જેને. ૧
નેભામાંથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ;
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજ રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને. ૨
બાણ તાણીને ઉભો પારધી, સાંચાણો કરે રે તકાવ;
પારધીને તો પગે ડશિયો, સીંચાણા શીર ઘાત;
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયા સુખે. જેને. ૩
ગજ કાતરણી લેઇ બેઠા, હરજી દીન દયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરી તો મારો હીંડે હકે. જેને. ૪

પદ ૯ મું.

ભરપુર ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે; ટેક.
અનુભવ અજવાળું રે, આતમા દ્રષ્ટિ કેમ અટકે.
થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ;
પોતે કરતા પોતે હરતા, સર્બઈ મેં દેખ્યા શીવ;
ભ્રમણા તો ભાગી રે, અલક લે લાગિ લટકે. ભરપુર. ૧
મહા મેડકીયે મણીધર માર્યો, સમુદ્ર પી ગયો મીન;
અજાએ આભને ઉરમાં રાખ્યું, એમ પાણી પ્રજાને આધીનઃ
બગે બાજ ઝડપ્યો રે, સ્વાંન ભેથી સિંહ સટકે. ભરપુર ૨
નાવડી ઉપર નીર ચડી ચાલ્યું, જેમ ચરૂઃપર ચડિયો ચુલ;
અશ્વાર ઉપર વારંગ ચડયો, એતો ભારે ભુલવણીની ભુલ;
કાયરે ક્રોધ કીધો રે, જોદ્ધાને ઝાલીને પટકે. ભરપુર. ૩
ધણીના ધાર્યાવિના વસ્તુ ઘડાણી, જેમ કાહવે ઘડયોરે કુંભાર;
કીડી કુંજરને નૃત કરાવે, એમ સોનાએ ઘડયો સોનાર;

ચીતે ચોટી ધીરો રે, ચડ્યો તે રંગ નહી ફટકે. ભરપુર. ૪

પદ ૧૦ મું.

હીરાની પરીક્ષા રે, ઝવેરી હોય તે જાણે;
મુરખ મનમાં મોટા રે, અજાણે ઉતારણ આણે. ટેક.
મગ મરી બરોબર મુરખજન જાણે, ગોળ ખાંડ એક ઘાટ;
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત ભગતનો ઠાઠ;
સોવાર સમજાવું રે, પતિજ તોય નવ આણે. હીરાની. ૧
મુરખ હાથે હીરલો લાધ્યો, તે છાણ સાથે રોળાય;
કોઇક જાણ મળ્યો તેણે ઝટપીને લીધો, તો તેની કીંમત થાય;
ગુણ ગાયે જલવર વાડી રે; પુરણ પ્રમાણે. હીરાની. ૨
ભક્ત થયા પણ ભેદ ન જાણ્યો. કરે તરવાનો ઉપાય,
તન જોગી મન કંચન કામની, એવે વરણે કેમ ઉતરાય;
પરથંધાની ઘાણીરે, તેમાં તેલીયા તાણે. હીરાની. ૩
જપયાગ જગન જપતપને તીરથ, તેમાં સોથી મોટો સતસંગ;
સુકી ડાળ વેલ થઈ રસ પીલે, તોય અધુરો રહયો બાળ ભોરંગ;
ધીરા સોબ્ય હીરો રે, રટ રાત દિવસ વહાણે. હીરાની. ૪

પદ ૧૧ મું.

વાડા વાળી બેઠા રે, પોતાનો પંથ કરવાને;
છળકરી છેતરીને રે, પધાર્યા ધન હરવાને. ટેક.
રામાનંદીને મહાનંદી, સ્વામી સેજાનંદ સમજાવે;
કબીરપંથી તુંબીરે વાળા, એતો ભણે ભણે ને ભુલાવે;
કપટ સંગ દોડેરે, ઉપાય ઉદર ભરવાને. વાડો.
અજાનો વાડો ગાય ભેંસનો વાડો, કોઈ વાઘનો વાડો દેખાડો;
અબંધનાથ કેમ બાંધ્યામાં આવે, તેને કામ કરીને દેખાડો;
ગુરૂ થઈ ગગન ગાજેરે, અચળ ઠામ ઠરવાને. વાડો. ૨
પ્રીતે કરી પથ્થરને પુજાવે, પુજાવે ધાતુ પાષાણ;
વસ્તર સંગાથે કબર પુજાવે, તેમાં કોણ કરે કલ્યાણ;
તીરથ વ્રત દોડોરે, અફળ એ મરવાને. વાડો. ૩
સિંહ રાજાથી ડરે દુનિયાં, સિંહ તે ડરે નહી કોય;
સોહં સોહં વિજાનંદ સ્વામી, એમ અખિલ આત્મા બ્રહ્મ ચિન્ય;
સુરરંગ વીર ધીરો રે, ધણીનું ધ્યાન ધરવાને. વાડો. ૪

પદ ૧૨ મું.

અનુભવી આલો રે, જ્ઞાનગતિ ઘડનારા;
ભેદ ભતાવો રે, બ્રહ્મમાંહે ભળનારા. ટેક.
કહો પવનનુ મુળ અમને, કયાંથી આવ્યું મન;
ઠીક કરી ઠેકાણું બતાવો, કયાં રહે મન પવન;
શબ્દ કયાં ઉઠેરે, ગગનના ચડનારા. અનુભવી.
નાદ બુંદનું રૂપ બતાવો; શા રૂપે છે શીવ;
જુજવા અરથ કરી બતાવો, કયાં રહે છે જીવ;

અખંડ જ્યોતિ ઝળકેરે, બ્રહ્મ ભેદ છે ન્યારા. અનુભવી. ૨
પ્રગટ પીંડ પડયો પૃથ્વી પર, જીવ શીવ જોતાં કયાં જાય;
નાદબુંદ મન પવનસુધાં, સરવે કયાં સમાય;
રીત બનાવોરે, અગમ વાત વદનારા. અનુભવી. ૩
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર;
લાંબો પહોળોને પચરંગી, કેવો છે કિરતાર;
ધણી તો ધીરાનોરે, સ્વામી તે સરજનહાર. અનુભવી. ૪

પદ ૧૩ મું

કળિયુગ તો આવ્યોરે, દુનીયામાંથી ઘટી દયા;
મોટા મોટા મઝાનારે, લક્ષપતિ લોભી થયા. ટેક.
ધરતીમાંથી ધરમ ગયું, પાપનું વાધ્યું નુર.
પરજનતો પાંગળા થઈને વરશે, મેહની થઈ ચકચુર;
ધરતીએ રસ ચોરયોરે, વાવેલા કણ વણશી ગયા. કળિયુગ. ૧
શુરાનું શુરાપણ ગયું સતિનું ગયું સત;
વેદી ભેદી પંડીત પુરાણી, સઉની મટી ગઇ મત,
કળજુગનું એવું કારણરે, લોભમાં લાગી રહ્યા. કળિયુગ. ૨
પૃથ્વીમાં પાખંડ પુજાશે, પીપ્ર કરે વેહેપાર;
સંન્યાશી ધન સંચન લાગ્યા, પતિવ્રતા નહીં નાર,
સત્ય ના જડે સોધ્યું રે, અસત્યના ઓધ થયા. કળિયુગ. ૩
છત્રપતિ તો વચન ચુકે, તે દુઃખ કેને કહેવાય;
કથાતો કુપાત્રની સુણશે, પ્રશ્નતો ગરોડાને પુછાય;
દાસ ધીરો કહેછેરે, જ્ઞાની તેતો અંધ થયા. કળિયુગ. ૪

## નારણ ભગત.

પદ ૧ રાગ કાફી.

પંડીત પુરાણીરે, કુરાન તમે કયાંરે જુવો;
ભણીને શું ભાળ્યું રે, અજ્ઞાનમાં આથડી મુઆ. ટેક.
પોથી વાંચીને પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય;
કેહેણી કહેને રેહેણી ન રાખે, તેણે અરથ ના થાય,
સામા શું દોડોછો રે, પુંઠે તમે ધારી જુઓ. પંડીત. ૧
ગુરૂથઇને જ્ઞાન બતાવે, ફોગટ ફુંકાવે કાન;
શીષ્ય પાસે સેવા કરાવે, તોયે ન આવે સાન;
પ્રેમ પુરૂષ જાણીરે, કાયર જેમ લાજે જુવો. પંડીત. ૨
ટોપી પેહેરેને તીલક ચીરે, બેરખા રાખે બબે જોડ;
ધોતિ ધુવેને પોતી પલાળે, ખોટા થઇ કહે ખોડ;
માયાને અંધારેરે, અલ્યા તું તો આથડી મુવો. પંડીત. ૩
માળા તીલક પાખંડ કરે છે, આતમ ચીન્યા વિના ફોક;
મોતી પ્રતાપે નારણ કહેછે, પાખંડ કરે સઉ લોક;
ભ્રમ નવ જાણેરે, જ્ઞાન આપે શોધી જુવો. પંડીત. ૪

## જીવણ ભગત.

### પદ ૧ રાગ કાફી.

અલખ લેહે લાગીરે, જાગીને જોયું આ ઘટમ
બ્રહ્મણા તો ભાગીરે, સોહાગી દીઠા ઉલટમાં. ટેક.
અંબાડીએ ગજરાજને ગળિયો ઘોડાને ગળિયું જેણ;
વસ્ત્ર ઉપર વાઠ સુકાણી, એમ સમુદ્રને ગળિયું ફેણ;
સસલો શાણો થઇનેરે; શારદુલને નાંખ્યો ઘટમાં. અલખ. ૧
આંબે તો ફળ શ્રીફળ બેઠાં કદળીએ કેરીઓની લુંબ;
નાગર વેલે દ્રાખ બીજોરાં, એમ ખુબી બની છે ખુબ,
જગત દોઉ ઘટમાંરે, દુધપીધું છનછટમાં. અલખ. ૨
પાવક વરસ્યાને પથ્થર પલળ્યા ચોદેશ થૈ ગયું પાણી;
તે પાણીમાં દેવદેવતા બુડયા, રાય રંકને ગયું તાણી,
બ્રહ્મા વિષ્ણુ શંકરરે, ધુરંધર બુડયા ઝપટમાં. અલખ. ૩
વિદુર વ્યાસને શુકજી જેવા, આપે દાસ કબિર;
પ્રલ્હાદ સુદામા નારદ પુંડરીક, તેણે રાખી ધારણ ધીર;
જીવણ મુક્તિ લેવારે, ગુરૂગમ વીચારો મટમાં. અલખ. ૪ .

## પરભો ભક્ત.

### પદ ૧ રાગ કાફી.

દેહરૂપી ડેરામાંરે, અંતરદીઠું અજવાળું;
હરી હુકારો દેછે રે, કોનો જઇ કર ઝાલું. ટેક.
મોટા તેતો મન ના જાણે, ગુરૂતણી કરે સેવ.
અખંડાનંદતું ધ્યાન ધરીને, જુવે પ્રત્યક્ષ દેવ;
સુમતા ન મુકેરે, ત્રીલોચન ત્યાંહાં ભાળુ. દેહરૂપી. ૧
આતમ રૂપી એતો અનુભવી, જેને કાંઇક જાણે શુકદેવ;
કાંઇક જાણે સતીપારવતી કેહેનારા મહાદેવ;
વસ્તુ જેણે જાણીરે, તેણે તો ભાળ્યું અજવાળું. દેહરૂપી. ૨
આ વીધ બાંધી વસ્તુથકી, તેને જાણે વીરલાજંન;
ગુરૂ થકી ગોવિંદને જાણે, વળી જુએ પોતાનું તંન,
સાનમાં સમજાવે રે, ગગન મંડળ ચાલ્યું. દેહરૂપી. ૩
અચેતને ઉપદેશ ન લાગે, જેમ મહા અગ્નીને મેલ;
કબુદ્ધિ કલંક જેને હરદે, તેને શાનું સેહેલ,
દાસ પ્રભો કહે છે રે, હું તો એક નામ ભાળું. દેહરૂપી. ૪

### પદ ૨ જું.

કાયા નગરમાંરે, રચનાતો અતિઘણી;
ગુરૂગમથી જાણેરે, વસે તેમાં નીરંજન ધણી. ટેક.
અદભુત ખેલનો બંગલો રચ્યો છે, પાંચ તત્વનો પ્રકાશ;
આ ઘટનો કોઈ પાર ન પામે, છઠો વસે છે અવિનાશ,
પાત્ર નંદાતાંરે, જુદો રહે અલખ પાણી. કાયા. ૧
ચંચલ ચપલ મન વસ્યું છે, સરવેનો સરદાર;

ધણી પોતે કાયા નગરનો, બીજા એના ચોપદાર;
તેહને જીતવાનીરે, સહુને તો આશા ઘણી. કાયા. ૨
મન અજીતને મોટા જન જીતે, બુદ્ધિ નીરમળ હોય;
સતચીદ આનંદમાં લીન થયો છે, ગુરૂ તણી ગમ હોય,
અહરનિશ સમરેરે, સુરતી નિજ નામ ભણી. કાયા. ૩
નિજ નામ જેને નિસ્ચે થયું છે, સંસયની વ્રતી થાય;
અલક બ્રહ્મનો ઉપયોગ છે તેને તેથી અંધારૂં થાય;
દાસ પ્રભો કહે છે રે, પ્રેમ તણી પ્રીત ઘણી. કાયા. ૪

પદ ૩ જું.

પૃથ્વી પાતાળે રે, નામ વિના કાંઈ નહી,
આકાસે બ્રહ્માંડે રે, છતા વસ્તુ છેરે સહી;
પાષાણમાં જેમ અગ્નિ રહે છે, એમ દેહમાં રહે છે અવિનાશ;
બીજમાં જેમ વૃક્ષ રહે છે, એમ પોતે પોતાની પાસ;
અજ્ઞાને અંજાએ રે, વસ્તુ તો એમ છુપી રહી. પૃથ્વી. ૧
પંચ તત્વનું પુતળું બાંધીને, માંહી મુંકું તે શેષ;
બ્રહ્મા વિષ્ણુ પાર ન પામે, નવ જાણે રૂપી કેશ;
અકળીત એવું રે, પાર તો કોઈ પામે નહી. પૃથ્વી. ૨
ફુલમાં જેમ બાસ રહે છે, ઘ્રતમાં રહે છે સ્વાદ;
નેત્રમાં જેમ તેજ રહે છે, એમ મુખમાં દહે છે નાદ;
તરણા ઓઠે મેરૂરે, મેરૂને કોઈ દેખે નહી. પૃથ્વી. ૩
શુરા થઇને શત આદરો, પ્રેમ તણી કરો પ્રીત;
નીરગુણ નામનો રાખો આશરો, દરશન કરો તેનું નીત;
દાસ પ્રભો કહે છે રે, અવિનાશી રહ્યા અહીં.

નરભેરામ.

પ્રેમ વિષે છપય.

નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી ડોશીને હાટે;
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં; ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પુરો મળે; કૃપા થાય શ્રી રામની. ૧
મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઈ મનમાં ફુલી;
કહાંન કહાન કહી ફરી, ભાન દેહીનું ભુલી;
પ્રેમ વિદુરની નાર, નાહાતાં નાગી ધાઈ;
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટિ જદુરાઈ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે. ૨
જ્યારે પ્રગટયો પ્રેમ, તુલશિના દળથી રાજી;

જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધિ ખીચડીને ભાજી;
જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે;
જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને;
કહે નરભેરામ ગુરૂ થકી, નિત બલિહારી તેહને.

કરિને યજ્ઞ અનેક, વ્રત વીધી બહુ પાળે;
વળી આપે ગૌ દાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તિર્થ પણ બહુ ફરી આવે;
દધી દુધ ઘ્રત ખાંડ, વિપ્ર પીપે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી. ૪

ખારા જળનો જીવ, મિઠા જળ માંહિ મરે છે;
મીશરી મિઠી ઘણી, ખરના પ્રાણ હરે છે;
સિંહણ કેરૂં દુધ, કનકને પાત્રે જામે;
બીજી ધાતુ બહુ, માંહિ વિરામ ન પામે,
છે જેમ હરિરસ આકરો, પ્રેમીને દિલ જૈ ઠરે,
કહે નરભેરામ ગુરૂ થકી, દુરિજનને વિસ્મય કરે. ૫

નથી મૃતિકામાં માલ, નથી પીતળમાં પેઠો;
કનકનિ મુર્તી કરે, નથી ઈશ્વર માંહી બેઠો;
નથી પોર્યામાં પીર, નથી શ્રાવકને દેરે;
અસલ જુએ નહી કોય, સઉ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજી નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમ પ્રગટજ થાય છે.

શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે;
આઠ પહોર દીન રાત, જડને ઝીકણું ઝીકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહીયે;
સર્પ વીંછીને ખાય, ઝેર એવું છે હૈયે;
જો રામ રટણ કાંઈ નહી કર્યું, તે ગમાર છે તૈડીયા;
કહે નરભો ખરને લાભ શો, મીસરી ભર કે મૈડીયા.

જુવતી જળને કાજ, જુઓ પનઘટ પર જાવે;
જેને જેવો અર્થ, તેટલું તે જઈ લાવે;
ભાણે ભર્યા પકવાન, ભુખ સમ ભોગ કરે છે,
હદ આવી જે વાર, હાથ આડોજ ધરે છે;
ભાગવત પુરાણ પણ ભટ કહે છે, અક્ષર એક જેથી પળે;
કહે નરભેરામ ગુરૂ થકી, સત્ય વસ્તુ તેને મળે. ૮

પ્રજાપતી ઘોડી રાંડ, શીદ દુરીજન જાઓ;
પેટ ભરે કરી વીષય, એહમાં શું એ કમાયો;
નીદ્રા મૈથુન આહાર, માંહી તું શું થયો રાજી;

એ પ્રાણી સર્વેને, વિચારી જોને પાજી,
જો રામ રટણ કાંઈ નવ કર્યું, અંતે કારજ શાં સરયાં;
કહે નરભો પેટ સર્વે ભરે, ગધાં બિલાડાં કુતરાં. ૯
એગળ નીસરી બહાર, ચાલતો મહા સુખ માણે;
નહી શતરૂ નહી મિત્ર, વિશ્વને સરખુ જાણે;
પુંઠે બહુ શ્વાન, કેટલા બેશી રહેછે;
એગળને મન નહી, માન અપમાનજ દેછે;
એમ હરીજન એગળ રૂપ છે, જેને હરીનું ધ્યાન છે;
કહે નરભેરામ ગુરૂ થકી, દુરીજન સઘળા શ્વાન છે. ૧૦

ભઠ પડયો અવતાર, જેની પરનારે પ્રીતી;
ભઠ પડયો અવતાર જેની ચાલ અનીતી;
ભઠ પડયો અવતાર, હરી ગુણ ગાતાં લાજે;
ભઠ પડયો અવતાર, કોઈના સુખ જોઇ દાઝે;
વળી ભઠ પડયો અવતાર, જે મોયો છે મોટા માનને;
કહે નરભો રામ રટયા નહિ, શિદ વણસાડયું ધાનને. ૧૧
કોઇ કહેશે એમ, હાથ તો શિદને ધરીયે;
હાથ ધરે જીવાય, નહીતો પેટ ન ભરીયે;
ધરીયે નહી જો હાથ, નવરા કેમ રહેવાય;
હાથ ધરયા પરતાપ, ટાઢ તડકો તે જાય;
જે હાથ ધર્યા વણ મહેનતે, જીવવું તે તો ઠીક છે;
જન નરભે તે નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધીક છે. ૧૨

વગર મહેનતે ખાય, પારકા માની મેવા;
વગર મહેનતે ખાય, હરાયા સાંઢા જેવા;
જીવે પારકું ખાઇ, એહ અવતાર ન સારો;
જોતાં નથી વિચાર, લાભ લુંટાયે મારો;
જે માલ પારકો ખાઇને, મુર્ખ હઇયે હરખાય છે;
કહે નરભો લાભ બચ્યો ખુવે, નાગો શું ધુંટાય છે. ૧૩

ખાર તણી ભુમીમા, સો મણ બાજરી વાવી;
ખાર બધું ખાઈ ગયો, પાછી પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહી, પાત્ર કુપાત્ર ન જોયું;
ખાધું તેને પચ્યું, ખવરાવ્યું તેણે ખોયું;
સઘળી ભુમી સરખી નથી, કાંઈ છાંયા તાપની;
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની. ૧૪
ધાન ખાધું તે ધુળ, નહી વાલા રઘુરાય;
ધાન ખાધું તે ધુળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધુળ, પાપ કરી પેટ ભરેછે;
ધાન ખાધું તેં ધુળ, ઘાત વિશ્વાસ કરેછે;
સામાને સુખ જોઈ દાઝતો, નરકે જશે નિદાનરે;

કહે નરભો ફૂટ ગધેડીના, શિદ વણુસાડયું ધાનરે. ૧૫
કરજોડી કહ્યું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો;
મનુષ્ય દેહ દઈ ભલે, શિદ બ્રાહ્મણ અવતાર્યો;
અણુસમજીને એમ, જન્મ બ્રાહ્મણના મોટો,
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણના ખોટો;
જે જમે ઉધાર સાથે થયું, તેના ધરૂં શું શોકને;
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપ્યું લોકને. ૧૬

ઘડપણ વિષે.

સંવત અઢાર ચોવીશ, હતા બેઠા ઘર માંડી;
બતરીશ માંટી મુવા, રાંક જીભ્હા તે રાંડી;
નહી સાંભળું કહે કાન, ચરણ કહે હું નહી હીડું;
તેજ નેત્રનું ગયું, વાતનું વળીયું મીડું;
તાણ સાલ વઇસાખ, સુદી પાંચમ જે જાણું;
રામે પાણું વાળ્યું હતું, આવ્યું જે આણું;
એક વારજ પાણું વાળીયું, વળી વાળીને કેમ વાળશે;
જન નરભા રટ તું રામને, કાળ ઝપેટી મારશે.

પદ ૨ જું રાગ કાફી.

સરસ્વતી વસો જીભેરે, વહેવાર વાતે વઢવું છે;
ખાંતીલે નહાવું ખાવ્યુંરે, તાતની હુંડીએ ચઢવું છે. ટેક.
ગોમતી નાહ્યાતું નાણું જે આપુ, શાની તમારે મારે પ્રીત;
પીતા થઇ પુત્ર પાસે નાણું માગો છો, કહો કીયા તે દેશની રીત;
માફ કહિ ઉદ્ધાર આપોરે, ત્યાં સુધી અડવું છે. સરસ્વતી. ૧
કેટલું નાણુ આપ્યું, બળ દ્વારથી આવ્યા જદુવીર;
તેમજ પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર;
વિચારી જુઓ વહાલારે, પછી પાએ પડવું છે. સરસ્વતી. ૨
કંચન દ્વારીકાં પિતાને દેખાડી, છાપ મોકલી નાથ;
શું જોઈ મોકલી શું જોઇ ખાળી, તે વાહાલા કહો મને વાત;
ગુરૂથી કહે છે નરભોરે, એ ઓસડ કડવું છે. સરસ્વતી. ૩

પદ ૩ જું.

નાણુ આપે નરભોરે, વાવરજો છોગાળા,
ગાંઠ બાંધજો તાણીરે, ધોળી ધજાવાળા. ટેક.
કપટી કેશવ જાણતા તો, શાને આવત પચાસ જોજન.
સાંભળ્યું શ્રવણે સર્વેને છાપે છે, મારે મળવા ધર્યું મન;
દરશન દેનેરે, દુર કરી પાળા. નાણું. ૧
લેખ દેખીને અરજ નથી કરતા, છાપ આપો છો હરી;
પાઘડી ભાળી છાપ ખાળી છબીલી, પરીક્ષા તો એવી કરી;
સમસ્યા લેજો સમજીરે; જે કહી કાનડા કાળાં. નાણું. ૨
હારો છો જનથી નથી હરવતા, મારે હરી હઠ મેલ;

કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનું સુખ પાસેરે, હરી હરી જપમાળ. નાણું. ૩

પદ ૪ થું.

કેદહાડાના સુખીઆરે, સુતાછો પલંગ ઢાળી;
ઘણા દીવર ગૌ ચારીરે, શ્રી વંદ્રાવન ખાળી. ટેક.
આગલા દન તે તો ગયા વીસરી, ખાવું ખાતા ગોવાળની સંગ;
કદમના ઝાડ તળે બેઠક તમારી, એવા હતા તમારા ઢંગ;
ઓઢતાતા નિત કેશવરે, કામળી તમે કાળી. કેદહાડાના. ૧
આજ અમરીત રસ ભોગ કરોછો, પ્રભુ ઓની તે માગી મીઠાઇ;
પંચવટીમાં કંદમુળજ જમતા, બોરાં ખાધાં રઘુરાઈ;
ભાજી તો ભુદર ખાધીરે, ત્રણભોવન ભાળી. કેદહાડાના. ૨
ઉઠો છબીલા આળસ દુર કરી, મને છાપો આપોને જદુવીર;
ક્યાંરે લગી તમે વારજ કરશો, ઓછીતે જાત આહીર;
પ્રીતલડી ના જાણીરે, અંતરનીજ અજવાળી. કેદહાડાના. ૩
કહે નરભો છોટાલાલ પ્રતાપે, રથ હાંકયો અરજુનનો સારથી;
ઝાઝું જીવ્યા થકી શું'રે કહેવરાવો, લાજો લાજો હો લક્ષમીપતી;
આજ તમારીરે, મેં વાત જાણી વનતાળી. કેદહાડાના. ૪

અમરીષ રાજાવિષે.

પદ ૫ મું રાગ કાફી.

અમરીશ જન એવા રે, હરિ ચરણે જેની ગતી;
રૂજની દિવસમાંરે, ક્ષણ પરવાર નથી. ટેક
પાછલી દોઢ પહોર હોએ જ્યારે, ત્યારે અમરીષ જાગે સહી;
અબોટ પાટલા ને વાસણ માંજે, પછી પહોર એક રહી;
શેવામાં પહોર એક વીતેરે, ભક્તિ કરે એમ અતી. અમરીષ. ૧
પહોર એકનું ધ્યાન ધરે ને, પહોર એક રસોઈએ જાય;
પ્રભુને જમાડીને પરસાદ લેતાં, પછે નૃત કરે ને ગુણ ગાય;
કાંકરા વેણે ધઉનારે, ઉથાપન વેળા થતી. અમરીષ. ૨
ઉથાપન કરે અતી ઉમળકે, જ્યારે ધેનુ આવે ભોવન;
આરતી ઉતારી પછી સ્તુતી કરતા, અરીષ ઉજવળ મન;
વેણા ગ્રહે કરમાંરે, પડે જ્યારે દિવે બત્તી. અમરીષ ૩
સાડાપાંચ પહોર શેવામાં વીત્યા, પહોર એક સેનભોગ ધરાય;
પ્રભુને જમાડીને પોઢાવે ત્યારે. સાત પહોર પુરણ થાય;
પછી પ્રહોર ઉંઘેરે, અષ્ટ પહોર એમ જતી. અમરીષ ૪
અષ્ટ પહોર એણી રીતે પરવારતાં, કૃષ્ણતણા ગુણ ગાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, તેને લળી લળી લાગુ પાય;
ભક્તિ એક સાચીરેં, જુઠી જાણે રાજનીતી. અમરીષં ૫

પદ ૬ ઠું.

શેવાની સામગ્રીરે, રાજા અમરીષ હાથે કરે;
ના આપે કામ ચાકરનેરે, નીર રાજા હાથે ભરે. ટેક.

હાજર ચાકર હાજર રાણી, ને હાજર રહે સઉ ગામ;
પ્રભુની સેવામાં ભાગ શો પરનો, માટે ના સોંપે કામ;
વેણુ પુષ્પ હાથેરે, હાર હરી કંઠે ધરે. શેવાની. ૧
અમરીષજીએ પોતે એમ વિચાર્યું, પહોર સાત સેવામાં થાય;
એક પહોર ઉંઘાએ છે, તે પહોર અવરથા જાય;
તે પાડુ મજરેરે, તો મુજ કારજ સરે. શેવાની. ૨
શેવાની સામગ્રી સરવે હાથે થાય છે, ને દરણું દળે છે કોઇ ઓર;
તે દરણું કદી હાથે દળીએ તો, પ્રમાણુ આઠે પહોર;
માટે માંડી ઘંટીરે, કોમળ થકી કેમ ફરે. શેવાની. ૩
કોમળ અમરીષ ઘંટીએ બેઠા, ધીરજ આણી હૃદએ;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, ભક્તતો તેને કહીએ;
એ રસ સાંભળતાંરે, ત્રીવીધી તાપ હરે. શેવાની. ૪

પદ ૭ મું. રાગ કાફી.

કોમળ રાજા અમરીષ રે, ઘંટીએ બેઠા સહી;
છુટયો પરશેવો રે, તે વરણ્યો જાએ નહી. ટેક.
કોમળ રાજાને કોમળ રૂદીઆ, કોમળ દેહ અમુલ્ય;
દેહરંગ જાણે કસુંબો ચડીઓ, સુંવાળુ ગુલાબનુ ફુલ;
અમરીષ જન એવા રે, ઘંટીએ બેઠા જઇ. કોમળ. ૧
કોમળ એવાને ચેન છે કેવા, ઉજવળતાને ગંગ;
બળ કરીને જ્યારે ઘંટીને એંચી, ત્યારે વળ્યો પરસેવો અંગ;
લીલાવટ તણો રે, રહયો જાણે પરભા વહી. કોમળ. ૨
કોમળ પત્રપર જળીત શોભે, મેઘ તણા બીંદુ;
મોતીઆ છુટયા તે તારાની તોલે, મુખ અમરીષનું ઇંદુ;
હરીતો વશ જેને રે, એવીતો જેણે ટેક ગ્રહી. કોમળ. ૩
શ્રી કૃશ્નજી તેતો પલંગે પોઢયા, દાસી ઢોળે છે વાય;
અમરીષ માટે હરી ઝબકીને જાગ્યા, મારે ભક્તની કરવી સાહાય;
કરૂં વાય વીંઝણે રે, અમરીષ પુંઠે રહ્યા. કોમળ. ૪
લક્ષ્મી કરથકી લીધો વીંઝણો, ધાયા ધસમશીને નાથ;
કહે રૂક્ષમણી પ્રભુ કંઈ પધારો, સુનેતો અચરત થાય;
પછી મને પુછોરે, જ્યા ત્યાંહિ હું આવું જઈ: કોમળ. ૫
અમરીષ પુંઠે હરી વીંઝણો કરતા, આદે હરી જુગદીશ,
તે હરી ઠાકોર મંદીરમાં જોએ, સર્વે ઇશના ઇશ;
મુરખ નવ માને રે, સાચાને તો સંશય નહી. કોમળ. ૬
ઘંટી મુકીને જોયું અમરીષે પુંઠે, ત્યારે દીઠા શ્રી જગરાય;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નમ્યો અમરીષ હરીને પાય;
તમો કરો વીંઝણો રે, તેતો અણુઘટતી થઈ. કોમળ. ૭

પદ ૮ મું,

પોઢાડયા ત્યાં કેશવેરે, સુખ પલંગ ઢાળી;
પુષ્પ વેણી પાથરયાંરે; વજ્જરની ટાળી. ટેક.

સુખ પલંગથી સ્વામી કેમ જાગ્યા તેતો કહો મુજને વાત;
ઠાકોર ચાકરને વીંઝણો કરોછો તેતો, અણુઘટતી થઈ;
નેવાંનાં પાણી મોભેરે, તેતો અચરજ ભાળી. પોઢાડયા. ૧
શ્રીકૃષ્ણ અમરીષ પ્રતે કહેછે, એક પહોર ઉંઘને તુંય;
પહોર એક તારી શેવા માનું, વચન આપું હુંય;
ત્યારે અમરીષેરે, પ્રભુની વાચા પાળી. પોઢાડયા. ૨
સનકાદીક ઇંદ્રાદીક જેનું, ધ્યાન ધરે શિવ શેષ;
શહસ્ત્ર ફેણાએ શેષ રટણ કરેછે, વિસામો ન પામે લેશ;
સીદ્ધ જોગીનેરે, લાગી ધ્યાનની તાળી. પોઢાડયા. ૩
રાજનીતીની અમરીષને ખબર નથી, કરે શેવા સમરણને નેમ;
કહે નરભો છોટાલાલ પ્રતાપે, હરિયે વિચાર્યું એમ;
રાજ રક્ષણેરે. મેલ્યું ચક્ર વનમાળી. પોઢાડયા. ૪

પદ ૯ મું.

લેને લેને લાહાવ જીવને જોતાં નહિ જડે;
જોતાં નહીં જડે જીવને ખોળ્યાં નહી મળે. લેને લેને. ૧
કસ્તુરીને કેવડો લઈ, તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી, ભુલમાં ભમે. લેને લેને. ૨
મોતી સરખો દાણો લઈ ઘંટીમાં દળે;
આવળીઆનું બીજ વાવે, આંબો નહી ફળે. લેને લેને. ૩
સંત બોલાવે બોલતો નથી અભીમાનમાં ફરે;
મારી ધકે આગળ કરશે, વેઠે ભાર ભરે. લેને લેને. ૪
માયા તને મીઠી લાગે ગોળસેં ગળી.
નરભેરામના સાથમાં તો, કુડ નહી અળે. લેને લેને. ૫

પદ ૧૦ મું.

શેલો શેલો બહુ શેલો રણછોડરાય બહુ શેલોરે;
વાત કરતાં વાલોજી આવે, મોંઢે ચડેછે વહેલો વહેલો. રણછોડ. ૧
મગસ બરફી જમવાને જોઇએ, વેંચવા કહાવે વહેલો વહેલો. રણછોડ. ૨
ભગત જનનાં સંકટ હરવા, થાયછે ગાંડો ઘેલો. રણછોડ. ૩
હરદે કમળરૂપી હેમની છાબડી, તે વસ્તુ મહિ મેલો. રણછોડ. ૪
કહે નરભેરામ ગુરૂ પરતાપે, એના ખેલમાં ખેલો. રણછોડ. ૫

પદ ૧૧ મું.

રંગભીના રંગભીના. રણછોડરાય રંગભીનારે;
આવા ગમન અમરિષનો વારયો, દશ અવતારને લીધા. રણછોડ. ૧
સેનાને માટે તમે નાપીક થયા, કુણ કરે તમવિના. રણછોડ. ૨
બાહીર સુખીનો મુગટ લીધો, અવગુણ ન જોયા એના. રણછોડ. ૩
કહે નરભેરામ ગુરૂ પરતાપે, આદે અનાથ નાથ દીના. રણછોડ. ૪

પદ ૧૨ મું.

છોગાળા છોગાળા રણછોડરાય છોગાળારે;
મુસ્તક મુગટને કાંને કુંડળ, આંખનેણાં અણીઆળાં, રણછોડ. ૧

ગળે ગળચવા ઉતરી સાંકળી, ઉર મુક્તાફળ માળા. રણછોડ. ૨
શંખ ચક્ર ગદા પદ્મ ધરાવે, છે ભક્ત તણા પ્રતિપાળ. રણછોડ. ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, ઠાકોર ડાકોરવાળા. રણછોડ. ૪

પદ ૧૩ મું.

વનમાળી વનમાળી વીઠ્ઠલ વર વનમાળીરે;
અઢાર ક્ષોણી તમે દળ વરતાવ્યું. ટીટોડી મેલી તમે ઉગારી. વીઠ્ઠલ. ૧
ચક્ર ધરયું તમે ભીષ્મનો માટે, તેની પરતિજ્ઞા પાળી. વીઠ્ઠલ. ૨
રાસ રમ્યાને રંગ રમાડ્યા, તેઠી તે વ્રિજની નારી. વીઠ્ઠલ. ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, સુખની સીમા વાળી. વીઠ્ઠલ. ૪

પદ ૧૪ મું.

રામ રટણમાં સાર છેરે, સીતારામ રટણમાં સાર છે;
મુનશાદેહ પામીને રામ વિસાર્યા, ધિક તેનો અવતારછે રે. સિતા ૧
મુનશાદેહ પામીને સમરણ ભુલ્યો, તેને કલ્યાણની વાર છે રે. સિતા. ૨
કુસંગ કુનારનો સંગ કર્યાથી, જમનો મોટો મારછે રે. સિતા. ૩
લખ ચોરાશીના ફેરારે ફરતાં મુનશાદેહ છેલોજ વારછેરે. સિતા. ૪
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, રામ રટ્યાથી પારછેરે. સિતા. ૫

ગોરખ

પદ ૧ લું.

ઉંડારે કુવો સંતોજળ વિના નિત્યે ભરે પાણીઆરી;
અમેતો જુઠું નવ બોલીએ, બ્રહ્મા જુઓને વિચારીરે; ઉંડા રે. ૧
હેઠે કુંભાર ઉપર ચાકડો, તે મેં ફરતાં દીઠો;
કીડી કેરાં રે નેત્રમાં, હસ્તી જાતો દીઠો. ઉંડા રે. ૨
નદી કેરાં નીર ઉલટમાં જઈ પરવત પર ચડિયાં;
હરણે પાશો બાંધીઆ મહીં પારધી પડીઆ. ઉંડા રે. ૩
હેઠે ભમર ઉપર કમળ છે, માળી છાબમાં દિઠો;
તેનો પ્રેગી વાયરો, ચૌદ લોકમાં મીઠો. ઉંડા રે. ૪
હેઠે ગાગર ઉપર પનિહારી તે મેં ભરતાં રે દિઠી.
ગોરખ બોલ્યા વિનંતિ, વાણી છે બહુ મીઠી. ઉંડા રે. ૫

ગોપાળ

પુરણ પદ પરમાત્મા, જગદેવ હરિ;
એતો અવિચળ સત સ્વરૂપ, વ્યાપીક વસ્તુ ખરિ. ટેક
કાર્ય કારણ બે કલ્પના જગદેવ હરિ, સરવે વસ્ઠુ એક નિરંતર. વ્યાપીક. ૧
પંચભુત પ્રત્યક્ષ દીસે, જગદેવ હરિ, ભવજળ સિંધુ તારે. વ્યાપીક.
તોલ આપ પોતે પુરણ, જગદેવ હરિ, ત્યાં ઘટે વધે નહી તલ. વ્યાપિક. ૨
સ્તુતિ નીંદા કેની કરૂં, જગદેવ હરિ; નહિ શિવશક્તિને જંત. વ્યાપિક.
રૂપ સકળ છે રાજના, જગદેવ હરિ; પંડ બ્રહ્માંડ ત્રણ સામાન્ય. વ્યાપિક. ૩
સચરાચર સમરથ પોતે જગદેવ હરી એતો અખંડ મંડળ અદ્વૈત. વ્યાપિક.
આ ચૌદભુવનમાં ઝળહળે જગદેવ હરી; જેછે અખીલ અદ્વૈતબ્રહ્મ. વ્યાપિક. ૪

ઠાલો ઠાણો નહી હરી વિના જગદેવ હરિ. ત્યમ કાળ ન લાગે ક્રમ. વ્યાપિક.
વૃજ વ્યાપક વસુધરા જાણીયે જગદેવ હરિ. વ્રહ પણુ ભાર અરાડ. વ્યાપિક. ૫
આ દેહી દેવ રાધે માધવ જગદેવ હરિ, ગોપી ગોવાળ નરને નાર. વ્યાપિક.
દશો દિશા ગોકુળ થયું જગદેવહરી, સરવ ગિરિ તે ગોવરધન. વ્યાપિક. ૬
અરણ્ય પુરણ સર્વે સ્યામનાં જગદેવ હરી, જમના સઉ સરિતા જાણ. વ્યાપિક.
જ્યાં જોઉં ત્યાં નંદકુંમાર જગદેવ હરી, શ્રી સ્થળ કાશીને કેદાર. વ્યાપિક. ૭
ગયા શ્રાધ કોનાં કરૂં જગદેવ હરી, સરવે પુરવજ પામ્યા પાર. વ્યાપિક.
ઘર આંગણે ગંગા વસે જગદેવ હરી; ત્યાં પ્રીતે પ્રગટયો પ્રયાણ. વ્યાપિક. ૮
નિત્ય ત્રિવેણી ઘરમાં વસે જગદેવ હરી, ત્યાં નિશદિન નાહું નિગમ. વ્યાપિક.
બુધવાંન નીર સમી વાસના, જગદેવ હરી, ત્યારે મન પામ્યું ઉલ્લાસ. વ્યાપિક. ૯
કલ્પિત કોશ સકળ સમરે, જગદેવહરી, મને લાગી સેહેજ સમાધ. વ્યાપિક
સાધનતે હવે શું કરૂં જગદેવહરી, મન ઉપન્યો દ્રઢ વિશ્વાસ. વ્યાપિક ૧૦
મન જાણે મારૂં મન જાણે, જગદેવહરી; હવે લોકથી કેટલો વ્યવાર વ્યાપિક.
જેણે મહાવાકયની ગતી લહી, જગદેવહરી, તેને નવગમે સંસાર સંગ. વ્યાપિક. ૧૧
મહાદસા અમધુર ત્યાગી, જગદેવહરી, અતિ રંગીતનો મારે રંગ. વ્યાપિક.
એ અનુભવ હવે સત્ય થયો જગદેવહરી, તે તું મોહ ન પામે મન. વ્યાપિક. ૧૨
જન ગોપાળ ઘેલો કહે, જગદેવહરી, મહાવાકય વેદ વિચાર. વ્યાપિક.

## રાગ ધોળ.

આછો ઘુંઘટ વહુને વાલો રે લાગે. એ રાગ.
સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે;
સંત મનાવે તે માનું હો લોલણી. સાચી સમજણ. ટેક.
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબીઓ, પેરાવું હો લોલણી. સાચી સમજણ.
વિવેક વિચારે કહો તો વીછુવા ઘડાવું;
હર્ષના ઘુઘરા બંધાવું હો લોલણી. સાચી સમજણ. ૧
સાધન સંપતિ કહો તો ચુડલો પહેરાવું:
ક્ષમાની ચીપો મઢાવું હો લોલણી. સાચી સમજણ.
જ્ઞાન વેરાગ બાજુબંધ સોવરાવું;
શાંન્તીનું રત્ન જડાવું હો લોલણી. સાચી સમજણ. ૨
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું હો લોલણી. સાચી સમજણ.
ટેક રૂપી કહો તો તુશીઓ ઘડાવું;
દયાની દામણી બંધાવું હો લોલણી. સાચી સમજણ. ૩
સત સંગત રૂપી બુલર ઘડાવું;
લગ્નનું લોળિયું પેહેરાવું હો લોલણી. સાચી સમજણ.
ભક્તિરૂપી કહોતો વાળીઓ ઘડાવું.
મુક્તિની ચુનીયો મેલાવું હો લોલણી. સાચી સમજણ. ૪
નેહનું નયણે કહોતો કાજળ સરાવું;

હેતની આડો કરાવું હો લોલજી. સાચી સમજણ.
સીધી સમજણ કહો તો સેંથો પુરાવું;
જોગનો ચાંદલો ચોડાવું હો લોલજી. સાચી સમજણ. ૫
ધીરજ રૂપી કહો તો વેણી ગુંથાવું;
ગુરૂ ગમ ગોફણો લટકાવું હો લોલજી. સાચી સમજણ.
ચોખી ચાલની તમને ચોળી શિવડાવું;
ચેતનની ચુંદડી પેહેરાવું હો લોલજી. સાચી સમજણ. ૬
સાચી કરણીનો કહો તો કંચુવો શિવડાવું;
ભાવનુ ભરત ભરાવું હો લોલજી. સાચી સમજણ.
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી;
દક્ષનો લક્ષ બતાવું હો લોલજી. સાચી સમજણ. ૭

પદ રાગ વેળાવર.

રૂદયે વસ્યા મારા નાથજી, જેનું અવિચળ નામ;
ચાર પદારથ પામિયે, આપે અવિચળ ધામ. રૂદયે. ૧
ઘટઘટમાં વ્યાપી રહ્યા, પરી પુરણ બ્રહ્મ;
જનમ મરણ જરા નહીં, નહી ત્રીવીધી કર્મ. રૂદયે. ૨
કાળ તણો મહા કાળ જે, હતો દેવનો દેવ;
ખટ દરશન જેને ભજે, કરે સુરનર શેવ. રૂદયે. ૩
તે હરીને કેમ વીસરૂં, જેછે જગદાધાર;
સનકાદીકને સાંસા પડયા, વેદ પામે ન પાર. રૂદયે. ૪
લક્ષ ચોરાશીમાં રવડયો, મળ્યો માનવ દેહ;
દેવ અનેક ઉપાશીયા, નવ આવ્યો છેહ. રૂદયે. ૫
શાસ્ત્રતણો સાગર મથી, જોયાં વેદ પુરાણ;
હરીથી બીજા કોઈ નથી, અંતે નીરવાણ. રૂદયે. ૬
મન માન્યું અવીનાશી શું, થયું નીર્મળ મન;
કહે ગોપાળ પાવન થયો, તેનું જીવતર ધન્ય. રૂદયે. ૭

પદ ૨ જું.

વણ પ્રીછે તમે કાં કરો, ભાઈ કલ્પીત ધર્મ;
ધર્મે ભર્મ ઉપજે, ન મળે પરીબ્રહ્મ. વણ. ૧
સાધન એ સંસારમાં, કરે છે ગર્વ કોય;
કહે ભાઈ હરી કોને મળ્યા, તું વીચારીને જોય. વણ. ૨
એળે તું કયાં નીર્ગમે, મનુષ્યા અવતાર;
વીધી નીષેધે વહીયો, સઘળો સંસાર. વણ. ૩
સત જુગમાં મુની જન વહ્યા, આણીને અભીમાન;
દ્વેષે ખટ દરશન હવાં, થઇ તાણા તાણ. વણ. ૪
શાસ્ત્ર કર્યા સર્વ જુજવાં, લખ્યાં વચન વીરોધ;
જેને ગુરૂ જેવા મળ્યા, તેને તેવોરે બોધ. વણ. ૫
આપ આપના મતે આચરે, અવળા આચાર;
આચારે ઉન્મત હવા, ઉપન્યો અહંકાર. વણ. ૬

કીરતી કેરે કારણે, ખરચે બહુ ધન;
જેમ જેમ જસને સાંભળે, તેમ તેમ હરખે મન વણ. ૭
હું મારૂં મન નવ ટળ્યું, ન ગળ્યુ અભિમાન;
દોષ રહ્યા સર્વ દ્રષ્ટિમાં, કીધું ગજસ્નાન વણ. ૮
અવિગત શ્રી અવીનાસની, રહી અળગીરે વાત;
પરમતત્વનું પારખુ, કોઈ સંતને હાથ. વણ. ૯
એવા તે સાધુને શેવીએ, ઓળખાવે રાથ;
જીવ મળે જગદીશને, પામે વીશ્રામ. વણ. ૧૦
મહાંત મોટા મહારાજના, ભાક્ય છે પરધાન;
માન મુકીને કીજીએ, સેવા સાવધાન. વણ. ૧૧
એ ઉફરૂં ને સાધન કરે, તેતો આળ પંપાળ;
શીખામણ સારી સુણો, કહે દાસ ગોપાળ. વણ. ૧૨

## જીવરામ ભટ.

શીવરાજ શેઠ પુત્ર જીવરાજને મોકલે વિદેશમાં કહી સુકાજને;
જાઓ મ્રત્યુલોકમાં ગુમાસ્તા લેઇને, માલ વોરજોજી પુને શુદ્ધ જોઇને. ૧
સાથ રાખજો હલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને;
આગવો સુસંગ લેઈ રાખજો કને, ધીરશોમાં કામ ક્રોધ લોભ ચોરને. ૨
મુકજો કુસંગ ફાંસીયાતણી પુરી, આવશે અપાર મોહની નદી ખરી;
બેસજો વૈરાગ્ય નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલી પાર ઉતરી. ૩
વિકટ છે અવાટ બીજી વાટ ચુકશો, જાણ દેશ રહીજશે અજાણમાં જશો;
વિષય ધુર્ત મધ્ય જાળમાંહી ડુલશો, કામરૂપ દંભ ત્યાં વિવેક ભુલશો. ૪
પારખ્યા વિના પ્રપંચ માલ વોરશો, લાભ કાળ વહી જશે દેવાળું ફુંકશો;
તો ત્રસાળે ખોટ દેખિ પોક મુકશો, કોઈ ધીરશે નહીં વિદેશ ચુકશો. ૫
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાંડજો પ્રપંચ વાત ક્રૂર કર્મની;
ધારશો ન કંઈ વાસ વિષય ધાતની, કાવજો ભલાઈ આપ સારી વાતની. ૬
યત્ન રાખજો શરીર વાટ ધાટમાં, તાપમાં ન ચાલશો કુકર્મ સાથમાં;
જ્ઞાન યોગ ભક્તિ માલ જો તને ગમે, ખોટ લાભ પુછશો ન વોરજો તમે. ૭
એટલી વીવેક વાત ચીત્ત રાખશો, તો ભવા ટળી ફરિને ઘેર આવશો;
એક વાર સર્વ વસ્તુ લેઈ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો. ૮
શીખ લઈ શેઠજી પ્રદેશ સંચર્યા, નાત્ય જાત્ય નગર લોક સર્વને મળ્યા;
નગરશેઠ પુત્ર જીવરાજ નીકળ્યા, રામ રામ જેગોપાળ શબ્દ કહી વળ્યા. ૯
જીર્ણ મુકીને નવા પોશાક પેરિયા, દેખતાં પીતાયે નેત્ર નીર ખેરિયાં;
ત્યાં કુટુંબ નાત લોક તો રહી ગયા, જીવરાજ શેઠ ત્યાં થયીજ નીસર્યા. ૧૦
શેહેર બાહાર સર્વ સાથ એકઠો થયો, શીવરાજ શેઠ ત્યાં થકીજ નીસર્યો;
પુત્રને વળાવી શીવરાજ ત્યાં રહ્યા, જીવરાજ ત્યાં થકી વિદેશમાં ગયો. ૧૧
જીવરાજ વ્યસનના તરંગમાં ચડયો, મનોવેગ તુર્ત મૃત્યુલોકમાં પડયો;
કર્મયોગ ત્યાં ભવાબ્ધિ પારના જડયો, ઘણીકવાર જીવરાજ તીર્થ આથડયો. ૧૨

દૈવયોગ એક દેહ નાવ સાંપડયું, દ્વાર સપ્ત ઉર્ધ્વ કાળ શિલ્પનું ઘડયું;
પંચ પાટિયાં પ્રપંચ લોહનું જડયું, જે ભવાબ્ધિ નાળ પંક જાળમાં ખડયું. ૧૩
સ્ત્રી જુવાન એક બેઠી દીઠી નાવમાં, બુદ્ધિ આગળી સ્વરૂપ હાવ ભાવમાં;
મંદ હાસ્ય ચતુર છે વિચાર વેણમાં, મધુર વાણીમાં અને મ્રગાક્ષિ નેણમાં. ૧૪
શેઠ પાસ આવી વાત પુછી શાનવાં, કોણ માત તાત કોણ નાત જાતમાં
કોણ નામ ઠામ વાસ કોણ દેશમાં, કેમ છો ઉદાસી આ ભવાબ્ધિ ઘાટમાં. ૧૫
સ્વસ્ત ચિત શેઠજી કહે વિચારી વાત, કોટી લક્ષ જન્મ કોટી લક્ષ માત તાત;
કોટિ લક્ષ નામ કોટિ લક્ષ નાત જાત, મુળનામ એક છે સુણો પિતાની વાત. ૧૬
શીવરાજ છે વિદેહી નગર શેઠીયો, પુત્ર તેમનો હું જીવરાજ વેઠિયો;
ઉદ્યમાર્થ અર્થ મૃત્યુ લોક આવીયો, ભુલ્યમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો. ૧૭
પાર ન જડયો હું દેખતોજ આંધળો, ભુલમાં ભમ્યો હું ચાલતોજ પાંગળો;
જાત નાત તાતથી થયો હું વેગળો, તાત છો સમીપ તમને હું ના મળયો. ૧૮
આશરા વિના થયો ઘણો હું આકળો, વાત ઠામ તું મળી થયો હું મોકળો;
ઘણિક નાર મેં કરી તથાપિ એકલો, દુખ સોચના થકી થયો હું દુબળો; ૧૯
નવ મટે થનાર વાત કર્મની લખી, આજ દુઃખ વીસરયું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને તમે મને કહો સખી. ૨૦
તે નિવૃતી નાર શેઠને કહે કથી, ઓળખો મને પવીત્ર માત તાતથી;
મન પીતા સુબુદ્ધી ને કુબુદ્ધી માતથી, ત્રણ બેન નીપની બને ન મુળથી. ૨૧
મન પોતાનુ હેત ઝાઝુ મા કુબુદ્ધિથી, મા સગી સુબુદ્ધિ તે થકી વકી નથી;
હું નીવ્રતિ ને તમે સ્વયંવરે હરી, શેઠ જે વીદેહ ના શેહેર જઈ વરી. ૨૨
માત તાત પાસ હું નીવ્રતિને ધરી, શેઠ મ્રત્યુ લોકમાં ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પ્રવ્રતિ ભ્રાતીને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા. ૨૩
લંપટી કુબુદ્ધિ સાશુના કહયાગરા, મુળથી ખરી સુબુદ્ધી સાસુવીસર્યા;
તે સુબુદ્ધી માત નારી પાસે આવીયાં, માત દિકરા વીદેહ શેહેરમાં રહ્યાં. ૨૪
શીવરાજ સ્વસુર આશરે સુખી થયા, ત્રેસ્વસુર સાસુના પવિત્ર ચરણ સેવીયા;
ત્યાં તમારી શાંતીમાં રડી રડી મરે, શિવરાજ તાત તે ઉદાસમાં ફરે. ૨૫
દેહ વસ્તુ સાક્ષીરૂપ ગર્વ ના ધરે, રોજગાર ના કરી વૈરાગ આદરે;
સમર્પણ ધરયું નવું કાંઈ સંઘરે, આગલી કમાઈ સંતને મુખે ધરે. ૨૬
ગુણથી અણીત પંથ એકલો ફરે, ખાય ના પીએ ન પુત્ર વરત ઉતરે;
એક વાર હું નીવરતી ઘેર આવીયા, સ્વસુરજી અમારી પાસ ગળગળા થયા. ૨૭
કહે વહુજી તમ ધણી વીદેશમાં ગયા, કોટી કલ્પ વહી ગયા હજુ ન આવીયા;
કયમ થયું હશે મળયા શું વીષય ફાંસીયા, કામ ક્રોધ લોભ તસ્કરે શું લુટીયા, ૨૮
કે શું લેવું અધીક ન્યુનથી રહ્યાં, કે કુસંગ ધુર્ત સંગથી વહિ ગયા;
જા વહુ નીવરતી બાપ મૃત્યું લોકમેં, વદ્ધ આ મુનીમ સુસંગ સાથ લો તમે. ૨૯
સાથે લો દયા સખીથી વાત નીરગમે, તું ગયા વીના ન થાય કામ આ સમે;
લેઈ આગના થયા અસવાર તે સમે આ દયા સખી સુસંગ સાથ બે અમે. ૩૦
મ્રત્યુ લોક આવીયા ભવાબ્ધિ ગરે, દેશ દેશ ખોળીયા મળ્યા નહી તમે;

ઘણિકવાર ખોળી ખોળી થાકીયાં અમે, ઠાલું નાવ દેખીયું ભવાબ્ધિ નાળમે; ૩૧
પુછ્યું ન કોઇને હું આવી બેઠી આ સમે, તેટલેજ શેઠ દ્રષ્ટિએ પડયા તમે;
ઓળખું તમોને મને ન ઓળખી તમે, શીઘ્ર ઓળખો ગરીબનાર છું અમે. ૩૨
હું વિના અનેક નાર ધશકને ગમે, આજ કાલ ભ્રાંતિ નારમાં રમો તમે;
કયાં ગઈ પ્રવતિ વાલિ નાર આ સમે, માત તાત વિસર્યા પ્રવતિ નારમે. ૩૩

હું નિવ્રતિ વીસાળી ભમીજ ભ્રાંતીમે, આવડા અજાણ શેઠ કયમ થયા તમે;
અમ જેવી દયાની વાત કાનમાં ધરો, મુનિમ વ્રદ્ધ આ સુસંગનું કહ્યું કરો.
પૂર્વે નાર હું નિવ્રતિ ચિત્તમાં ધરો શીવરાજ શાંતિ માની સેવના કરો;
ભ્રાતિને પ્રવૃત્તિ નારી વેગળી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરો. ૩૫

ઘાટ ઘાટ ફેરવો સુમાલથી ભરો; વસ્તુ સારી લેઇને સ્વદેશ સંચરો,
છેલુ વેલું સેઠજી ચઢો શરીર વાણ, હુ નિવૃત્તિ નાર હાથમાં ગ્રહું સુકાન. ૩૬
આગુવા ભાલા દયા સુસંગ છે પ્રમાણ, પુર્વ દેશ જાતાં વાટ રોકનાર કોણ;
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથસાહી નારનો ચડયા સુમાનથી. ૩૭

પંચ માસનું કળેલ વાણ નાળથી, હાલતુ થયું તથાપી નીકળયું નથી;
જીવરાજ ફેરવે ઘણું ઘણું મથી, નાળ શાંકડેથી લાગ લાગતો નથી. ૩૮
તે સમે અનેક બંદગી કરે કથી, કાઢ વાણ કાઢ વાણ નાથ નારથી.
વાણ નીકળ્યા પછી છમાસ દુધ પીશ, ચાર પાંચ વર્ષે પાઘડી વિના ફરીશ. ૩૯

વર્ષ એક બેઊ મુનીવ્રત તે ધરીશ, કાઢવાણ કાઢ વાણ, હે કૃપાળુ ઇશ;
મુનિમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરીશ, મનસ્વસુર થકી સુબુદ્ધિ સાસુ મેળવીશ. ૪૦
સ્ત્રી નિવૃત્તિ શંગ પતિવ્રત આચરીશ, શીવરાજ શાંતિ માની શેવન કરીશ;
આ દયા સખીની વાત કાનમાં ધરીશ, મનસ્વસુર થકી કુબુદ્ધિ સાસુ પરહરીશ. ૪૧

ભ્રાંતિ ને પ્રવૃત્તિ નાર વેગળી કરીશ, આજથી પરાંગનાને દુરથી તજીશ;
એક વાર વાણ સાથ બાર નીકળીશ, તો ફરીથી રોજગાર વાણનો તજીશ. ૪૨
દુરથકી કુસંગ ફાંશીયા થકી ડરીશ, કામ ક્રોધ લોભ ચોર વેગળા કરીશ;
એ પ્રકારે જીવરાજ બંદગી કરે સ્ત્રી નિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે. ૪૩
તે સમે પ્રસુતિ કાળ વાયુ સંચરે, દેહ વાણ નાળમાં અહિં તહિં ફરે,
નાળમાં નવકે માસ એકલું ખડયું; સુતિકા પ્રપંચ વાયુ ડોલમાં પડયું; ૪૪

ત્યાં થકી મહાભવાબ્ધિપુરમાં અડયું, મોકળું થયું અનેક સાથ આથડયું;
પુર્વના ગુમાસ્તા શીવરાજના હતા, એ નવાણ શેઠજીની ખબર પુછતા. ૪૫
જીવરાજ કહે હું ઓળખુછું લઈ જતા નિવીકારને લેઈ વિકાર મુકતાં;
ગુહ્ય અર્થ સમજીયા વિવેકી રીઝિયા, દેહ સાધના કરી વિદેહમાં ગયા. ૪૬

બુદ્ધિ હિન મુર્ખ લોક તે ન સમજીયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં વહ્યા;
એ કથા રહી પછી વિચાર શા થયા, મ્રત્યુ લોક વાયુ જેટલેજ લાગીયા. ૪૭

કેટલેક માસ વાણ ચાલતુ કરે, બાર વરસ બાળપણામાં જઈ ડરે;
તે પછી પલાણ જોબન અસ્વનું કરે, નવા નવ પોશાક ખાનપાન શું ભરે. ૪૮
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેની વાત ચીત કરણ દેશમાં કરે;
ભ્રાતિમાં પ્રવતિ નારી ચીતમાં વરે, મનસ્વસ્સુર કુબુદ્ધિ સાસુથી ઘણું ડરે. ૪૯

વાણુ ફેરવે જુવાની અર્થ ખેલવે, ધાટ ધાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખુલવે, ત્યાં મુનીમ છે ઘણા હિસાબ ચુકવે. ૫૦
નાત શેઠ પારકી લડાઈ શીજવે, કારસું કુટુંબ માત તાત રીઝવે;
મુખ્ય શાહુકાર લાખ લેખું લેખવે, અન્યની હુંડી તે પાછી નવ ફરે. ૫૧
દેશપાળ હાથમાં દીવાન જઇ તમે, અમલનો છકેલો સર્વ લોકને દમે;
કીર્તી લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે. ૫૨
ઉદ્યમે અજાણ પલક નિર્ગમે વ્રથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણની કથા;
દામ સાહેબીનું અભીમાન સર્વથા, સ્વાર્થમાં ખુશાલ પરમાર્થમાં વ્રથા. ૫૩
નવી નવી મીઠાઈ દુધ કરસું જમે, રંગ મેહેલમાં પ્રવ્રતિ નારશું રમે;
લોભ લાભ પુત્ર પાસ લેઈને ભમે, ભાવહીન આપ કીર્તી સર્વથા ગમે. ૫૪
જરકશી પોશાક કીનખાબ ખોળીયાં, પામરી રૂમાલ રંગચોળ મોળીયાં;
વેઢ વાંકડા અમુલ્ય કર્ણ ચોકડાં, હીમરૂ ગલેચા શેઠ ગાદીએ પડયા. ૫૫
રંગતાન નાચ થાય છે ખડાખડા, થાય ભાઈ સાહેબ તો અમલથી બડા;
ઘેર તાયફા અખંડ નાચતા ખડા, પ્રેમથી વેંચાય રોજ પાનના પડા. ૫૬
ચૌદ માળની હવેલી ખુબ બંગલો હીંચકે પલંગ ત્યાં સુવર્ણ સાંકળો;
ભાગ્ય પાંશરેથી સર્વ વૈભવો મળ્યા, વાંકડું થતાંજ વૈભવો થકી ટળ્યા. ૫૭
દૈવ કોપતાંજ દેશપાળ કોપીયો, સેજ વાતમાં અનંત માલ લુટીયો;
દેશ દેશની દુકાન સર્વ અટકીયો, માલ ખોટ જોઈ જીવરાજ ફટકીયો. ૫૮
ઉઘરાણી બંધ કરજ તો ખરૂ થયું, કોઇ ધીરનાર નહી નામ ડુબીયું;
કરજદારે ઘેરીયો દેવાળું ફુંકીયું, એ પ્રકારે પાપ દ્રવ્ય વ્યસ્ત થઈ ગયું. ૫૯
હાય દૈવ હાય દૈવ કાંઈ નવ રહ્યું, છપન ઉપર ભેર તાન ભુંગળું થયું;
નાથ શેઠ તે હવે ન કો કરે કહ્યુ બ્રહ્મભોજન દાન પુન્ય કાંઈ ના થયું. ૬૦
ભાગતી દશાએ તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામાં આહાર ચોગણો થયો;
બહુ ખરાબદોસ્ત કારભાર ન રહ્યા, માનહીન બાપડો ફરે વહ્યા વહ્યા. ૬૧
એ હેવાલમાં જુવાની થોડી ગુજરી, સ્રી પ્રવૃત્તીયે જણી ખરાબ દીકરી;
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, મહા દુખમાંહી સાંભરયા શ્રીહરી. ૬૨
કાળ પેંગડેથી વૃદ્ધ ઘોડલે ચડયો, ટેક લાકડી લગામ શ્વેત કાઢડો;
વેધ હીન ચાલતો તે જો કદી પડયો, માન ચાબખાની ચોંપથી કરે ખડો. ૬૩
કાળનું ભરેલ દેણવાણ પુરીયું, આ ભરાબથી નીર નામ નર્મદા ગયું;
ચક્રપાણ ઓરસંગ ઘાટ છીપીયું, શ્રી કુબેર સોમનાથ ભેટવું થયું. ૬૪
તીર્થવાસી વીષ્ણુભકતને મળ્યો જઈ, તેમને સમાગમે કથારૂચી થઈ;
તે સમે સુસંગ મીત્ર તે મળ્યો તહી, ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતી વેગળી રહી. ૬૫
વરણ વેષ ફેરવ્યો નવો ધર્યો લહી, વૃદ્ધ જેષ્ટ જોક લાજ પુરમાં વહી;
તે વહ્યા પછી પટંતરો રહ્યો નહીં, પછી સુસંગ મીત્ર ઓળખ્યો સહિ. ૬૬
ઓળખ્યો પછી ફરી મળ્યો હસી ધશી, ભેદ ભાગતાં પ્રવૃત્તી ભ્રાંતી ગઈ ખશી
પુર્વની વીવેક વાત ચીતમાં વસી સાંભરી નીવૃત્તી નારને થયો ખુશી. ૬૭
મીત્ર મેળવો નીવૃત્તી નાર આ સમે, શીવરાજ શાંતી માત ભેટવો તમે.

દેહમાંથી લઈ જશો વિદેહમાં ક્યમે, તો તમારો પાડ ખુબ માનશું અમે ६८
એ પ્રકારે જીવરાજની ફરી મતી, તે સમે સુસંગ તે થયો દયા પતી;
મુક્તિ બોધ જીવરાજને થઇ ગતી, બ્રહ્મ ભાવથી જડી પ્રકાશ પદ્ધતી. ६९
મનસ્વસુર સુબુદ્ધિ સાસુ એકઠા કર્યા; પુર્વની નિવ્રત્તિ રાણી ચિતમાં ધર્યા;
કોટિ વર્ષનાં વિયોગ રૂશણાં હર્યા, અસલનું મળ્યું કુટુંબ દુઃખ વિસર્યા. ७०
નિવરત્તિ નાર સંગ પ્રિતડી થઇ ઘણી, જીવરાજ વશ કર્યો નીવરતીયે ઘણી;
પ્રથમ ભક્તિ દીકરી નિવરત્તિયે જણી, જીવરાજ શેઠને ગઇ વધામણી. ७१
તે સમે આનંદી ચિત્ત શેઠનું થયું, કાંઇ ન રાખીયું કને સહુ સમર્પીયુ;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધીયું, તે સ્વરૂપ જોઈ પ્રેમ રૂપ વાધીયું. ७२
પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમ હર્ષ ગાય એ ગદ ગદ સ્વરે;
પાય ઘુઘરા સતાર વાજતા કરે, સપ્તસ્વર ભલાથી તાન ગાન ઉચરે. ७३
ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ઠરે, સ્રી નિવરત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે;
હર્ષનો ભર્યો વધાઈ મસ્તકે ધરે, વણ સુસગ વાત ચીત કાંઇના કરે. ७४
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવરત્તિને, ગઇ વધામણી વિવેક શેઠનીકને;
સમર્પણ કરયું સહુ તથા વિવેકને, વિધી નિષેધના વિવેકની રહી બને. ७५
જ્ઞાનને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્રી નિવરત્તિ ભક્તિ પુત્રી સાથ સંચરે;
યોગ માર્ગમાં સુસંગ આવવા કરે, લિંગ દેહ ત્યાગી વિદેહ પરવરે. ७६
ત્યાં ગયા પછી સ્વધર્મમાં ધસ્યો વળી, જીવરાજ શીવરાજમાં ગયો ભળી;
પરસાંતી માત આવી તે સમે વળી, શોક મોહ જન્મ મરણની પીડાટળી, ७७
જીવરાજ ભટ નામ ગામ ધોળકું, ટોળક દ્વિજાત બામશેલનું પખું;
તે નરે વીવેક વાત જોઇને લખ્યું, અધ્યાત્મ દીપ જીવ શીવ પારખું. ७८
આ વળી નવીન ગ્રંથથી વિચારજો, શેઠને વણિક વિષે ન ભેદ આણજો;
લિંગ દેહ જીવને વણિક પ્રમાણજો, શેઠને વણિક વિષે ન ભેદ આણજો. ७९
ધામ વૈકુંઠ પુર્વ દેશ જાણજો, શીવરાજ નામ વિષ્ણું દેહે માનજો;
જીવરાજ તેજ લિંગ દેહ ભાખજો, શાંતિ માત તેજ મુક્તિ દેહ જાણજો. ८०
મન મળે કુબુદ્ધિ માત દામલીન થાય, મન મલીનમાં પ્રવૃત્તી ભ્રાંતીજ ભરાય;
તે પ્રવ્રત્તી ભ્રાંતીથી કુકર્મ કાંઈ કરાય, તે કુકર્મ બાંધી જીવ દેહમાં ભરાય. ८१
ભ્રાંતિ તામસીથી ભ્રમણતાં અજાણ થાય, રજગુણી પ્રવૃત્તીથી વીચારમાં પડયા;
મન મળે સુબુદ્ધીમાં ન દામલીન થાય, નીરમળી નીવરત્તી શુદ્ધસાત્વિકી જણાય. ८२
પ્રથમ મુખ્ય તીર્થ સેવના હજો, તીર્થ શેવતાં કથાતણી રૂચી થજો;
કથા રૂચી થતાં સુસંગ મીત્ર ભેટજો, મીત્ર ભેટતાં પ્રવૃતી ભ્રાંતી છોડજો. ८३
પ્રવ્રતી ભ્રાંતી તજી નીવ્રતી ચીત રાખજો, નીવ્રતી ચીતરાખી ભકતી સ્વાદ ચાખજો;
ભક્તી નવ પ્રકારની મનમાં રમાડજો, તે રમાડતાં પ્રભુથી પ્રેમ આણજો. ८४
પ્રેમ આણતાં વૈરાગ્ય તુર્ત આવશે, તે સમે પ્રપંચ વાત તુચ્છ લાગશે;
જ્ઞાન આવતે વૈરાગ્યમાં ઠસી જશે, તે સમે વીવેક સત્પદાર્થનો થશે. ८५
વીધી નીષેધના બધા અનીત્ય જાણશો, તેને સમે સમાધી યોગ માર્ગ ઝાલશો,
યોગ માર્ગ ઝાલી લીંગ દેહ ભાગસો, લીંગ દેહ ભાગી જીવ શીવ લઇ જશો. ८६

સંવત અઢાર પઠવો પોષ માસનો, આ નવીન ગ્રંથ પુર્ણ તે સમે બન્યો;
હું કવી અજાણ દોષ સરવ દીધેનો, જાણતો નથી સુધારજો કવી જનો. ૮૭

## જીવને ઉપદેશ.

જીવ તું શીવને સંભારને, બીજી મુકીદે આળ;
ઘડી એક જાયરે સોના સમી, શીર ફરે છે રે કાળ. જીવ તું. ૧
આંખ તણેરે ફરૂકડે, ઘડિયે વરાંશો થાય;
મુરખ મનમાં નથી જાણતો, ઘડીયે ઘુંટ ભરાય. જીવ તું. ૨
જાળ છે કાળના હાથમાં, નાંખતાં કેટલી વાર;
મોહ માયામાં વીંટાઈ રહયો, કેમ ઉતરશો પાર. જીવ તું. ૩
જળ પરપોટારે નીપજ્યો, જોતાં પરગટ થાય;
મુરખ મનમાં નથી જાણતો, પાછો જળમાં સમાય. જીવ તું. ૪
જેવું મોતીરે ઉસનું, તેવો ખોટો સંસાર;
દેખીતુરે રળીયામણું, ખરતાં કેટલી વાર. જીવ તું. ૫
જેવા કેળના થાંભલા, તેવો સકળ સંસાર;
જેવા ધુમાડે બાચકા, જેહેવું વલોણું વાય. જીવ તું. ૬
જેવુ ચાંદરણું ખેરીયું, જેવી વેળુની ભીંત;
મુરખ મનમાં નથી જાણતો, એવી કાયાની રીત. જીવ તું. ૭
જેવી છાયા બપોરની, જેવું અંજળનું નીર;
જેવું કવાયુ વાદળું, એવું મીથ્યા શરીર. જીવ તું. ૮
નદી કીનારે રૂખડાં, નિશ દિન ધોવાયે મુળ;
જીવ માયામાં વિંટાઈ રહયો, અંતે મળશે સો ધુળ જીવ તું. ૯
સંજોગ નદીને નાવના, એવો સકળ સંસાર;
પછી કોઇએ મળે નહીં, જ્યારે ઉતરીએ પાર. જીવ તું. ૧૦
શમણું લાધ્યું રે ઊંઘમાં, પામ્યો લીલ વીલાસ;
જાગ્યો ત્યારે દેખે નહીં, અંતે થયો નીરાશ. જીવ તું. ૧૧
જેવો વાસો પંખી તણો, સંજાએ એકઠાં થાય;
પછે કોએ મળે નહીં, પરભાતે ઉઠી સો જાય. જીવ તું. ૧૨
ધંધો કરી ધન જોડીયું, લાખ ઉપર કરોડ;
મરતી વેળાએ માનવી, કેડનો કંદોરો છોડ. જીવ તું. ૧૩
જેવાં પાનરે વ્રક્ષનાં, દીસે શોભાયમાન;
જોગ સંજોગેરે પ્રગટીયા, એવા રાંક રાજન. જીવ તું. ૧૪
ગયા રાણીને રાજીયા, મુકી ગરથ ભંડાર;
તારૂં આયુષ્ય અલ્પતુ, શાને કીધો શીર ભાર. જીવ તું. ૧૫
ડાટયું સાટયું સરવે રહ્યું, ન થઈ કર્મની છુટ;
પુન્ય દાન ન નીપજ્યું, એવી દેવની લુટ. જીવ તું. ૧૬
મારૂં મારૂં કરી આવરયું, તારૂં નથીરે કોય;
આપ સ્વાર્થે સહુ મળ્યું, મન વીચારી જોય. જીવ તું. ૧૭

મુખ સોનાનું રે પાંજરૂં, રત્ન જડીયા છે નંગ;
મુરખ મનમાં નથી જાણતો, ઘડીમાં થાશેરે ભંગ. જીવ તું. ૧૮
પોપટ ભણતોરે પાંજરે, બહાર ઉભો મંજાર;
મુરખ મનમાં નથી જાણતો, ઝડપતાં કેટલીવાર. જીવ તું. ૧૯
કાળ સિંચાણોરે શર ફરે, મુરખ કરે પ્રપંચ;
ઓચિંતો તુજનેરે મારશે, વણસસે સઘળા સંચ. જીવ તું. ૨૦
પાંચ ચોર કેડે પડયા, લુટે દિવસને રાત;
મુરખ મનમાં નથી જાણતો, તારે કોનો સંગાથ. જીવ તું. ૨૧
કાયાનગરીમાં ઘેરીયો, લુટે ઠામોરે ઠામ;
દશ દ્વારેરે રોકીયા, ત્યારે રૂંધાણા પ્રાણ. જીવ તું. ૨૨
જોબન મદ ભર્યો ચાલતો, ધરતો રૂદયામાં ગવ;
ફાટી આંખે સામુ જુએ, જ્યારે રૂંધાણો કંઠ. જીવ તું. ૨૩

બાળપણ તો રમતાં ગયું, જોબન નારીની સાથ;
ઘડપણે થયો આકળો, વીસર્યા વિશ્વંભર નાથ. જીવ તું. ૨૪
હીંડેરે મુછો મરડતો, મુકે ઢળકતિ પાઘ;
મરણ કાળેરે ઘેરીઓ, ખોયા ચારે રે પાગ. જીવ તું. ૨૫
વીશય મારગે ચાલવું, આગળ અંધારી રાત;
મુરખ મનમાં નથી જાણતો, તારે કોનો સંગાત. જીવ તું. ૨૬

કાચો કુંભ જળ ભર્યો, ઝડપતાં કેટલી વાર;
કાગળ પલળ્યો રે પાણીએ, એવો ખોટો સંસાર. જીવ તું. ૨૭
ચેત્યા ભવજળ ડુબતાં, લીધાં શીવજીનાં નામ;
સંસાર સાગર તે ઉતર્યા, પામ્યા અભેપદ ઠામ. જીવ તું. ૨૮
શિવ કથા જેણે સાંભળી, જોયાં પુરાણ શાસ્ર;
બ્રહ્મતારક તો તેણે કર્યા, ધરીયા ભસ્મ રૂદ્રાક્ષ. જીવ તું. ૨૯
તીરથ સઘળાંરે ઢુકડાં, સેવો ગીરજાના નાથ;
મુકિતપદારથ પામશો, વરત કરો શીવરાત્ર. જીવ તું. ૩૦
સંગ કીજે શીવ ભકતનો, ઉપને સેવાનો નીમ;
અભેપદ મુકિત પામશો, કાશી કુશળી ધામ. જીવ તું. ૩૧

શીવ ઓછંગે બેસાડશે, ત્યારે ફરશેરે મન;
જીવ ફીટીને શીવ થઇ જશે, ઉપજશે બ્રહ્મજ્ઞાન. જીવ તું. ૩૨
વાચક વેદ પુરાણનાં, પોચી મનનીરે રીજ;
શીવ શીવ ભાવે ઓચરે, મોટું બંધાયુંરે બીજ. જીવ તું. ૩૩
પાપી જન બહુ નિર્મળ કર્યા, તેનાં ખોયાંરે પાપ;
શીવ નામે તે ઓધર્યા, જોયાં પુરાણ શાસ્ત્ર. જીવ તું. ૩૪
જો અપરમાએ શું કર્યું, પાંચ વર્ષનો બાળ;
વનમાં શંકર પુજીઆ, કીરપા કીધી દયાળ. જીવ તું. ૩૫
શીવે ભકત ઓધારીયા, જીણે લીધાંરે નામ;
ભાવે શંકરને સેવીયા, આપ્યાં અભેપદ ઠામ. જીવ તું. ૩૬

વાજ ભીલરે આંધળો, ગુણકા અધમ નાર;
શુક સરકાને સુખી કર્યા, ચાંડાળી તારી કીરતાર. જીવ તું. ૩૭
જાણ્યે અજાણ્યે બહુ તર્યાં, રૂષી મહા સુખદેવ;
નરમદાતીરે જઈ રહ્યા, પોતે પુન્ય મહાદેવ. જીવ તું. ૩૮
જે કોય ભાવે કરી જાણશે, પોંચશે મનની આશ;
કર જોડીને જીવ વીનવે, ફરી નહી આવે ગર્ભવાસ. જીવ તું. ૩૯

## થોભણ.

સાંભળને શીખામણ મારી, પાપી પ્રાણી અભાગી;
સુખ મેલીને દુઃખના દહાડા, મરવા લે છે માગી.
માથા ઉપર મરણ ભમે છે, એ લીધો કે લેસે;
આંખે તો અંધારી બાંધી, મોગમ મારજ દેશે. ૧
સાત પેઢીનું શગુ શાગવું, કોઈ ન આવે આડે;
બેઠા બેઠા જોશે રોશે, જાણે લુંટયા ધાડે,
પ્રાણ ગયા તે કોઈ ન જાણે સર્વે પડયું રહેશે;
વહાલા હસે તે વેરી થઈને કાઢો કાઢો કહેશે. ૨
સોધું શણનું સાદડ, ને કાચલી કેરો કટકો;
આવ્યા મધે એજ આવશે, દેશે બાર ધબડકો.
ખડકે જઈને ખડકશે ને મોરી બાંધશે ચણી;
ગોઠવણી તો ઘણી ગોઠવશે, બધી કરશે ઘણી. ૩
સોડ તાણીને સુવાડશે ને, વાના બાંધશે ઓડ;
મોઢેથી પરજાળશે ને, વાના બાધશે ઓડ;
કંચન સરખી કાયા ઉપર, ભડકે હોળી બળશે;
માત પીતાને દારા બંધુ, વળાવીને તે વળશે. ૪
કાગારોળજ કરતા કરતા, જૈને જળમાં નાશે;
પુઠેથી વા આવશે, તે ભભુત ઉડી જાશે;
મુવા પુઠે ચોથે દહાડે, ક્રિયા કરવાની પેર;
સવાયા કે દોઢા કાઢી, નાત તેડશે ઘેર. ૫
કરશે એની લાજ ઈજતને, તારૂં તારા સાથે;
પુન્ય હશે કીધું તે પામીશું, હેત સહીત નિજ હાથે,
શ્રાધ સરાવી સગાં સનેહી, કરશે વડી વડાઇ;
ચારે ચઉટે બેઠા હાંકે, બહુ ખરચ્યાની બડાઈ. ૬
ગયાજ ખાતે વાવરીયું ને, રહ્યા ખાતે રહ્યું;
દુખ લાગે તો વેહેલું લાગો, કહેવું હતું તે કહ્યું,
તેથી પુછે દીવાકરને, ઉપજ્યા ખપ્યા અનંત;
કહે થોભણ સેવો હરી ગુરૂને, સત્ય સગા તો સંત. ૭

ઇતિ શ્રી બીજો વિભાગ સમાપ્ત.

# વિભાગ ૩ જો.

## અખો.

### પદ-રાગ ધોળ.

હુંતો લળિ લળી લાગું પાય અખંડ પદ રાય.
નીગમ નીગમ નીતી ગવાય, વારી જાઊં વારણે રે. ટેક.
પુરૂષોતમ પરીબ્રહ્મ પુરણ, પ્રગટીયા જુગ માંઈ;
સદગુરૂરૂપે શોભીતારે, જીજ્ઞાસુની ગ્રહવા બાંય. વારીજાઉં વારણે. ૧
અધર જનને ઓધરવારે પાવન પગલાં સાર;
ભવસીંધુ તારતાંરે; તમને ક્ષણુ ન વાર. વારીજાઉં વારણે. ૨
દરશનથી દુકરીત ટળેરે, પરસંતા પાવન થાય;
નીજાનંદ સુખ ઊપજેરે, આવરણ અવીદ્યાનાં જાય. વારીજાઉં વારણે. ૩
પુરણ પુન્ય હોય પાછલાંરે, નીત્ય નીમીત હરી ધ્યાન;
અનેક જનમને આદરે રે તેને પ્રગટ મળયા ભગવાન' વારીજાઉં વારણે. ૪
સકળ તીરથનું એરે, સદગુણ દેવના દેવ,
ધન્ય ધન્ય એ નરે નારનેરે, મનકર્મ વચને કરેછે સેવ. વારીજાઉં વારણે. ૫
બ્રહ્મા લાગે અતી ભામણારે, શીવ શનકાદીક ગાય;
વીષ્ણુને વહાલા ધણીરે, મહીમા મુખે કહ્યો ન જાય. વારીજાઉં વારણે. ૬
મંદ જન મમે સમજેરે, વરણાશ્રમની આડય;
ત્રીગુણમાં તણેયો ફેરેરે, બાંધી જીવપણાની જાળ. વારીજાઉં વારણે ૭
કહે અખો એ અવીચળ પદનારે, સદગુણ દાતા સોય;
કાળ જાળમાં આવે નહીરે, ફરી જન્મ મરણ નવ હોય. વારીજાઉં વારણે. ૮

### પદ ૨ જુ.

સંતોરે દેવે ડંકા દીધા, મન પવન પોચે નહી.
તે ઘર સેજે લીધાં, સંતો દેવે ડંકા દીધા. સંતો. ૧
ઘેન ધુંધટમાં ઘેરાઈઓ, કાયા માને ધાવે;
ઘટરે ધુંઘટ અળગો કર્યો, સયા આપે બોલાવે. સંતો. ૨
ચીતામણી એક વરક્ષ છે, જઈ ગગનમાં માર્યો;
ફુલ લાગ્યાં ફળ વીસ્તયા, ત્રણ ભોવનરે ફેર્યો. સંતો. ૩
કુશલ જપવોરે રામને, ગળવો પાનનો બીડલો;
રંગ સોરગ લગ્યા વીના, ખાધો ન ગણવો. સંતો. ૪
પૃથ્વી વીના પગ પરઠવો, વણ વાટે દીવો.
જે ઘર મુજે ન મુવા પછે, તે ઘર જીવતારે જુવો. સંતો. ૫

કાયા કાષ્ટ હુતાશણી, મથ્યા વીના ન સુઝે;
ક્ષર અક્ષરને ઓળખો, એ પદ અખોજી બુઝે. સંતો. ૬

દશ વીધ જ્ઞાની લક્ષણ.

દશ પીધ જ્ઞાની લક્ષણ લક્ષ, તેનાં કહુ આચરણ મુખ્ય;
નામ એક લક્ષણ જુજવા, પૃથ્વી એક ભીન્ન ભીન્ન કુવા,
કુપ કુપ જુજુવા નીરસ્વાદ, એમજ મન વરતણીયા વાદ. ૧
શુક જ્ઞાની કહાવે કેટલા, જ્ઞાન દગ્ધ જોતા આટલા;
કોઈ વીટંડા કહાવે નરા, જ્ઞાન ખરજ કેટલાએક ખરા.
નીદક--જ્ઞાની ઘણા મન વીપે, સઠ—જ્ઞાની સુધુ નવ લખે. ૨
હઠ—જ્ઞાની ઘણા મન વીપે, સઠ—જ્ઞાની સુધુ નવ લખે;
શુન્ય વાદિ તે નવમો જાણ, શુદ્ધ જ્ઞાની દશમો પરમા;
દશ નામ જ્ઞાનીમાં કહ્યાં, લક્ષણ કહુ અખાજે રહ્યાં. ૩
શુક જ્ઞાની ને રચ હોય રહે, વાણી ખાણી લુખું વહે;
હિસે નહિં વ સર્વાવાસ, ચઈતન જાણી નોહે ઉલ્લાસ.
એ લક્ષણ શુક—જ્ઞાની તણું, દગ્ધ અખા હવે ભણું. ૪
જ્ઞાન દગ્ધ હોયે અધ બળ્યો, સંત સમાગમે રહે તે મળ્યો;
બાહ્ય કર્મથી ભાસે ભક્ત, માંહિ આપેથી અહંતા શકત
અનુભવ અંકુર ફુટે ને ત્યાંય, જેમાં અખા દગ્ધ છે પ્રાય. ૫
પીટ ડર હોયે તે અસો, પોતાને નિશ્ચય નહ કશો;
વાદ કર્યા ઉપર બહુ હામ; લક્ષ વીના વિદ્યાની ભામ,
કલેશ કરતાં કાપે કાળ, અખે વિટંડની કાઢી ભાળ. ૬
જ્ઞાન—ખળને ખળતાનો થાય, કુટિલ જુક્તિ ઉપજે બહુ આપ;
જ્ઞાન વચનને આગળ કરે, ઓથે રહી વીકર્મ આચરે,
વદે ખરો પણ ખળત માંહ્ય સરખો હોયે અંતર બાહ્ય. ૭
નીંદક જ્ઞાની કહીએ સોય, પેહેલે દોષનું દર્શન હોય;
સંત સમાગમમાં તે ફરે, પણ લાંછન જોઇ રૂદયે ધરે,
આત્મ જ્ઞાન તણી કરે વાત, અખા નીંદકની એવી વાત. ૮
ભર્મ જ્ઞાનનીને અંતર ભર્મ વદે વસ્તુ નવ સમજે મર્મ;
અંતર અન્ય ઉપાસન કરે, કર્તા હર્તા આપ ઉચરે,
અખા ન સમજે સગોપાંગ, ભ્રમે ટળે નહિ વાસના લીંગ. ૯
હઠ જ્ઞાની રીદ્ધને વસ્તુ લખે, કહે બ્રહ્મજ્ઞાન નહી સીદ્ધ પખે;
કહે ચઇતને ભર્યું બ્રહ્માંડ, પણ સીદ્ધી વીણ કાચો પીંડ;
અખા લાખ હઠ જ્ઞાની તણો, જ્યાં સીદ્ધ ત્યાં પુરણ બ્રહ્મ ગણો. ૧૦
શઠ-જ્ઞાની તે ગ્રંથ બહુ સુણે, બહુ વાંચે બહુ પાઠે ભણે;
ગ્રંથ પતીતે માને વાચ, સમ્તક ભાસે નહી સાક્ષાત,
ખટપણ ન ટળે ચકચુધ્ય, અખા અંતરથી ન ટળે રૂધ્ય. ૧૧
શુન્ય વાદીને શુન્યે શુન્ય, વીશ્વ નહી ને નહી પાપ પુન્ય
નહી પતિને નહીં સમાસ, સ્વપર નહી નહી સ્વામી દાસ;

એમ વરતે શુન્યવાદિ ખરો અખા ન ચાલે શુન્ય ઉફેરો, ૧૨
શુદ્ધજ્ઞાની તે રૂપ અરૂપ, માહા નિધી આશાય છે તદ્દરૂપ;
સર્વ સહિત છે સર્વાતીત, જે પોષક આધે ઊદગીત,
અખા અનર્વચના આપ, લક્ષ વાગે તે લહે અમાપ. ૧૩
દશ પ્રકારના જ્ઞાની લખ્યા, નવમો વક્ષ દશમા વિણ મિથ્યા;
નવમો લક્ષ ત્યારે શુદ્ધ થાય જો અનુભવ દશમે ઘેર જાય,
આખા જે છે સદા અવાચ્ય, જો સમજે તો સમજી રાચ્ય. ૧૪

### ફોગટ પદ.

તીલક કરત ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પહોત્યો હરિને શર્ણ,
કથા શુણી શુણી ફુટયા કાન, અખા ન આવ્યું બ્રહ્મજ્ઞાન. ૧
એક મુરખને એવી ટેવ, પથ્થર એટલા પુજે દેવ;
પાણી દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન,
અખા એ મોટો ઉતપાત, ઘણા પ્રભુ એ કયાંની વાત. ૨
મુકિત બંધ પુછે મતિબંધ, સોધી જોતાંસ્વે ગોવીદ;
પ્રાણ પિંડમાં હું કે હરી જુજુ અખા નિરંતર કરી;
બંધ મોક્ષ ન કરે ઊચ્ચાર, નભે કુસુમતો નાહે હાર. ૩

### શિખામણ વિષે. રાગ—મેવાડો.

સમજણ વિનારે સુખ નહી તુજનેરે, વસ્તુ ગતિ કેમ કરિ ઓળખાય;
આપમાં દિશેછે રે આપનો આતમારે, તેણે કાંઈ જીવપણું નવ જાય. સમજણ. ૧
રવિ રવિ કરતાંરે રજની નહી મટેરે અંધારૂં તો ઉગ્યા પુંઠે જાય;
રૂદે રવિ ઊગેરે નિજ ગુરૂ જ્ઞાનનોરે, થનાર હોય તે સહેજે થાય. સમજણ. ૨
જળ જળ કરતાંરે તૃષા નવ ટળે, ભોજન કહેતાં ન ભાગે ભુખ;
પ્રેમ રસ પીતાંરે તૃષ્ણા તરત ટળેરે, એમ મહાજ્ઞાનીઓ બોલે છે મુખ. સમજણ. ૩
પારસમણી વિનારે જે પથર મળેરે, તેણે કાંઈ કાંચન તો નવ થાય;
સમજ વિનારે જે શાધન કરેરે, તેણે કાંઇ કાંઇ જીવપણું નવ જાય. સમજણ. ૪
દશ મણ અગ્નિરે લખીએ કાગળશે, એ લઇ રૂમાં જો અલપાય;
એની ઊષ્ણતાયેરે રૂ નથી દાઝતુંરે, રતી એક સાચે પ્રલયંજ થાય. સમજણ. ૫
જીવપણ મટેરે અનહદ ચિતવ્યોરે, એ તો વાણી સહીત છે રે વિચાર;
કહે અખો ઊત્તર્યા પેલે પાર. સમજણ. ૬

### ગુરૂ મેળાપ વિષે ધોળ.

વનમાં ભુલી પડીરે પેલો કયાં ગયો કાનુડો એ રાગ,
ગરૂવ, ગુરૂ મળ્યા રે, એવા સત્ય નિરંજન દેવ;
મીષ્ટ વચન ગુરૂદેવનાં રે, તેનો વિરલા જાણે ભેદ. ગરૂવા. ૧
ગુરૂને જાત વરણ આશ્રમ નહિ, સેજપણે અબધુત;
ગુરૂ સાથે નહીજોજના, અને પરશે નહિ પંચ ભુત;
અખિલ જગત ગુરૂમાં રહેને, ગુરૂ રહે નિરાધાર;
અન્ય અસ્તિ નહિ ગુરૂ તણી રે, રહે પરાને પાર. ગરૂવા. ૨

એ આશ્ચર્ય ગુરૂનું ઘણું જે અરપીને અણલીંગ;
સ્વભાવે સાક્ષી સ્વયં સદાને, પ્રતીબીંબે પંચ રંગ. ગરૂવા. ૩
સામર્થ શગળો રહેને, સ્વયં રહે સંત પાસ;
ત્યાં મેળાવો અખા બાહરો, આપ મળ્યા અવિના. ગરૂવા. ૪

## હનુમાન ગરૂડ સંવાદ.

### વાણી.

કવી—એક સમે હનુમાન ગરૂડ બેઉ એક સ્થળ મળીયા;
કોઇ કોઇના ગાંજ્યા ન જાય એમ એક એક તે બળિયા ટેક.
નિકટ દ્વારિકા શ્રી કૃષ્ણ તણો એક હુતો ચારૂ,
ચોકી તહાં ગરૂડજી કરતા પતિને પ્રિય સારૂ;
હરિ ઇચ્છાએ હનુમાન પધાર્યા એકદા સુધા ભરમાં,
આવી અચાનક ફળ ભક્ષી તરૂ રે કયાં સાગરમાં;
તજી વીવેક વાટિકા બગાડી ગરવ ઘણો લાવી,
જોઇ અનીતી વિહંગપતીએ હસ્ત ગ્રહ્યા આવી;
જોઈ સમોવડ સુભટ વિકાર્યા વૃક્ષ થકી પળીયા કોઇ, એ. ૧

ગરૂડ—ગરૂડ કહે અલ્યા ઉભો રહેજે છે અનુચર કોનો,
વીન કહે એમાં કેમ પેઠો બાગ વિષે છાનો,
એ વાડી શ્રી કૃષ્ણ તણી છે એની તને દુવાઈ;
નિકળ બહાર કે શિક્ષા કરી હું કહાડિસ કર સાહી;
એમ સુણી કપીરાય કોપીયો રીશ ઘણી આણી,
હનુમાન-સ્હે અળગો શ્રી કૃષ્ણ હીમાયતી વિચારી વદ વાણી;
શ્રીરામ દુત તેં હજી નથી દીઠા શ્રવણે નથી સાંભળિયા કોઇ, એ. ૨

ગરૂડ—શ્રીરામ દુત જાણ્યા ઢાંકયા રો, શું જાઓ છો ફુલી;
મહીરાવણના પ્રતીહારનો માર ગયા છો ભુલી;
શ્રી કૃષ્ણ દાસથી હાર્યા માટે ધ્વજપર પડયું રહેવું;
મનમાં જાણોછો પણ ફુલ્યા માટે પડયું કહેવું;
જાણ્યું બળ વાળીના ભયથી વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો વિચારી લો મનમાં,
ત્રણ તાતને માત કુંવરી એવા કુંવક કળિયા કોઈ. એ. ૩

હનુમાન-અરે ગરૂડ તાહરા જસ કહું હું સાંભળી રહે છાનો,
સોકય તણી દાસ તારી મા તું સુત કોનો,
ભાઈ એક બીમારો એક પાંગળો નહીં કંઇ ઠેકાણું,
સુરજ તણો સારથી થઇને ભટકે નિશ વહાણું,
ઓરમાઈ ભાઇ પણ પોતાનો તેને તું મારે,
વહાલાનો વેરી તું તેવો સ્વામી પણ તારો;
માતપિતા બંધનમાં પોતે આહિરમાં ભળિયા, કોઈ. એ. ૪
ગરૂડ—ગરૂડ કહે કપિ તારે પતિયે જશ ઝાઝો લીધો,

પરણી સ્ત્રી એકલી અબળાને દેશવટો કીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના બ્રાહ્મણે પાળ્યા.
નગ્ર સરવ વૈકુંઠ વસાવ્યું આપ તાત ટાળ્યા;
વહાલ ધરી એક વનિતા આવી વરવાને કાજે,
તે નારીનું નાક છેદાવ્યુ ત્હારે રઘુરાજે,
જુઠાં ફળ સવરીનાં ખાધાં પવિત્રપણે પળીયા. કોઈ. એ. ૫.

હનુમાન-મારા પતિનાં લાંછન કહે તારે ઘેર શો ટોટો,
તુજ પતિ આહીરડાનું એઠું ખાઈ થયો મોટો;
મારી પુતના અબળા જાતી જેનું પય પીધું,
વચ્છ પ્રલંબક અજગર માર્યો અઘટિત કૃત કીધું;
ભિક્ષુ બ્રાહ્મણને ઘેર ભીક્ષા માગીને જમિયો,
વળી પરની બહુ અબળા સાથે રંગ પણ રમીયો.
વ્યભિચારી, વ્રજનાથ, રઘુવર એક પત્નિ પળીયા. કોઇ. એ. ૬

ગરૂડ-મુજ પતિને બહુ અસ્ત્રી પણ સઉ સુખલીલા દાખી,
તારા પતિને એક પ્રેમદા પણ ન શકયો રાખી,
રઘુનંદન રામનો નથી છે પણ ન જોયો,
મહિલા માટે હે સીતે હે સીતે કરી રોયો;
મોટો અધરમ વણવાંકે વાળી વાનર તોડયો,
ક્ષત્રી થઈ બ્રાહ્મણની વનિતાને પગ અટકાડયો;
બ્રાહ્મણ કેરૂં દૈવત લીધું એમ સું રાખીયા. કોઇ. એ. ૭

હનુમાન-તારે કૃષ્ણે સહુનાં અભ્રણ ઉતરાવી લીધાં;
બ્યંઢળનો રથ હાકયો પાંડવ દાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાળો ખાધી પરાક્રમી પુરા,
કાળ યવનથી રણમાં નાઠા જાણ્યા બહુ શુરા;
તેની આજ્ઞા હું નહી માનું એમ કહ્યું જયારે,
પ્રેર્યો દુત પ્રભુની પાશે વીહંગપતિ ત્યારે;
શ્રી કૃષ્ણે કહાવ્યું રામ આણ દ્યો દેતામાં ઢળિયો. કોઇ. એ. ૮

હનુમાન-હરીશ કહે શ્રીરામ કયાંહાં છે મુજને દરસાવો.
ગરૂડ-વહંગપતી કહે દ્વારામતી મુજ સંગે આવો
જદુનાયક રઘુનાથ થયા રૂક્ષ્મણી જાનકી જોડે,
પવન પુત્ર પરણામ કરીને સ્તવન કરે કોડે,
એજ કૃષ્ણ શ્રીરામ થઈ માર્યો લંકાભુપ,
જુગલ નામ પણ જોતા દીશે ઉભય એક સ્વરૂપ;
હ્યામળયા હનુમાન ગરૂડ સંદ સહુના ટળીયા, કોઇ. એ. ૯

કવી—એ વાણી વીલાસ કર્યો નથી નિંદા ઉચારી.
ઉર અવળું ભાસે અંતદ જોતાં છે સ્તુતી ભારી,
ઉપાસનાની ટેક બતાવી નથી ગાયું અવળુ,

ભકતવત્સલનો ભેદ સમજશે તે લેસે સવળું;
એ રામ કૃષ્ણ મુજને પ્રિય હોજો પ્રાણ જીવનં મ્હારા,
સદવ એની નિર્મળ જસે મુજ વદન વહે ધાર;
દાસ દયાના પ્રીતમ શ્રી સીતાવર સામળિયા. કોઇ. એ. ૧૦

## મીરા ચરીત્ર.

### મીરાં મન મોહુનશું માન્યું.

વરિયા વરિયા શ્રીગીરધર લાલ જાણે જગ નથી કાંઇ છાનુ.
જેમલ રાઠોડ મીરાં દીકરીરે, કાંઇ મીડતા એનું ધામ.
રૂપગુણ સમોવડ કાંઇ નહીં, ફઇ ધર્યું મીરાંબાઈ નામ. મીરાં. ૧
જોશીએ વાંચી જન્મોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એતે;
વરશે વિશ્વભર નાથરે, કરશે નંદ કુંવરશું નેહ. મીરાં. ૨
ઉદ્ધોતપુરનો રાણો રાજીયોરે તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ, લાકીક રીતે મીરાં બાઇ. મીરાં. ૩
દેવની દેવા વધામણાંરે, ચાલ્યા વર કન્યા સહુ જંન;
રાણે પારવતીજી પુજીયાં રે, મીરાંનુંતો મોહુનમાં મન મીરાં. ૪
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શકિતને પાય;
મીરાં કહે મુસ્તક મારૂ નહી નમે, વિના એક શ્રી ગીરીધરરાય. મીરાં. ૫
સાસુ કહે સાસું બોલી આજથીરે, મારે નથી એ વહુનું કામ;
પુત્રયે કહ્યું એને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનુ ધામ. મીરા. ૬
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાગી જંજાળ;
સાધુની સંગે હીનરેન નિર્ગમશુ સુખે, સેવીશુ ગાઇશું ગોપાળ. મીરાં. ૭
નંદાનંદન સાથે ન્યારાં રહ્યાંરે, મીરાં હરીજન આવે ઘણા ઘેર,
નીત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરીને લડાવે કરે લહેર. મીરાં. ૮
નણદલ આવી મીરાંબાઇ પાસે, ભાભી આ શો માંડયો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ મૈયર લજાવ્યાં માત તાત. મીરાં. ૯
અંબર આભ્રણ પહેરો અનુપમ. સજો સુંદર શણગાર;
મેહેલે પધારો રાણાજી તણારે, રાણી રીઝવી લ્યો ભરથાર. મીરાં ૧૦
છાપાંતિલક આ શી તુલશીની માળા, નાચો કુદો વેરાગીને વેશ;
સંગ મુકીદો સાધુ સંતનોરે, રાણાજીતો કરે સુણી કલેશ. મીરાં. ૧૧
મીરાં કહેરે બાઇ કલેશ ટળવાનો એકજ છે ઉપાય;
કેજો રાણાજીને સાધુને શવે પ્રેમ, નૃત્ય કરીને હરી ગાય. મીરાં. ૧૨
સોનું રૂપું પહેરે શું મુધરયુંરે, કાઢી નાંખો એ ડાક ઠમાળ;
છાપાં તીલક ધરી સાધુમાં બેસો; આ લ્યો પેરો તુલસીની માળા. મીરાં. ૧૩
તમો પણ જાઓ શીદ સાસરે, બાઇ તથા વટાળો શાને દેહ;
મન ગમતા મોહુન વર સાથે, તમો સરવ તજીને કરો સ્નેહ. મીરાં. ૧૪
કેજો તમારી માતનેરે વૃદ્ધ થયાં ગોવીદ ગુણ ગાય;
હરી વના કોટી દેવ શે વશો તોયે, જનમ મરણ નહીં જાય. મીરાં. ૧૫

સુણી એમ છણકતી ખીજતીરે, બાલા આવી બાંધવની પાસ;
ઓ ભાઈ ભાભી કહેછે થાઓ વેરાગી સહુ, મુકી દો રાજ અવાસ. મીરાં. ૧૬
એવું સુણીને આવ્યો શેશ રાણાને, પ્રવરયો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાંરે, કોણ કોણ બેઠું એની પાસ. મીરાં. ૧૭
અનુચરે આવી એમ કહ્યું જે નથી, ત્રીજુ માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરૂષ બીજો છે ઘરમાં થઇ રહ્યો છે થેઈકાર. મીરાં ૧૮
સુણતામાં રાણો થયો રાતડોરે, ખેંચી ખડક ધાયો તેણી વાર;
પેઠો મીરાંને મેહેલે એકલોરે, કોઈ આવે ના ધાઇ દિધાં દ્વાર. મીરાં ૧૯
આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ એને ના દીધું દરશન;
પુછયુ મીરાંને પેલો પુરૂષ કયાં છે, તારે લાગ્યું છે જેશુ લગન. મીરાં. ૨૦
કયાં છે પુછો શુ રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપુર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રસે છે દુષ્ટ થકી દુર. મીરાં. ૨૧
કાડી નાંખોજી આ કલેશ કપટ સંગ, નીરમળ કરોને મન;
પ્રેમ ભકતીએ પરબ્રહ્મ ભજો તો, તમને થાય તેનાં દરશન. મીરાં. ૨૨
એવું સુણીને આગ લાગી ઘણીરે, પણ ભાવના આવ્યોરે ભુપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાપરે, એવે દીઠાં મીરાંના બે રૂપ. મીરાં. ૨૩
તોએ મુરખ સમજયો નહીરે, મન સાથે ના કીધો વીચાર;
બીજુ ખડગ એણે ખેંચીયુરે, ત્યારે હરીએ દેખાડી મીરાં ચાર. મીરાં. ૨૪
છોછો પડયોને પાછો ફરયોને, રાણો આવ્યો પોતાને ઘેર;
વીખનો પ્યાલો મીરાંને મોકલ્યોરે, પીજો કહાવ્યું રાણીએ આણી ઝેર. મીરાં. ૨૫
લીધો મીરાંએ મન મગ્ન થઇરે, પ્રભુને દેખાડી કરયુ વીખપાન;
અમૃત સરખુ થઈ ગયુરે, એને સમરથ ધણી ભગવાન. મીરાં. ૨૬
મીરાંબાઇ આવ્યાં વૃંદાવનમાંરે, પ્રેમે નિરખ્યા શ્રી વ્રજરાયઃ
શ્રી જમનાજીનું પાન કરયું ને કરી, જીવ ગોસાઇને શિક્ષાય. મીરાં. ૨૭
હરીજન જાણિ મીરાં મળવાનું કહાવ્યું તેણે કહાવ્યું ના જોઉં સ્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવાયું, મુજને પરપુરૂષ જોયેથી દુખ. મીરાં. ૨૮
આજ લગી હું એમ જાણુતિ જે વ્રજમાં, કૃષ્ણ પુરૂષ છે એક;
વ્રંદાવન વશી હજી પુરૂષ રહ્યા છો તેમાં, ધન્ય તમારો વીવેક. મીરાં. ૨૯
એવું સુણી જ્ઞાન પામી આરે, જીવ ગોસાઈ મળયા છે સામા ધાઈ;
હળીમળીને હરીની વાત કરી આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઈ. મીરાં. ૩૦
કરી તઇયારી ચાલ્યાં દ્વારકાં પ્રેમે નીરખ્યા શ્રી રણછોડ;
વાસ કરીને પ્રભુની પાસે રહ્યા સદા, પોંચ્યા છે મનના કોડ. મીરાં. ૩૧
પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપુ તેહને, જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર. મીરાં. ૩૨
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાંરે, આવી લાગ્યા મીરાંને સહુ પાય;
આજી પધારો મેવાડમાં વહેલાં, રાણાજી અન્ન ન ખાય. મીરાં. ૩૩
જ્યાં લગી રહેસો તમો દ્વારકાંરે, ત્યાં લગી કરશે અપવાસ;

આગ્રહ દેખી મીરાં વીદાય માગવાને, આવ્યાં શ્રી પ્રભુજીની પાસ. મીરાં. ૩૪
હરીએ હકીકત સાંભળીને હસી ચાપી હૃદયા સાથ;
શ્રી કૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં રે માંરાં, જે જે શ્રી દ્વારીકા નાથ. મીરાં. ૩૫
ચરીત્ર એ મીરાં બાઇનું રે; જે કોઈ શીખે શુણે ને ગાય;
પ્રેમભકિત તેને મળે, ને તુકે દયા પ્રીતમ વ્રજરાય. મીરાં. ૩૬

## દયારામ.

### રૂકમણી વિવાહ.

પ્રથમ શ્રી ગુરૂ પદ પ્રણમુ પ્રીતે શ્રી કૃષ્ણરૂપ હદે ધરૂંરે. ૧
શ્રી ભાગવત દસમસ્કંધ મધ્યે, ત્રેપનમાં અધ્યાય વિષેરે;
શુકજી કહે સુણો રાય રૂકમણીનું હરણ કરશું દ્વારીકાંધીશે રે. ૨
વૈદ્રભ દેશ વીક્ષાતરે રાજાજી કુંદનપુર ત્યાં કોડામણુંરે;
રાજ રૂડું ભીમક રાય ભુપતજી, ભાગ્ય શું વરણવું તે તણુંરે. ૩
પુત્ર પાંચ તેમાં જેષ્ટ રૂકમૈયા પુત્રી છે એક રૂકમણીરે;
પ્રગટયાં છે શ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શકુ તેના ભણીરે. ૪
કન્યાકાળ કુંવરીજીને આવ્યો, માતપીતા બંધુ ધારિયુંરે;
રૂપગુણે સમોવડ સહું રીતે શ્રી કૃષ્ણવર એ વીચારાયુંરે. ૫
કુટુંબ સહોદર સૌકોને ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યુરે;
અરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધી ત્યાં ઠરૂં ન હુંરે. ૬
દમઘોષનો સુત શીશુપાળ રાજા, કુળવંત છે જગ નામનારે;
તેની સાથે મારિ બેની પરણાવું, સમરથ કો સમે કામનારે. ૭
એમ કહીને તતકાળજ ઉઠયો વેગે કહાવ્યું શીશુપાળનેરે;
લગ્ન ઉપર જાન લઈ વહેલા આવે, લાવે સંગે બહુ ભુપાળનેરે. ૮
સુણી એમ સનમાન થઈ ઉઠયા ઉદમ માંડયો વેહેવાતણોરે;
સુણી રૂકમણીજીને તો ઝેર લાગ્યું, ઉર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશાથી જે દ્વીજ આવે, સહુને પુછી નીસ્ચે કરયુંરે;
સરવે કહ્યું નહી કો કૃષ્ણ તોલે, સાંભળીને ચીત્ત ઠરયુંરે; ૧૦
નારદે પણ કહ્યું સહુ ગુણ પુરણ એક શ્રી કૃષ્ણ નીસ્ચે કરીરે;
એમ સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી અરપ્યો શ્રી હરીરે; ૧૧
અન ના ભાવે ને નીંદ્રા ન આવે, કેવાય નહી દુખ કોઇનેરે;
નાથ સંભારે ને નીશવાશ મુકે, રાત દીવસ કાડે રોઇનેરે. ૧૨
એવામાં જાન લઈ શીશુપાળ આવ્યો સાથે રાજા બીજા બહુરે;
કાશીરાજ દંતલક જરાસન, શાલ્વ સહિત સેન્યા સહુરે, ૧૩
સામા જઈ ભુપે સનમાન કરીને, લાવી ઉતર્યા છે બાગમાંરે;
આવ્યો છે કોડે પણ જશે માથે બોડે, ધીકાર ફટ એના ભાગ્યમાંરે. ૧૪
દુષ્ટ આવ્યો સુણી કુવરજીને તાલાવેલી લાગી તનમ રે
કયમ કરૂ કોની સંગે હું કહાવું, ધાર વીચાર છે મનમાંરે. ૧૫

એવામાં એક આશ્રીત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિતમાંરે;
સ્નાન કરી તેડયો સુકુમારી, આવો ગુરૂજી એકાંતમાંરે. ૧૬
તેડી બેસાડી કર્યો મનસુબો, પત્ર લખીને એક આપ્યું રે;
દ્વારામતી પતીને જઈ આપો, કહેજો દુખ જેવું વ્યાપ્યું રે. ૧૭
ત્રણ દિવસમાં છે લગન તે કહેજો વહેલા પેખું પંથનેરે;
અંબીકા પુજી પાછી વળુ ત્યાંથી, મુજને હરે કહેજો કંથનેરે. ૧૮
શીખવી સંદેશોને વિપ્ર વળાવ્યો વાટે આવ્યો વેગ કરીરે;
વાત છે ગમતી તે એકજ દિવસમાં દ્વારિકા દેખાડી શ્રી હરિરે. ૧૯
નીંરખતાં નગ્રશોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન ઘણું થશોરે;
પુછતો પુછતો હરિ મહેલે આવ્યો દ્વારે આવીને ઉભો રહયોરે. ૨૦
પ્રભુજીને કહાવ્યું, પ્રતીહાર સાથે, કહો કોઈ બ્રાહ્મણ આવીયોરે;
આજ્ઞા જો હોય તો મહેલમાં આવે, પત્ર કોઈકનું છે લાવીયોરે. ૨૧
દ્વારપાળે સાંભળ્યું શ્રી પ્રભુજીને, પત્રની વાત ત્યાં સાંભળીરે,
નાથ કે લાવો તે દ્વિજ રખે ખાળો, અંતરજામી પામ્યા રળીરે. ૨૨
સાંભળી વચનને સેવક દોડયા, બીજી ભુવનમાં લાવીયારે;
દેખી પ્રભુ સિંહાસનથી ઉઠયા, દ્વિજવર ત્યાં પધરાવ્યારે. ૨૩
આઘપાદ્ય સહિત પુજા કરી વિધિયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીતે તંબોળ આપ્યું, પોઢાડયા ચારૂ શજા પરેરે. ૨૪
[illegible]મ બેઠા એક શ્રી હરી પોતે અવર નહિ દો તે સમેરે;
હસ[illegible] શ્રી હરી એમ બોલ્યા, ધન્ય ભાગ્યે પધાર્યા તમે રે. ૨૫
તમ સાર[illegible] મુનીવર મારા દુર્લભ, સંતોષી સંત તપોનીધીરે;
એમ વિનય વિવેક મધુર વચનેથી, આગતા સ્વાગતા બહુ કીધીરે. ૨૬
કહો રૂષી કારણ પધાર્યાનું હાવાં કોણ દેશ થકી આવ્યારે;
વૈદ્રભદેશ વિષે અમો વસીએ પત્ર આપ્યો એક લાવીયારે. ૨૭
આદર સહિત લીધુ પત્ર પ્રભુજીએ, પ્યારિનું છે ઉર ચાંપીયુંરે:
જોતાં આંશ્રુનાં બિંદુ માંહે દિઠાં, વીરહમુદ્રા જાણે છાપીયુંરે. ૨૮
પ્રીત પ્રીયાની દેખી નેત્ર ભરીયાં, ગદગદ થયા કંઠ થયા ઘણુંરે;
પત્ર આપ્યું પાછુ ભટજીના કંથમાં, વાંચો તમે ને અમો સુણુંરે. ૨૯
વાંચે છે વિપ્ર શામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે;
સ્વસ્તિશ્રી દ્વારીકા નગરીના નાંયક, દાજરાજેશ્વર છો સદારે. ૩૦
ત્રીભોવનનાથ અનાથના બંધુ, સમરથ ચતુર ચીંત્તામણિ રે;
કુંદનપુંરથી લખીતંગ તમ પદ, પંકજ કાયર રૂકમણી રે. ૩૧
પ્રાણપતી અભીવંદન તેનાં અગણીત શેવામાં લાવજોરે;
જત અત્ર રાખી છે ત્યમ રહું છું, કુશળ સહિત વહેલા આવજો રે; ૩૨
અપરંચ એજ લખ્યા કારણ છે, સહું ગણનીધીમાં સુણ્યા હરીરે;
તે થકી ચીત મારૂ તેમમાં લોભાણું મન થકી હું તમને વરીરે. ૩૩
આપ કહેશો કુળવંત કન્યાને, ના ઘટે કહેવું સામુ કંથને કરે;

તે પણ સત્ય લોકીકની રીતે, પણ ના હોય તેમ પંથને રે. ૩૪
હું તો તમારી સદાયું વીચારો, તે માટે તમમાં ઠરે રે;
પણ કીરતિ સુણી વિશ્વમાં વનિતા, કોણ એવા જે તમને ના વરેરે. ૩૫
માટે સો વાતની એકજ કહુંછું આવે સમે રખે ચુકતા રે:
તણ દિવસના લગ્ન પારવતીજી; પુજી રખે મુકતા રે. ૩૬
તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા મહુને તમે ભાવતા રે;
સિંહરો ભાગ શીયાળ ના પામે. જોજો આળસ ઉર લાવતારે. ૩૭
આળસ કરશો જો જીવન મારા તો મારા પ્રાણ વીતી જશે;
જનમો જનમ તમને નહીં ભુલુ, જ્યારે મળશો સુખ ત્યાં થશે. ૩૮

વલણ.

સુખ થશે પ્રીતમજી રે, જ્યારે ગ્રહેસો હાથ;
દાસ ભણી દયા કરજો, પ્રભુ દીનાનાથ.
તમો સમોવડ નથી રે, માહારા અંતરજામી;
જેવી તેવી પણ શરણ, આવી સ્વામી.

કીડુ ૨ જું.

વળતા શુકજી પછી એમ બોલીઆ, સાંભળ ભુપતિ રે;
એહેવું સાંભળી પ્યારાનું પત્ર, વિકળ થયા પતીરે. ૧
પ્રભુ કે શું કહીએ રે ભુ દેવ અમારા પણ એ ગતી રે;
એ રાજકુમારીકા માટે નિંદ્રા નથી આવતીરે. ૨
અમો પણ પત્ર વાટ જોતા હતા, વિલંબ નથી કશી રે;
એવું કહીને ઉઠયો તતખેવ ચીંતા મન વશી રે. ૩
કહ્યું સારથીને રથ લાવ, મહારો શિઘ્ર સજ કરી રે;
કહેવામાં આવ્યો તતકાળ, આરૂઢ થયા હરી રે. ૪
માંહ બ્રાહ્મણ પણ બેસાડયો, ચતુર શીરોમણી રે;
એવું કહી રથ ત્યાંય, ખેડાવીયો, વાયુ વેગે કરીરે. ૫
થોડી વારમાં પહોચ્યો ત્હાંય, જ્યાં છે કુંદનપુરીરે. ૬
નમ્ર દીઠું બ્રાહ્મણ મોકલ્યો, જઈ કો વધામણીરે;
આવાં ત્યાં પણ થાય શુકન શ્રી અંગે રૂખમણિરે. ૭
વામ ઉરને બહું ફરકી આંખડી, જોઈને વિચારતારે;
એવો દીઠે આવતો વિપ્ર વીમાસણ ધારતાં રે. ૮
બોલ્યો ગોરજી બાઈજી વધામણી છે પ્રભુ આવીયારે;
એવું સાંભળી હરખ ન માય, બોલ્યાં પ્રાણ લાવીયારે. ૯
મુની કહે પુર સમીપ પધાર્યા, પછી મુને મોકલ્યોરે;
કાલ્યું હાવાં રહેજો પ્રસન, દીવસ આવ્યો ભલોરે. ૧૦
પછે બહું ધન વીપ્રને આપીયું તેપણ કહ્યું કથીરે;
પધરાવ્યા છે પ્રાણજીવન, તે સમ તો કશુ નથીરે. ૧૧
પછી પ્રેમશુ કીધો પ્રણામ, શ્રી જગદંબા રૂક્ષ્મણીરે;
દીધું આશીષ પ્રસંન થઈ રૂષી ચાલ્યા મંદીર ભણી રે; ૧૨

હાવાં દ્વારિકામાં કેમ નીપજ્યું, તે પણ કહું કથીરે;
બળદેવજી કહે પ્રભુ કયાં પધાર્યા દીસતા નથીરે. ૧૩
પછે ખબર થઈ જે પોતે તો, પધાર્યા કુંદનપુરીરે;
સુણી હળધર થયા તૈયાર, સેન્યા સહુ સજ કરીરે. ૧૪
જાણી બંધવ એકલો કુમકે, પુંઠે પોતે પળ્યારે;
બહુ શીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવી મળ્યારે. ૧૫
પછે ખબર પધાર્યાની રાય, ભીમકે સાંભળીરે;
સામા આવી કર્યું સનમાન, પ્રિતેથી હળી મળીરે. ૧૬
પછે પધાર્યા પુર માંહે, ઉતાર્યા તે સ્થળેરે;
જ્યાં ધાર્યો હતો જાની વાસો; થયું તે ઇચ્છાબળેરે. ૧૭
કીધું પુજન બહુ વિધી કૃષ્ણનુ રામનુ પણ કરયુંરે;
ઘણાં આપ્યાં આભુષણ વસ્ત્ર, રાજાનુ મન ઠર્યું રે. ૧૮
કીધી આગતા સ્વાગતા બહુ વિધી, ને રાયજી વળ્યારે;
સમાચાર જાણી પુર લોક, સહુ જોવા મળ્યારે. ૧૯
જોઈ સ્વરૂપ સુઘડતા શ્રીકૃષ્ણની મોહ પામ્યું સહુરે;
આતો વર છે શ્રી રૂકમણી જોડ, જોડ શોભે બહુરે. ૨૦
અમારાં કાંઈ સુકૃત હોય, આવીને આવાં ફળોરે;
તે થકી પણ આ વર રૂકમણીને નિસ્ચે મળોરે. ૨૧
હાવાં નગરીમાં ઘેર ઘેર તોરણ કદળી સ્તંભ છે રે;
પુર શોભા કહી નવ જાય; વીવા આરંભ છે રે. ૨૨
હાવાં કન્યાને પિઠી ચોળાય, મંગળ ગવાય છેરે;
પેલે શિશુપાળે ચોળી છે રાખ, પીઠી કહેવાય છે રે. ૨૩
હાવાં અંબીકા પુજવા કન્યા ચાલ્યાં, ત્યાં શોભા બણી રે;
મધ્ય ચરણ ચાલે છે આપ, વીંટી વળી સ્રી ઘણી રે. ૨૪
દેશ દેશના ભુપ આવ્યા તે સરવે; સાથે સજ થયારે;
ઉઘાડાં ધર્યા છે ખડગ, શસ્ત્ર પાંકી રહ્યાં રે. ૨૫
કન્યાએ પારવતીજી પુજ્યાં ગોરાણીએ પુંજાવીયાં રે,
કરયું ધુપ દિપ નીવેદ, તંબોલ ધરાવીયાંરે. ૨૬
પુષ્પ માળા ધરી કરી આરતી, ને પાયે લાગીયાં રે;
મુજને મળજો શ્રી કૃષ્ણ ભરથાર, એ ફળ માગીયાં રે. ૨૭
ગુરૂ પત્નીને મુખદ્વારે બોલીને, ઉમિયાએ એમ કહ્યું રે;
તુને ઈચ્છાવર મળશે તે, કારણ જાણે સિદ્ધ થયુરે. ૨૮
સુણી વળ્યાં સુકુમારિ, સખી કર કર ગ્રહીરે;
તે સમે નથી શોભાનો પાર, તે કેમ કહી શકુ રે. ૨૯
લાંબી વાસુકી સરખી છે વેણ, સચિકણ શામળીરે;
અર્ધચંદ્રકારે છે કપોળ, નાસા જાણે શુક વળીરે. ૩૦
કોટી શશી ને સુરજ ઝાંખા પડયા; મુખ એનુ નિરખતાંરે;
દંત પંક્તિ કુલ કળી પુષ્પ; વરસે છે હરખતાંરે. ૩૧

મોટી અણીઆળી અંચળ આંખડી, ત્રાજવું શોભીએરે;
રહે કર કટી સિંહ સમાન, હરી મન લોભીયેરે. ૩૨
ચાલે મંદગતી ગજ સરીખડી, સુંદર વસ્ત્ર છેરે;
શોભે નખશીશ આભ્રણ, અન્ય દુષ્ટ ઉર સહસ્ત્ર છેરે.
પ્રાણપતી દીઠા સનમુખ નીરખવા કારણેરે;
વામ વાસ્તે ઊંચા કીધા કેશ તે, લટકતા વારણેરે. ૩૪
એવી શોભા જોઇને મુરછીત; થયા સહુ ભુપતીરે;
પ્રભુ જોતાં સહુ સ્ત્રી જનની, પણ થઈ એ ગતીરે. ૩૫
પછે તે સમે તારૂણીએ નેત્રથી, નાથને તેડીઆ રે;
પ્રભુજી કહે સમો છે રાંક, કેતાં અશ્વ ખેડીઆ રે. ૩૬
નીજ રથદંડ ગ્રહી ઉભા રૂકમણી, રથ ત્યાં આણ્યો સહી રે;
પ્રભુએ પોતાનો રથ હાંકયો આનંદ અતી થયોરે. ૩૭
જેજે શબ્દ કરે સુરીજન, રૂકમણી કર હરી ગ્રહયોરે;

વલણ.

હરિ ગ્રહ્યા કરજોડીને રે; હરખ્યાં સરવ સજન રે;
પેલા રાજાઓની મુરછા વળી, થઈ ગયાં સ્યામ વદન રે. ૧
અરે આ શું થયું, કૃષ્ણે કરયું કન્યા હરણ રે;
શું મહોડું કોઇને દેખાડીશું, આ થકી સારૂ મરણ રે. ૨

## ઢાળ ૩ જું.

વળતા શુકજી તે વાણી એમ ઉચર્યા સાંભળ પરિક્ષિત રાય,
હાવાં ત્યાર પછી કયમ નિપજ્યું, તુજને કહુ તે કથાય; (૨)
જેજે બોલો શ્રી રૂક્ષમણી નાથની,
વર કન્યા તો આગળ પધારિયાં પુઠળ સેન્યા બળરામ. (૨)
પાછળ શતરૂનું દળ દીઠું આવતું ઉભા રહ્યા તેણે ઠામ, (૨).—જેજે૦ ૨
માનભંગ થયારે સરવે ભુપતી, તેણે ધારી બુદ્ધ (૨);
પાછા વળતાં તો નાકજ જાયછે. કન્યા લ્યો કરી જુદ્ધ (૨),—જેજે૦ ૩
આંધ્યા બાણનો મેહ વરસાવતા, રીસે રાતા સહુ થાય; (૨)
જાદવ સેન્યો ઢાંકી લીધી સરવડે; દાંત પીસતા જાય; (૨)—જેજે૦ ૪
વળતા જાદવ જુદ્ધને વીફર્યા, બાંધ્યાં સહુનાં શરીર; (૨)
સેન્યા મારી સુવાડીરે સાથરે, નાઠા વીર મુકી ધીર. (૨)—જેજે૦ ૫
રૂક્ષમૈયા બોલ્યો શિશુપાળશું, સાંભળો મારૂં પણ એક,
જો હું રૂક્ષમણી પાખે પાછો ફરૂં, પુરમાં પેસુ નહી છેક, (૨)—જેજે૦ ૬
બીજે મારગે કૃષ્ણ પુઠે પળ્યો બકતો બકતો બહુ જોર; (૨)
ઉભોરે, ઉભોરે, કયાં જાય છે, મારી ભગનીના ચોર (૨)—જેજે૦ ૭
એવું કહી તણ બાણ ત્યાં મુકીયાં છબીલો છે તતકાળ, (૨)
દેખી પાંચ ફેકયા બીજા પાપીએ, તે પણ ભાગ્યાં ગોપાળ (૨);—જેજે૦ ૮
પછી શ્રી કૃષ્ણે તણ સર છોડીયા, છેદ્યું સારથીનું શીશ, (૨);

રથ ભાગ્યો ધનુષ ત્રોડી નાખિયું, એવું કીધું શ્રી જુગદીશ. (૨) જેજે૦ ૯
બીજું કોદંડ ગ્રહ્યું તે પણ કાપિયું, તીજાની પણ એ ગત્ય, (૨)
વળતો ખડગ ચમર લેઇ દોડયો રીસે દાઝયો અત્યંત, (૨) જેજે૦ ૧૦
પ્રભુએ પણ વિદ્યાધર ખડગ કાઢિયુ, સામા ધસ્યા કરી ક્રોધ (૨);
જેવે મસ્તક છેદે શ્રી હરી, કીધો રૂક્ષમણીએ રોધ; (૨)—જેજે૦ ૧૧
એ ના ઘટે નાથ ચતુર શિરોમણી, અપજશ જગતમાં થાય, (૨);
જેવો તેવો પણ ભાઇડુએ માહ્યરો, સાળો તમારો કહેવાય, (૨)—જેજે૦ ૧૨
પ્રભુએ ધાર્યું મારૂ જે રાણી રીસે નહી ધાર્યું મારૂં પણ થાય, (૨)
માર્યા સરીખો કહેવાય રહે જીવતો, એવો કરવો ઉપાય, (૨)—જેજે૦ ૧૩
ડાઢી મુછ મુંડી પટા પાડીયાં, વસ્ત્રે કરીને શ્રી નાથ, (૨)
રથની આંગી પુંઠળ લટકાવીયો, વસ્ત્ર બાંધ્યા બેઉ હાથ, (૨) ૧૪
એવે બળભદ્ર પુંઠળથી આવીયા, જીતીને સહુ રાય, (૨)
દીઠા રૂકમૈયાને રથે બાંધીયો, ઘણું લજવાતો જાય. (૨) જેજે૦ ૧૫
હાંહાં આ શું કર્યું ભાઈ ના ઘટે, આ શો કીધો કરૂપ,
એને મરણ થકી અધકું થયું, એ છે અહંકારી ભુપ (૨)—જેજે૦ ૧૬
રૂક્ષમણીજીએ રૂડું મનાવવા, કીધો વચન વીવેક, (૨);
છોડી મુકયો રૂક્ષમૈયાને હળધર, બંને બંધવ એક, (૨)—જેજે૦ ૧૭
પછે રૂક્ષમયો પુરમાં પેઠો નહી, વાસ્યું ભુજ કછ શહેર; (૨)—જેજે૦
પણ લીધાનું ફળ એ પટા પડયા, જવાયું નહી ઘેર. (૨)—જેજે૦ ૧૮
હવે શિશુપાળની શી શોભા થઈ, થોડી સરખી હું કેહશ, (૨)
ઠાલો ચાલ્યો તે નાક છેદાઇ ગયું, અંગ પીઠી મુખ મેશ, (૨)—જેજે૦ ૧૯
નગારાં ને નિશાન સંતાડિયાં, મુખે પડી ગયા શોશ, (૨)
સહુકો સમસાનીઆ સરખા દીસતા, જાણે મુઓ દમઘોષ, (૨)—જેજે૦ ૨૦
જરાસંધે ત્યાં આસનાવાસના કરી, હું પણ હાંર્યો સતવાર, (૨):
તોએ મેં કાંઈ દુખને નો’તું ધરયું, એવો ધારવો વિચાર, (૨)—જેજે૦ ૨૧
હવે દ્વારામતી પ્રભુ પહોંચ્યા, સૈન્યા સહીત બળરામ, (૨)
સામા ઉગ્રસેન આવ્યા શોભા ભર્યા, પધરાવ્યા નિજ ધામ, (૨) ૨૨
જોશી તેડાવ્યા શ્રી વસુદેવજી, લગ્ન લીધુ સુભ સાર. (૨);
લખી સ્વજન સરવેને કંકોતરી, તેડાવ્યા તેણી વાર, (૨)—જેજે૦ ૨૩
મોટો મંડપ રચ્યો સોહામણો, વાજાં વાજે અપાર (૨);
મંગળ ગાન કરે સરવે માનની, થઈ રહ્યો થેઈકાર, (૨)—જેજે૦ ૨૪
વરકન્યાને પીઠી ચોળાય છે, ગોત્રજ દેવ્યા પુજાય, (૨);
વ્રદ્ધશ્રાદ્ધ કીધું છે વસુદેવજી, દેવકી હરખ ન માય, (૨)—જેજે૦ ૨૫
વર વહુને મંડપમાં પધરાવીયાં, વિપ્ર કરે વેદ ગાન, (૨);
કોઇ એક કન્યાનાં માત પિત થયાં, તેણે દિધું કન્યાદાન (૨)—જેજે૦ ૨૬
હસ્ત મેળાપ થયો ને મંગળ ફેરા ફર્યા, કીધાં સરવે પ્રકાર, (૨)
લાડકોડ રીતભાતે શ્રી હરી, આરોગ્યા છે કંસાર, (૨)—જેજે૦ ૨૭
સહુને કંસાર ભોજન કરાવીયાં, સંતોસ્યા સહુજન, (૨);

બેન ભાણેજ પુન્યને પોંખીયાં, હરખ્યું સહુકોનું મન. (૨)—જેજે૦ ૨૮
કુળની રીતે છોડ્યા પછી દોરડાં, આનંદ વરત્યો અપાર, (૨);
રાણી રૂક્ષમણી પરણ્યાં શ્રી કૃષ્ણને થઇ રહ્યો જેજેકાર, (૨)—જેજે૦ ૨૯
કવી જનને કૃપા કરી શ્રી હરી, કીધાં દુખ સહુ ભંગ; (૨);
અંગ સહીત આપી પ્રેમ દક્ષણા, ભક્તી નિત સત સંગ:(૨)—જેજે૦ ૩૦
ગુર્જર દેશમાં શ્રી નર્મદાજી તટ, ચંદપુર ચાર ગ્રામ. (૨);
જ્યાં શ્રી શેષશાઈ પ્રભુજી વસે, ત્યાંહાં કવીનો વીશ્રામ; (૨)—જેજે૦ ૩૧
જ્ઞાતી વિપ્ર નાગર સાઠોદરો, ભટ દયાશંકર નામ, (૨)
વૈષ્ણુ વલ્લભી શ્રી ગુરૂ પ્રતાપથી, ભાચા ઘનસ્યામ, (૨) ૩૨
તણુ મીઠે શ્રી રૂક્ક્ષમણિ હરણ કર્યું, એકસો પંદર પ્રદ સાર, (૨);
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપ કહ્યું, મહિમા જેનો અપાર. (૨)—જેજે૦
જે કો ગાય શીખેને સાંભળે, પુરે મન વાંછીત કામ, (૨);
પ્રેમે પાઠ કરતાં મળે શ્રી હરી, એમ કહે દયારામ. (૨)—જેજે૦

વલણ.

દયાશંકર કહે કથારે, સુંદર સાર ચરિત્ર;
દ વણથી સુખ ભેદ સહુને, પતીત થાય પવિત્ર. ૧
કરતા હરતા શ્રી મહા પ્રભુરે, હુંતો કહેવા માત્ર;
સુણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર. ૨

પારણું.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે;
ઝુલે લાડકડા પુરૂષોતમ આનંદ ભેર.
હરખી નરખીને ગોપીજન જાએ વારણે;
અતી આનંદ શ્રીનંદજીને ઘેર. માતા૦ ૧
હરીનાં મુખડાં વારૂ કોટીક ચંદ્રમા;
પંકજ લોચન સુંદર વીશાળ કપોળ.
દિપક જ્યોતી દિપે સુંદર નાસીકા;
કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ. માતા૦ ૨
મેઘ સ્યામ કાંતિ ભ્રકુટી છે વાંકડી;
ખીટળીયાળા ભાર ઉપર ઝુલે કેશ,
હસતાં દંતુડી દીસે બેહુ હિરા મણી;
જોતાં વાજે કોટીક મદન મોહન વેશ. માતા૦ ૩
સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંકળું.
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર,
ચર્ણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી;
કોઈ બોલાવે તો કરે કિલાકાર. માતા૦ ૪
લાલ લલાટે કીધો કુમ કુમ કેરો ચાંદલો;
શોભે જડીત્ર જાણે મરકત મણીની માળ,

જનની જુગતે આંજે અણીયાળી બેઉ આંખડી;
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ. માતા. ૫
સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું;
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ધમકાર,
માતા વિધવિધ વચને હરિગુણ ગાયે હાલડાં;
ખેંચે કુમતીયાળી રેશમદોરી સાર. માતા. ૬
હંસ કારંડને કોકિલ પોપટ પારણે;
બપૈયા ચકોરને કાંઈ સારસ મેના મોર,
રમકડાં મુકયાં રમવાને મોહનલાલને;
ધમ ધમ ઘુઘરડા વજાડે નંદકીશોર. માતા. ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું;
મારા લાલને પરણાવીશ મોટે ઘેર.
મારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે;
મારો કહાનો કરશે સદાય લીલા લહેર. માતા. ૮
મારો લાડકવાયો સરખામાં રમવા જશે;
સારી સુખડી હું આપીશ હરીને હાથ,
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે;
હું તો ધાઇને ભેટાડીશ રૂદયા સાથ. માતા. ૯
જેનો શેષ શંકર સરખા પાર પામે નહી;
નેતિ નેતી કહે છે નિગમ વારોવાર,
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાં;
નથી નથી એના ભાગ્ય તણો કંઇ પાર. માતા. ૧૦
વ્રજવાસી સઉ સરવેથી સુભાગી ઘણાં;
તેથી નંદ જશોદા કેરૂં ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપી જનનું ભાગ્ય અતિ ઘણું;
જેની કરે પરીક્ષા બ્રહ્મા શીવ ને શેષ. માતા. ૧૧
ધન્ય ધન્યઃવૃજવાસી ગોપીજન નંદજસોમતી;
ધન્ય ધન્ય વ્રંદાવન જયાં હરિ કેરો છે વાસ;
સદા જુગલ કીશોરે ત્યાં લીલા ઘણી કરી;
સદા બલીહારી જાય છે દયારામ દાસ. માતા. ૧૨

પદ

ચિત તું શીદ ચિંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં, માયાનું બળ ઠરે,
સ્મરણ કર શ્રી કૃષ્ણનું, જન્મ મરણ જાય હરે; કૃષ્ણને. ૧
નવમાસ પ્રાણી શ્રી કૃષ્ણનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લખ ચોરાશી ફરે, કૃષ્ણને. ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને. ૩

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવા મંત્ર વજાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને. ૪
થનાર વસ્તુ થયા કરે જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગળે. કૃષ્ણને. ૫
જેનું જેટલું જે જ્યમ કાળે તે તેને કર ઠરે,
એમાં ફેર પડે નહિ કોઈથી શીદ કુટાઇ મરે. કૃષ્ણને. ૬
તારૂં ધારયું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે.
આપણનું અજ્ઞાનપણું એ, મુળ વિચારે ખરે. કૃષ્ણને. ૭
થવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ્ય ભરોસો રાધા વરનો દયા શીદને ડરે. કૃષ્ણને. ૮

પદ.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે,
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડી બહાર નીસરે. પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ખારા સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ. ૨
સોમવલ્લિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને નવ કરાવે વેદ વાણી ઉચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધીકાર વિના મળે તદપિ અર્થ નવ સરે;
મચ્છ ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટી સાધને પ્રેમ વિણ, પુરૂષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર પ્રેમ ભક્તીએ વરે. પ્રેમરસ. ૫

પદ.

હરિ તને પસંન તે ક્યમ થાય, તારા મનનું કપટ ન જાય;
તાહારા દિલનો છળ ન જાય, પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય. ટેક.
હરિ કીરતન હરિનામ સ્મરણમાં અતીશે આળસ તારેરે;
ડાચાકુટ લવ પરનિંદામાં આખો દિવસ હારે. હરિ૦ ૧
પ્રભુનું પુજન કરતી વેળા કાયા તારી કંપે,
ગંજીફા સોગટા કુટતાં. આઠે પહોર ન જંપે; હરિ૦ ૨
પ્રભુનું ચંદન ઘસતાં તારૂં શ્રમથી શરીર બગડે;
કુટી કુટતે મરી મશાલે, ભાવે ભાંગજ રગડે. હરિ૦ ૩
એકાદકી ઓચ્છવનું જાગ્રણ, અતિ અઘરૂં તને લાગે,
ભાંડ ભવાયા જોવા સારૂ, અખંડ આંખે જાગે. હરિ૦ ૪
એ પૈસાની ગુરૂ સેવા બતાવે ત્યાં ગણગણતું બોલે;
ઘર સ્ત્રી જો માગે ઘરેણું, તો હરખી મગન થઈ ડોલે. હરિ૦ ૫
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભુષણ ગાલે;
સોનું રૂપું મણિ મુક્તાવીણ, સ્ત્રી સુતને નવ ચાલે. હરિ૦ ૬
હરિના ભક્તને લુખુ સુકું, વેઠ વળગી હોય જાણે;

સગાં સંબંધી પ્રોણા આવે તો મિષ્ટાન પિરશે પરાણે. હરિ૦ ૭
જગ દેખે તહાં જગને બેસે, બાકી નાય ન ખાય;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના હવાલ. હરિ૦ ૮
આ કરવું આ ના કરવું, એમ સહુને શીક્ષા દેછે;
તેમાંનું કાંઈ તું નથી કરતો, અનુચિત કરમ કરેછે. હરિ૦ ૯
અંતરનો છળ અન્ય ન લહે પણ, જાણે અંતરજામી;
એતો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી. હરિ૦ ૧૦

રાગ હાલરડાનો.

માતા જસોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકડા લાગુ અલબેલા પાય;
રંગ રસીયો તે રીસાયો આવે નહી,
પુંઠે દોડું ત્યારે નટવર નાશી જાય. માતા૦ ૧
હે કાના શીદને સંતાપો મંદીર કામછે,
વાટ જોતી બેસી રહી વલવલતે મન;
શીખામણ આલું તે શે નથી લાગતી,
શામળા શા માટે તમે ભરો નેત્રમાં નીર. માતા૦ ૨
ત્હારા ઢંગરે ધુતારા કોઈ એક જાણશે.
તારે પરણ્યાની શી થાશે હરજી પેર;
તને કન્યા કોણ દેશે વાંકે વાંકડે,
ડાહાપણ મેલી રાઠ તજી ચાલો ઘેર. માતા૦ ૩
હાવાં જો મારૂ તો મુજને સોગન છે,
તમે જીત્યા હું હારી જગદીશ;
હવે શું કરૂં લાડવાયા નંદજી તાતને,
બાકી સાંખુછું મુને બહુ ચડેછે રીસ. માતા૦ ૪
જયમ ત્યમ સમજાવી લેઇ ચાલ્યા સુંદર શ્યામને,
પ્રેમે આરોગાવ્યા પકવાનનો પરસાદ;
દાસ દયાના હરિયે દયા કરી,
મોટા મુનિવર ધરે નિરંજન ધ્યાન. માતા૦ ૫

રાધિકા પોતાની માતાને કહે છે, ધોળ.

હું તો આજ સખીયો સંગે રમતી ગોકુળ ગલીરે;
ત્યાં મે રૂડો દીઠો નંદકુમાર, માતા પ્રત્યે રાધા બોલિયાંરે;
માહી સ્વરૂપ તેનું હું તુજને શું કહું રે;
ઘણો ચતુર સ્વરૂપ શિરોમણી ભંડાર, માતા પ્રત્યે. ૧
માહી મુખડુ જાણે શરદનો ચંદ્રમારે;
ભાગ્યશાળી મોટું દીસતું કપોળ. માતા પ્રત્યે.
માહી રતનાળી રઢિયાળી મોટી આંખડી રે;
એના અધર અરૂણ રંગ ચોળ. માતા પ્રત્યે. ૨
દીપક શીખા સરખી દીપે નિર્મળ નાસિકારે;

દંત પંક્ત જાણે દાડમના છે બીજ. માતા પ્રત્યે.
ચારૂ ચિંબક ઉરસ્થળ અનુપમ અતીરે;
ફુરે કટપદ જોતાં ઉપજે રીઝ. માતા પ્રત્યે. ૩
ઘનશ્યામ કાંતિ રવી શશી કરતાં ઘણી ઘણી રે;
કોટી કંદ્રપ લજાવે નટવર વેશ; માતા પ્રત્યે.
મીઠાં અમ્રત કરતાં વચન સોહામણાં રે;
ઘુઘરવાળા મુખ ઉપર લ્હુબે કેશ. માતા પ્રત્યે. ૪
મન મોહન છબિલિ છબી છેલડી રે;
એના સામું જોતાં શેજે ઉપજે વ્હાલ. માતા પ્રત્યે.
એવો જસોદાના આંગણીયામાં દીઠડો રે;
મુજનેદેખી સંગે રમવા આવ્યો લાલ. માતા પ્રત્યે. ૫
રમતાં રમતાં પરસ્પર પ્રેમ ઉપન્યો રે;
મુજને ઘણો વ્હાલો લાગ્યો એ ગોપાળ. માતા પ્રત્યે.
એની કંઠે મેં પેરાવી સુવરણ સાંકળી રે;
એણે મુજને આરોપી મોતી માળ. માતા પ્રત્યે. ૬
એવું જોતાં જસોદાએ અમને ઘરમાં તેડીયાંરે;
બંને બેસાડયાં છે પોતાને ઉછંગ. માતા પ્રત્યે.
નંદજીને કહ્યું જુઓ જોડી કેવી સોભેરે;
નંદે નિરખ્યા હમને રાખી બેઉ સંગ. માતા પ્રત્યે. ૭
રોહીણીજી આદે આડોશી પાડોશી સહુ આવીયાં રે;
સહુ કહે એ કાહ્નને કન્યા જુક્તી જોડ, માતા પ્રત્યે.
ઉપનંદે કહ્યું કહાવો વ્રષભાનને રે;
ઘટીત છે એ વાત રખે કરતા મોડ. માતા પ્રત્યે. ૮
નંદરાણીયે રૂદયા શું અમને ચાંપિયાં રે;
મેવા મીઠાઈ આપી જોયા મારા હાથ. માતા પ્રત્યે.
રોહીણીજીએ મા મુજને હેતે ચુંબન કીધું રે;
વળી હું અહિઆવી મુખીયો મારી સાથ. માતા પ્રત્યે. ૯
એવું સાંભળીને કીર્તીયે વ્રષભાન તેડયા રે;
સાંભળો આ સહુ માંડી કીધી વાત. માતા પ્રત્યે.
વ્રષુભાને કહ્યું મુજને પણ એ ગમ્યુ રે;
નંદજીને હું બે શમોવડ વિખ્યાત. માતા પ્રત્યે. ૧૦
વર્વે બે એક રાધા છે મોટી એટલું રે;
બાકી તો છે સઘળી મળતી મળતિ રીત. માતા પ્રત્યે.
કીર્તીજી કહે તેની નહીં ચીંતા આવી મળશે રે;
પણ છે પુત્રીને દયા પ્રીતમશું પ્રીત. માતા પ્રત્યે. ૧૧

રાધીકાનું સ્વપ્નું—ગીત.

માતાજી રે આજ આનંદ મારે અંગરે; શ્રી કૃષ્ણ પરણ્યા મારે સંગરે. આજ. ટેક
માતાજી રે આજ સ્વપ્ન એવું દીઠું રે અમૃતથી લાગે મુજને મીઠું રે આજ. ૧

માતાજી રે જાણે વૃષભાન મુજ તાત રે બ્રાહ્મણ મોકલ્યો પરભાતે રે. આજ. ૨
માતાજી રે તમે જાણે નંદઘેર વીવા કીધો રે મેં જાણ્યું હરીવર, માગી લીધો રે. આ. ૩
માતાજી રે રૂપવંતો ગુણવંતો હું નીરખું રે, હૈડામાં એને જોઈ હરખું રે. આ. ૪
માતાજી રે તમે જાણે જમાઇ તેડયો જમવા રે, હું દેખીલજવાણી ગઇ રમવા રે. આ. ૫
માતાજી રે તમે જાણે લગ્ન મારાં લીધાં રે, સગાં સંબંધી ભેગાં કીધાં રે. આ. ૬
માતાજી રે બારણીયે તોરણ બંધાયાં રે, માનની મંગળ ગાય રે. આજ. ૭
માતાજી રે સગાંસંબંધી મળી આવ્યાં રે, લાડકા લાડુ સરવે લાવ્યા રે. આજ. ૮
માતાજી રે જાણે નટવર ચઢિયા વરઘોડે રે, આવીને ઉભા તોરણ તોડે રે. આજ. ૯
માતાજી રે તમે પોંખી પધરાવ્યા પ્રીતે રે, માંડવો શોભ્યો રૂડી રીત રે. આજ ૧૦
માતાજી રે મનેજાણે હરીસંગે પધરાવી રે, મેં જાણ્યુ ચોરામાં હું આવી રે. આ. ૧૧
માતાજી રે કંથે કંસાર જમાડયો રીતે રે, મેં પણ પ્રભુજીને જમાડયા પ્રીતે રે આજ. ૧૨
માતાજી રે વૃષભાનજી મુજ તાત રે, પેરામણી આલી ભલી ભાત રે. આજ. ૧૩
માતાજી રે તમે જાતે કુળની રીતી કહાવી રે, મુજને સાસરીયે વળાવી રે. આજ. ૧૪
માતાજી રે જસોદા સાસુને પાયે લાગી ર, એટલે હું ઝબકીને જાગી રે. આજ. ૧૫
લાડકીરે તારૂ સ્વપન જે કોઇ ગાશે રે, દયાનો સ્વામી પરશન થાશે રે. આજ. ૧૬

રાધીકાનું વખાણ—ધોળ.

રાણી કીર્તીજી પુછે કુંવરી કયાં ગઇ રે;
મારી લાડકડી કયાં લાગી આવડી વાર મારી લાડસઘેલી લાડણી રે.
હું તો તુજ પાખે ઘર આગણલું કરતી હતી રે;
મારી રાત્રા તારા લોચનનો શણગાર. મારી લાડસઘેલી. ૧
તારી વેણ જોતાં વાસુકી પાતાળે પેઠો રે;
તારૂં ભાળ જોતાં ભાગે દુઃખ પરચંડ. મારી લાડસઘેલી.
કીર ચંચુને લજાવે તારી નાસીકા રે;
તારી ભ્રકુટી લજાવે છે કોદંડ. મારી લાડસઘેલી. ૨
તારા મુખડા ઉપર વારૂં કોટિક ચંદ્રમા રે;
તારા નેત્ર ઉપર વારૂં મૃગને મીન. મારી લાડસઘેલી.
તારા અધર પ્રવાળ બીંબ ફળ જેવા રે;
તારો કંઠ સુણી કોકીલા થઈ હીન. મારી લાડસઘેલી. ૩
તારૂં હસવું જાણે વરસે મિઠડાં ફુલડાં રે;
દીપે દાડમકળી સરખા તારા દંત. મારી લાડસઘેલી.
તારૂં ગળસ્થળ સહુ શોભાનું સદન છે રે;
તારૂ ચીબુકનું ટપકું ચોરે ચંત. મારી લાડસઘેલી. ૪
તારી ગ્રીવાયે કપોત કંબુ રેખા રાજે રે;
તારૂં ઉદર જાણે પોયણીનું પાન. મારી લાડસઘેલી.
હસ્ત રાતા છે ને ચંપાકળી આંગળી રે;
તારી કટી જાણે કેશરી સમાન. મારી લાડસઘેલી. ૫
જંઘા કદળી થંભ સરખી જાણે શોભતા રે,
પરમાનંદ-કંદ પાવન પંકજ પાય. મારી લાડસઘેલી.
તારી નખ શીખ શોભા તે શી વરણવું રે,

તારી સમોવડ કોઇયે નવ કહેવાય. મારી લાડસયેલી. ૬
ત્રણ લોક સુંદર વપુ ચંપક વરણે છે રે;
કોની ઉપમા આપુ સૌમાં દીસે ખોડ, મારી લાડસયેલી.
ગુણ રૂપનો સમુદ્ર મારી દીકરીરે,
નથી વિશ્વ મધ્યે વર કોઇ તારી જોડ. મારી લાડસયેલી. ૭
મુજને એ ચીંતા છે મોટી મારા મનમાંહિ રે;
તારી તુલ્યનો દેખું વર તો હરખે મન. મારી લાડસયેલી.
એવું સુ બોલ્યાં દાસ દયાના શામનીરે;
હલેતાં સરખાં થઇ ગર્ભીત વચન. મારી લાડસયેલી. ૮

## કવિરાજે.

### પદ ૧ લું રાગ પરજ.

#### રાધીકાજી સ્વપ્નામાં પરણ્યાં તે વિષે.

ઉગતે વાણે રાધાની માડી જાગી;
એના ચીતમાં ચટકી લાગીરે; આ શું રે કીધું; ટેક.
કુંવરી મારે દુઃખના દરિયા આજ રેલ્યા, તે કુળના મારગ મેલ્યારે; આ. ૧
કુંવરી તારા કીયા વેરીએ વેર સાધ્યાં, તેં મીંઢળ કોનાં બાંધ્યાં રે; આ. ૨
કુંવરી તારે કોઈ નગરીમાં દાંત વહેર્યો, તેં ચુડો કેનો પહેર્યોરે; આ. ૩
કુંવરી તેં તો જીવડો લીધો મારો ઝાલી. વરમાળા કેની ઘાલીરે. આ. ૪
કુંવરી તેં તો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડીરે. આ. ૫
કુંવરી તારો માંડવડો કયાં રોપ્યો, તારા વરને કોણે પોંખ્યોરે. આ. ૬
કુંવરી ત્યાંતો કીયા ગુરૂદેવ આવ્યા, તને કોણે વેદ ભણાવ્યારે. આ. ૭
કુંવરી તમને કોણે રંગે રમાડયાં, તને કણસાર કોને જમાડયોરે; આ. ૮
કુંવરી તેં તો કુળમાં લગાડી ખામી તને મળ્યો રાજેનો સ્વામીરે. આ. ૯

### પદ ૨ જું.

એટલે ત્યાંતો બોલ્યા રાધા વાત;
તું સાંભળ મારી માતરે, મેં બહુ સારૂં કીધું. ટેક.
માતા રે મારી દુખના દરિયા નથી રેલ્યા, નથી કુળના મારગ મેલ્યા રે. મેં. ૧
માતા મારી શીશ તમારાં નથી વેહેર્યા, પાનેતર પ્રભુનાં પેર્યા રે. મેં. ૨
માતા રે નથી વૈરીએ વેર સાંધ્યાં, મીંઢળ મોહનનાં બાંધ્યાંરે. મેં. ૩
માતા મારો મથુરાં નગરીમાં દાંત વેહેર્યો, મેં ચુડલો અવીચળ પેર્યો રે. મેં. ૪
માતા મેંતો જીવડો લીધો નથી ઝાલી, વરમાળ વીઠલની ઘાલીરે. મેં. ૫
માતા મેંતો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડીરે. મેં. ૬
માતા મારો માંડવો વનમાં રોપ્યો, ઉમાયે વરને પોંખ્યોરે. મેં. ૭
માતા ત્યાંતો તેત્રીસ કરોડ દેવ આવ્યા, બ્રહ્માએ વેદ ભણાવ્યા રે, મેં. ૮
માતા મારી કસ—ચરણામૃત મેં પીધાં, ત્યાં શીવે કન્યાદાન દીધાંરે. મેં. ૯
માતા મારી બ્રહ્માએ રંગે રમાડયા, કંસાર ઉમામાયે જંમાડયા રે. મેં. ૧૦
માતા મેંતો શીવને ચડાવ્યાં ફુલ ગજરા, વાસુદેવ સરખા સસરારે. મેં. ૧૧
માતા મેંતો શીવને ચડાવ્યાં ફુલ જાસુ, દેવકીજી સરખાં સાસુ રે. મેં. ૧૨
માતા મેંતો શીવને ચડાવી છે હળદી, સુભદ્રા સરખી નણદી રે. મેં. ૧૩

માતા મેતો શીવને ધરાવેલ હાર મને મળ્યા કૃષ્ન ભરથાર રે. મેં. ૧૪
માતા મારી કુળમાં લગાડી નથી ખામી, મને મળ્યો રાજેનો સ્વામી રે. મેં. ૧૫

પદ ૩ જું.

એટલે વળતિ માતા બોલ્યાં છે વાણી;
તું શાંભળ પુત્રી શાણીરે, આ શું રે કીધું. ટેક.
કુંવરી એતો કૃષ્ણ કહેવાયો કાળો, તે કયાં શોધ્યો ગોવાળોરે. આ. ૧
કુંવરી એતો કાનુડો કામણગારો, એ ધીંગલમલ ધુતારોરે; આ. ૨
કુંવરી એમાં ચાંદા સુરજની સાખ્યો, એને જસોદાજીએ રાખ્યોરે; આ. ૩
કુંવરી એતો ગાયો ચારીને પેટ ભરતો, પરનારી પાછળ ફરતોરે; આ. ૪
કુંવરી તારો તાત આ વાત જો જાણે તો, કંઠે પ્રાણજ આણેરે; આ. ૫
કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં, અમને દુખડાં બહુ દીધાંરે આ. ૬

પદ ૪ થું.

માતા મારી કૃષ્નને એમ નવ કહીયે;
એને ચરણ જઇને રહિયે, તું સાંભળ મારી માડી. ટેક.
માતા એતો ચઉદ ભુવનનોછે વાસી, એને ચરણે કોટીક કાશીરે; તું ૧
માતા હવે પરણ્યાં તે ફેરક કેમ થાશે, જો સુરજ પશ્ચિમ જાશેરે; તું. ૨
માતા તારે કરવું હોય તે કરજે, તારે મરવું હોય તો મરજેરે. તું. ૩
માતા હુંતો પુરણ પદને પામી, મને મળ્યો રાજેનો સ્વામીરે; તું. ૪

રાવો ભક્ત.

બેડો બાઈ બુડતો તારો રે; અંબે આઈ પાર ઉતારોરે. ટેક.
આ બેપે હુંતો ઘણું કમાયો ભર્યો અનગળ માલ;
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થાશે હેવાલ. બેડો. ૧
ખલાશિયા તો ખડખડ કરે છે, મહા જુલમ મન માંય,
માલ ધણી વીમાસી રહયો છે, ડોલ્યુ દરિયા માંય. બેડો, ૨
મધ્ય દરિયા વચે ડોલ્યું માતાજી, વહાણને નથી વિશ્રામ;
એક નામનો આસરો તારો, કરો સેવકનાં કામ. બેડો. ૩
ઊંચુ જોઊં તો આભ માતાજી, નીચું જોઉં તો નીર;
બાળા શક્તિ મારી બુમ સાંભળજો, સાજું રાખોને શરીર. બેડો. ૪
કુવાચરાની લેહેરો લાગી ને મોજા તણી શી વાત;
અપશુકનની આ વેળા આવી છે ધાઓ ધાઓ અંબે માત. બેડો. ૫
હાથેથી હવે નેજા છુટયા, શઢ પણ ડંકા તોડ;
અંત સમાની આ વેળા થઇ હવે, મોટે ભાલ છે મોડ. બેડો. ૬
ડુંગરીયે તો દવ લગાડેલો, પુર્ણ કીધેલાં પાપ;
એક પહોરથી સ્તુતિ કરૂં છું. આવોને આપો આપ. બેડો, ૭
અંડલું વહાણ મેં અર્પણ કીધું, સાક્ષી ઉંચો આભ;
આ અવસર આરાસુરી આવો, નથી આવો મારે લાભ, બેડો. ૮
જગત જનેતા સ્તુતી સુણી થયાં વાઘ ઉપર અસવાર;
ઝાંઝ ઉપર જઈ ત્રિશુળ ઝાપટયું તાર્યું છે જળ મોઝાર. બેડો. ૯

વહેપારિતો અચરજ પામ્યો, આવ્યું મનમાં વહાલ;
કર જોડી રાવો ભક્ત ભણે છે. અરપી દીધો બધો માલ, એડો. ૧૦

કૃશ્નાનંદ.

પદ રાગ ભૈરવ પ્રભાતિ.

પ્રાત સમે શહજાનંદ હરીની, મુરતી અંતર ધારૂં રે;
શોડશ ચિન્હ સહિત પદ પંકજ, પ્રીત કરી સંભારૂં રે પ્રાત સમે ટેક. ૧
અજબ ફણા અંગુલી નખ મંડલ, ટાળે અંતર અંધારૂ રે.
ઘુંટી પિંડી જાનું સાથલ, કટીલંક પલ ન વીસારૂંરે. પ્રાત. ૨
નાભી ઘેલ ગંભીર રૂપાલી ચિતવું સાંજ સવારૂંરે;
સુંદર ત્રિવલિ શિતલ અંચલ, ઉદય મનોહર સારૂં રે. પ્રાત. ૩
છાતી વિસાલ ઉપડતી ભુજ છબી જોઇ મોહ્યું મન મારૂંરે.
કસ્નાનંદ કે એ શોભાપર, તન મન લઇ વારૂ રે. પ્રાત. ૪

પદ ૨ જું.

ધર્મ કુંવર હરિ સહજાનંદની, મુરતી મંગળ કારીરે;
સંખ સરિખો કંઠ હરિનો, અધર બિંબ અનુસારી રે. ધર્મ. ૧
દાડમ બીજ કુંદ કલી જેવી, દંત છબી અતી સારીરે.
હાર મધુર વચનામૃત જનનો, તાપ સમાવે ભારીરે ધર્મ. ૨
નીરખી વદન મનોહર હરિનું, કોટી કમલ શિશ વારિરે
નાસી દિપક કિર લજાવન, તેની તેવી અતી ન્યારિરે ધર્મ ૩
ગઉર મનોહર જમણે ગાલે. તિલ શોભે ભવ હારીરે,
કૃશ્નાનંદ કે મુનીજન તેને, ચિતવે સાંજ સવારીરે, ધર્મ. ૪

પદ ૩ જું.

સ્વામી નારાયણ પુરૂશોત્તમની, મુરતિ અતી રૂપાળીરે;
એ મુરતી જે ચીતવે તેના, ભવ દુઃખ નાંખે ટાળીરે; સ્વામી. ૧
દયા સુધારસ ભીની ચંચલ, આંખડલી અરમાળીરે;
કમલ સારી હેત ભરી માંઇ; રાતી રેખ રમાળીરે. સ્વામી. ૨
જાણ્યે શામ કમાન ચડાવી, ભ્રકુટી સુંદર લાજેરે;
શ્રવણ મનોહર ઝલકે કુંડલ, તેની છબી અતી છાજેરે. સ્વામી. ૩
મોહી રહ્યા પ્રેમીજન મનમાં, ભાલ તિલક છબી ભાળીરે;
કૃશ્નાનંદ કે જરકશી સુંદર, મોલીડે હદ વાળીરે. સ્વામી. ૪

પદ ૪ થું.

સહજાનંદ અવતારી હરીની મુરતી લાગે પ્યારિરે,
શેષાદિક જે પાર ન આવે, કોટી મદન મદ હારીરે. સહજાનંદ. ૧
અમૃત ભરી નજરે હરિને, દુઃખ નીવારે ભારીરે.
વચન સુધારસ વરશે રતીયો, પાવન બંધન હારીરે. સહજાનંદ. ૨
વાત શ્રવણમેં શામ મણી સમ, બિંદુ છબી અતિ સારીરે;
સુંદર કરનાં લટકાં જોઇને, મોહી રહ્યાં નર નારીરે. સહજાનંદ. ૩

ફુલ ગુછ ગજરા તોરા વગેરે ઊપર હાર હજારીરે;
કૃશ્નાનંદ કહે ભુષણ મણી ગણુ, ઝળકે જન ચિતહારીરે. સહજાનંદ. ૪

પદ ૫ મું.

જાગોરે રસીલા છેલા, સહેજાનંદ હરી પ્યારા રે;
પ્રાણના સ્નેહી મારા, આંખલડીના તારારે. જાગોરે. ૨
દેવ જન તમને જોવા આવ્યા, સુર બ્રહ્મા ત્રિપુરારી રે;
કોટમાં ફુલોના હાર, ચોળાણા છે ભારીરે, જાગોરે. ૨
આંસુ ભરાયાં નેણાં, કાજલપે' અનુસારે.
કરજોડીને ઊભા, આશા દરશન કેરી ધારીરે. જાગોરે. ૩
આલસ મરોડી ઉઠો; શામ સુખકારીરે.
કૃશ્નાનંદ એ છબી પર, તનમન જાઉં વારીરે. જાગોરે. ૪

પદ ૬ ઠું.

ચાલોરે વાલાજી ચાલ્ય, લટકંતિ પ્યારીરે;
પાદુકા પેરી રૂમાલ, કરમેં રૂડો ધારીરે, ચાલોરે. ૧
રૂપાળા રંગીલા, પુષ્ટ તરૂણ તન રાજેરે;
નિરખી અંગની શોભા, કોટી કામ લાજેરે. ચાલોરે. ૨
પ્યારા મુખની શોભા ઉપર, કોટી ઇંદુ વારૂરે;
વદન લજાવી બ્રહ્મા, પ્રીત કરી કરિ ધારૂરે; ચાલોરે, ૩
કૃસ્નાનંદ કે નાસા પ્યારી, દિપક કર લજારિરે,
હસની બોલની સારી, રાખું અંતર ધારીરે. ચાલોરે. ૪

પદ ૭ મું.

વાલારે વિહારી, મારે મંદીરીએ પધારોરે,
મંદીરીએ પધારો, મારો જનમ સુધારોરે. વાલારે. ૧
દંતની શોભા કુદ લજારી, અધર ફુટા છે ન્યારીરે,
ભુષણ સોભાવે કંઠ, છાતી પોળી પ્યારીરે, વાલારે, ૨
સુજાણ બહુ તુંદ રૂપાવિ, નાળી ત્રીવલી છાજે રે,
કટિ સાથલ શોભે ભારી, જાડ જંઘા રાજે રે. વાલારે. ૩
પાની ઘુટી ફણા અંગુલી, નખ વિધુ કાંતી પ્યારા રે,
ભીતર અંધારૂં હરે કૃસ્નાનંદ ધારિરે, વાલારે. ૪

પદ ૮ મું.

વાગ્યાંરે નેણાંનાં બાણ કામણગારાં તારાં રે;
કાલજડુ મારૂં કોરે છે, પ્રાણ હરે મારાંરે, વાગ્યારે, ૧
લાલ તળાં પગનાં શોભે છે; ષોડશ ચિન્હ બિરા જે રે,
ચટકતી ચાલ જેની દુખડાંને ભાજે રે, વાગ્યારે.
ધોલાં અંબર ધારયાં સુંદર, પાઘ ઘાલી છે સારી રે;
ફુલનાં ભુષણ પેરયાં, અંગે, અંગ વીહારી રે, વાગ્યારે. ૩
કૃસ્નાનંદ છબિએ ધારી, છોભા હારી આરી રે;
રસીલ રૂપાળી પર; પ્રાણ મન વારીરે, વાગ્યારે. ૪

## નિષ્કુળાનંદ-વૈરાગ્ય વિષે.

### પદ ૧ લું.

જનુની જીવોરે ગોપીચંદની પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એની પેરનો, લાગ્યો સંસારીડો આગજી. જનુની ૧
ધન ધન રે માતા ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી; વેગે ચાલિયા વનજી. જનુની. ૨
ભલો રે ત્યાગી ભરથરિ તણો. તજી સોળસેં નારજી.
મંદીર ઝરૂખાં મેલી કરી, આસન કીધેલ બારજી. જનુની. ૩
ઉઠી ન શકે રે ઉંટીયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપજ્યો, લિધિ ફકીરી છોડયો ફંદજી જનુની. ૪
એ વૈરાગવંતને જાઉં વારણે. બીજા ગયારે અનેકજી,
ભલા રે ભુંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી; જનુની ૫
કહાં ગયું કુળ રાવણતણું સાગર સુત સાઠ હજારજી;
ના રહ્યું રે નાણું રાજા નંદનું, સરવે સુપન વેવારજી; જનુની ૬
એવા છત્રપતી ચાલ્યા ગયા રાજ મુકીને રાજનજી;
દેવ દાનવ મુની માનવી સરવે જાણો સુપનજી; જનુની. ૭
સમજી મુકો તો સારૂ ઘણું જરૂર મુકાવશે જમજી.
નિષ્કુળાનંદ કહે એ નહી મટે, સાચુ કહું ખાઈ સમજી, જનુની. ૮

### પદ ૨ જું.

જંગલ વસાવ્યું રે જોગિયે, તજી તનડાની આશજી;
વાત ન ગમે રે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. જંગલ. ૧
સેજે પલંગમાં રે પોઢતાં મંદિર ઝરૂખા માંયજી;
તેણે કર્યો તૃણ શાથરો, બેઠા તરૂતર છાંયજી. જંગલ. ૨
શાલ દુશાલા ઓઢતા, ઘણા જરકશી જામાજી;
તેણે રાખી કંથા ગોદડી સહે શીર ભીત ઘામજી. જંગલ. ૩
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી,
તે માગણ લાગા ટુકડા, ભિક્ષા ભોવન ભોલનજી. જંગલ. ૪
હાજી કહેતાં હજારો ઉઠતા, ચાલતાં લસ્કર લાવજી;
તે નર ચાલ્યા એકલા પગમાં પેજારો નહી પાવેજી. જંગલ. ૫
રહોતો રાજા રસોઈ કરૂં જમતા જાઓ જોગી રાજજી;
ખીર નીપજાવું ક્ષણ એકમાં તે તો ભિક્ષાને કાજજી. જંગલ. ૬
અન્નને કારણે જે ઉભો રહે, કરી એકની આશજી;
તેને જોગીને ભોગી જાણવો. અંતે થાશે વિનાશજી, જંગલ. ૭
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે જોગજી;
ધન રે દારામાં નહી ધસે રેગ સમાન જાણશે ભોગજી જંગલ. ૮
ધન રે ત્યાગ વૈરાગ્યને, તજી જેણે સોળસેં નારજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ. ૯

### પદ ૩ જું.

ત્યાગી ન ટકે રે વૈરાગ વિના કરિયે કોટી ઉપાયજી;
અંતર ઊંડી ઈચ્છા રહે, તે તો કયમે ન તજાયજી. ત્યાગી. ૧
વેશ લીધો રે વૈરાગ્યનો દેશ રહી ગયો દુરજી;
ઉપર વેશ આછો બન્યો, માંહિ મોહ ભરપુરજી. ત્યાગી. ૨
કામ ક્રોધ મદ લોભનું, જ્યાં લગી મુળ ન જાયજી;
સંગ પ્રસંગે તે ઉપજે, ઇંદ્ર વિષે આકારજી. ત્યાગી. ૩
ઉષ્ણ રતે રે અવની મધ્યે, બીજ ન દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિ વિષે વિકારજી. ત્યાગી. ૪
ચમક દેખીને લોહા ચળે, ઇંદ્રિ વિષે સંજોગજી;
અણ ભેટે રે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગી. ૫
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વંઠયો જે વરણાશ્રમથી; અંતે કરસે અનરથજી. ત્યાગી. ૬
ભ્રષ્ટ થયો તે જોગ ભોગથી, જેમ વણસ્યુ દુધજી;
ગંધુરે ઘ્રત માંહી માંખણ થકી, આપે થયું રે અશુદ્ધજી. ત્યાગી. ૭
પળમે જોગી પળમે ભોગી, પળમાં ગ્રહસ્થને ત્યાંયજી;
નિષ્કુળાનંદ એ નરનો, વણ સમજ્યો એ વૈરાગજી. ત્યાગી. ૮

### પદ ૪ થું.

હું બલિહારી એ વૈરાગ્યને ઉપન્યો જેહને અંગજી. ટેક. હું બલિ. ૧
સુખ ન ઈચ્છેરે સંસારનું, સમજે સુપન સમાનજી;
વાત ગમેરે વૈરાગ્યની, તન સુખ ત્યાગવા તાનજી. હું બલિ. ૨
દુખી દેખી રે આ દેહને, રહે રાજી તે મનજી;
અનરથનું રે આધાર છે, એમ જાણી ન કરે જતનજી. હું બલિ. ૩
રાત દિવસે રૂદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ કોણને જઈશ કયાં, કરૂ તેહનો નિરાધારજી. હું બલિ. ૪
કરૂંરે ઉપાય હવે તેહનો, ડોળી દેશ વિદેશજી:
કોઈ રે ઉગારે મને કાળથી, સોંપુ તેહને આ શીશજી. હું બલિ. ૫
રહે આતુરતા અંતર ઘણી, દેખી દેહ અનીત્યજી;
સુખ ન માને રે સંસારનું, ન કરે કોઈશુ પ્રીતજી. હું બલિ. ૬
એવો રે વિચાર આવ્યા વિના, ન હોય તન સુખ ત્યાગજી;
ઉપરનો લાગે લજામણો. વગોણા સરખો વઈરાગ્યજી. હું બલિ. ૭
હરિ ગુરૂદેવે દયા કરી; આપે એહ વિચારજી;
નિષ્કુળાનંદ નિશંક થઈ, સેજે તરિયા સંસારજી. હું બલિ. ૮

### પદ ૫ મું.

જોગી જીવોરે એવા જગતમાં; સગા સઉના સોયજી;
શત્રૂ શોધતાં સંસારમાં, જેને ન મળે કોયજી. જોગી. ૧
સ્થાવર જંગમ સ્થુલ સુક્ષ્મ, ચાર વરજે જે જન;

મન કર્મ વચને આવે નહી, દયા દીલે અનંતજી જોગી. ૨
નિર વઇરિ એવાં નીરખી, દયા દુષ્ટને ન હોયજી;
કુભાતો સરવે દયા કરે જ્યારે એવાને જોયજી; જોગી. ૩
દેહ શીર દુખ ભોગવે, કરે સુખનો ઉપાયજી;
આત્મદરશી આનંદમાં રહે, સુખમાં સદાયજી. જોગી. ૪
ભુલ પોતાની ભાસે નહીં, ત્રણે કાળમાં તનજી;
નિષ્કુળાનંદ એમ સમજી, જોગી ન કરે જતનજી. જોગી. ૫

## દ્વારકો.

### ચેતવણી—છંદ રૂચિરા.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશે રે;
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશે રે;
ઢળસે ત્યારે નહી રહે ધારણ; થર થર કાયા ધ્રુજે રે,
માયાની અંધારી નાંખી, તેમાં કાંઈ નવ સુજેરે, ૧
સુજે ક્યાંથી સમજણ નાઠી, કુટુંબ કબીલે વાહ્યોરે,
અવળે અવળે બંધે બાંધ્યો, હાથે શું બંધાયો રે;
કહો ભાઇઓ એને શું કરીયે, મુરખ મન નવ આણેરે;
દુર્મતી આગળ કાંઈ નવ સુઝે, આપે આપ વખાણેરે. ૨
મોહે ભરીયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયો રે;
નારી સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયો રે;
ધાયો તેતો ધુળ મળ્યુ ને, ગાંઠે ન મળે કોડી રે;
ઠાલા હાથે ઠાલા જાવું શીદ મરોછો દોડી રે. ૩
સંસારી સુખ જોવા માતર, અંતે સઘળું ખોટું રે;
આગળ અવસર એવો આવશે, દારૂણ દુખ છે મોટું રે;
ખોટામાંથી ખરૂં કરી લે; તે તું બાંધને તાણી રે;
સાધુ જનની સેવા કરીલે, ભજને સારંગ પાણીરે. ૪
એ શીખામણ માન્યા સરખી માની લેજો કોઇરે;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મુંડી ખોઇરે;
ખોઇને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતારે;
અન્ન માટે અથડાતા હીંડે, પેટ પાપથી ભરતારે. ૫
પરનિંદા ખાડો છે પુરો, કેમ પડે છે જાણીરે;
જાણીને તેં બાંધ્યુ તાણી, જુઠી વાત વખાણીરે;
એક ઘડી એકાંતે બેશી, હરિનું નામ ન લીધુરે;
અમરિતનો રસ અળગો મુકી, ઝેર હળાહળ પીધુરે. ૬
પીતાં પુરણ તું ન ધરાયો, જોયું નહી વીચારીરે;
કહે દ્વારકો રામ ભજીલ્યો, નહી તો જાશો હારીરે;
સંવત અઢારસેં પુરામાં, કારતક શુદી દશમી રે;
શીખામણ શુણી હરિજન હરખે, વિમુખ જીવને વશમીરે; ૭

## શીખામણ.

### ચોપાઈ ૨ જી.

તું ક્યાં ભુલ્યો સમજુ થઇ, મુઢમતી મતી તારી ગઇ;
લખ ચોરાશી ફેરા ફર્યો, કેમ નામ હરીનું વીસર્યો. १
જ્યારે હતો તું ઉદર માંહી, પરિબ્રહ્મ તેં પોકાર્યા ત્યાંહી,
તહાં હરીતણું સમરણ કીધ, તે શામળીયે ચિત્તમાં લીધ. २
પુરે માશે આવ્યો બહાર, વીસરી ગયા તને મોરાર;
ઉદરનાં દુઃખ અળગાં કરયાં, પછે સુખ સંસારી ધરયાં. ३
માત પિતાને વાલું બાળ, રમવા જાય કરે બહુ આળ;
વઢવાડો તો લાવે ઘણી, નીશાળેથી ઉતરયો ભણી. ४
એટલે આવ્યું વેવીશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર;
સોળે વરશે આવી સાન, વીશે વરશે વળીયો વાન. ५
નારી સાથે બાન્યું મન, રળવાને તું લાગ્યો ધન;
વરણાગીમાં વાંકો ફરે, નવા નવા બહુ પ્રાક્રમ કરે. ६
ડાહ્યાં ડહાપણ સમજુદાર, બાંધ્યા ઘરના માથે ભાર;
વેપાર વણજ કરીઆ બહુ, લાગ્યું છે ઓળખવા સહુ. ७
ત્રીસં થયાં ચાળીસની ઝામ, તો ભજતો નથી શ્રી રામ;
ધંધામાં નવરો ન થયો, અવસર બધો એળે ગયો. ८
પચાશે તો આવ્યાં પળીયાં, મોંના ડાચાં સરવે મળીયાં;
ફુલી જેમ કરમાયે ફુલ, થયું છે તન તો તેની તુલ્ય. ९
સાઠે વર્ષે નાઠી સાન, કાંઈ થયા છે બહેરા કાન;
ઘરનાં લોકે સરવે કહ્યું, ડોસાનું તો ડહાપણ ગયું. १०
સીતેર વરસ વીત્યાં સહી, ગતી બોલવાની નવ રહી;
તોએ ઉદરમાં જોઇએ અન્ન, માયામાં લલચાયું મન. ११
લેખુ લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ;
મરણ તણી માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ. १२
સંભારે તે સુખમાં રહે, સાધુજન શીખામણ કહે;
પાણી પેલી બાંધી પાળ, દ્વારકા તું તારૂં સંભાળ. १३

### પદ ૩ રાગ ગેરાડી.

જીવ તારી શી ગતી થાશેરે, માયામાં ગોથાં ખાશેરે;
ચતુરાઈ ચુલે પડીરે, હરીને ભજ્યા નહી ઘડીરે. १
આવીને તેં શો લાભ લીધોરે, એટનો વેપાર કીધોરે;
હરીની તો સેવા ન જાણીરે, પાપની પીલી ઘાણીરે. २
માયામાં મુવો રળીનેરે, બેઠો કંકોડાં દળીનેરે;
વિષયમાં ઘણોજ મ્હાલ્યોરે, અવળે મારગ ચાલ્યોરે. ३
પરનારી દેખીને મોહ્યોરે, તપાશી તેં ભેદ ન જોયોરે;
ઉંચા મંદીરને મેડીરે, વેપારની ચાલે પેડીરે. ४
લાખે તો લેખાં કરતોરે, રૂદે રામ નામ ન ધરતોરે;

સાધુનો તેં સંગ ન કીધોરે, આવ્યાને આદર ન દીધોરે. ૫
લાંબી સોડ વાલી પોઢયોરે, આવ્યો એવોજ ગયો દોડયોરે;
દ્વારકો કહે છે તમનેરે, છુતો તમે આવતા જનમેરે. ૬

ગરબી.

આજ મારે આંગણીયે પેલો નંદનો કુંવર બેઠો જો;
હું ગઈતી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો. ૧
ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહી કાઢી મહો આગળ મેલ્યાં, ખાવા સારૂ આવ્યો જો. ૨
ઓચિંતી મહીયારી આવી, હરીની બાંવડી ઝાલી જો.
મોઢા ઉપર ગોરસ લોચું, ઓળંભા લઇ ચાલી જો. ૩
સાંભળજે તું જસોદા રાણી, તારો કુંવર લાવી જો;
બાળક તારો બહુ મસ્તાનો, ટેવ શી પાડી આવી જો. ૪
કહે જસોદા જુઠા બોલી, છુમ કરે કાંઈ થોડી જો;
મારો કુંવર કાંઇ ન જાણે, બેઠો બેઉ કરજોડી જો. ૫
બાળ જુવેતો પોતા કેરૂં, જોઇને લજ્જા પામી જો;
બહુ ગોપીના માન ઉતાર્યાં, એવો અંતરજામી જો. ૬
એની અકલને કોઈ ન પોંચે, એની ગતી છે ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે, અબળા ગઇ છે હારી જો. ૭

દેવાનંદ.

પદ ૧ લું.

હઈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું;
લખ ચોરાશી કેરૂં લગડું, માથે માગી લીધુંરે. હઈ૦ ૧
પેટને અર્થે પાપ કરતાં, પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારૂં, મન માયામાં મોહ્યુંરે. હઈ૦ ૨
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકીયો ટાળીરે;
માત પિતા જુવતી સંગે, વિસારયા વનમાળીરે. હઈ૦ ૩
આળસ અજ્ઞાન અતીશે, કામ બગડયું તારૂંરે;
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂંરે. હઈ૦ ૪

પદ ૨ જું.

દુનિયામાં ડાહ્યો, ડહાપણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વીસારી, ચડીયો ઠાલે ભામેરે. દુનિયામાં. ૧
મનુષ્ય દેહ મળ્યો મોટો ખોટો જાણી ખોયોરે;
ચોરે ચૌટે જુઠું બોલ્યો, નાહક નીર વલોયોરે. દુનિયામાં. ૨
હરિજન સંગે હેત ન કીધું, પીધું વીખનું પાણીરે;
સુખ સંસારનું પામ્યા સારૂ, સુવા લગી ઘર તાણીરે. દુનિયામાં. ૩
હરખ શોકની નદીયો મોટી, તેમાં જાય તણાણોરે;
દેવાનંદ હરી ભજયો નહી, ઘણે દુખે ઘેરાણોરે. દુનિયામાં. ૪

પદ ૩ જુ.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વીચારી;
અંત સમે કોઈ કામ ન આવે, સગાં કુટુંબ સુત નારીરે. અજ્ઞાની. ૧
જોબન ધનનુ જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શીર વેરી, દીલમાં કયમ નથી ડરતો. અજ્ઞાની. ૨
મંદીર માલ ખજાના મેલી, મુવા ભુપ ભરમાતા;
સ્વાન શુકરના દેહ ધરીને, ઘર ઘર ગોથાં ખાતારે. અજ્ઞાની. ૩
આજ અમુલ અવસર આવ્યો, હરિ ભજવાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણુંરે; અજ્ઞાની. ૪

પદ ૪ થું.

પામર તે પ્રાણી વીસારીયા વનમાળી;
મીથ્યા સુખ માયામાં મોહ્યો, મૃગ તૃષ્ણા જળ ભાળીરે. પરમ. ૧
આઠ પહોર અંતરમાં બળીયો, ઘણા ઘણાને ધાયો;
રળી ખપી પઈસો ભેળો કીધો, ના ખરચ્યો ના ખાયોરે. પામર. ૨
નારી આગળ નીરલજ થઇને, બીતો બીતો બોલે;
હુડકલાવે હસી બોલાવે, કરી તરણાને તોલેરે. પામર. ૩
સાસુ સસરો સગાં સંબંધી, તેની સેવા કીધી;
દેવાનંદ કહે સાધુજનની, તેં સેવા તજી દીધીરે. પામર. ૪

પદ ૫ મું.

શંખણીયો સરવે, સતસંગ કરતાં લજાવે;
મોઘો દેહ મનુષ્યનો પામી, એળે જન્મ ગમાવેરે. શંખણીઓ. ૧
મોટા કુળનું નામ ઘણેરું, અહાર અતીશે ઊંગ;
ધણી સંઘે કરે ધડાકા, સરઠ છીંકણું સુંઘેરે. શંખણીઓ. ૨
માથુ જોતાં જુઓ મારે, આડી અવળી ચાલે;
રજસ્વળાનો દોષ ન જાણે. મનને ગમે તેમ મહાલેરે. શંખણીઓ. ૩
નહાવે ધોવે નીતિ પાળે, પ્રભુ ભજનમાં પ્રીતિ.
તેની નીંદ્યા કરવા લાગે, વાઘણની પેરે જીતીરે. શંખણીઓ. ૪
દારૂ પીવે માટી ખાવે, જીવ મરાવે જાણી;
દેવાનંદ કહે જમના દુતો, તેને લેશે તાણીરે. શંખણીઓ. ૫

પદ ૬ ઠું.

આવો રૂડો અવસરરે, ઓળખવા એક હરી;
મોંઘું મનુષ્ય તનરે, નાવે તારે ફરી ફરી. ટેક.
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર;
તે સારૂં શું જતન કરે છે, સ્વપનું આ સંસાર;
મેલી તેને મરવુંરે ડરવું દિલડરી. આવો રૂડો.
વાસ કરો નિત્ય વૈષ્ણવ જનમાં, મનમાં માનો વાત;
દાસ પણ દેવતાને દુર્લભ, જેથી જન્મ દુઃખ જાય;
ભક્તિ કરો ભાવેરે, ધરમની ટેક ધરી. આવો રૂડો.

શઉમ્ય સ્વભાવ પરમ સુખ સંપત્તી, એ પામવાનો ઉપાય;
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને, દુરલભ દેહ ગવાય;
એવું તન આવ્યુંરે લેજો વ્રજરાજ વરી. આવો રૂડો.
માયાની મોટમ છે મિથ્યા, નથી ઘડીનો નિરધાર;
દેવાનંદ કહે ભજ દુખ ભંજન, કરૂણા નીધી કરતાર;
કઠણ વેળામાંરે, રહેશે તારાં કારજ સરી. આવો રૂડો.

## ભવાન.

### રાવણ મંદોદરી વિશે.

#### પદ ૧ લું.

ઓ રાણાજી, રામજી સંઘાથે રાઢ નવ કીજીએ;
કહે મંદોદરી, રઘુવર કેરા ચરણ ધોઈ ધોઈ પીજીએ, ટેક.
જેના ચરણવડે અહલ્યા તારી, તે અહલ્યા વઇકુંઠ સધારી;
એવા રામજી ઉપર જાઉં વારીરે. ઓ રાણાજી. ૧
એ બળીયાથી બળીયા એવા, એના ચરણ ચાંપે છે તમ જેવા;
સીતા રામજીની કીજે સેવારે. ઓ રાણાજી. ૨
એને શિવ બ્રહ્માદીક ચાહાય છે, એના ચરણ જોગેશ્વર ધાય છે;
જેથી પાપી પાવન થાય છેરે. ઓ રાણાજી. ૩
મને પાછલી રાતે સ્વપનું થયું, જાણે રાવણ કેરૂં રાજ્ય ગયું;
લંકાનું રાજ વિભીષણને રહ્યુંરે. ઓ રાણાજી. ૪
સ્વામી સીતા આપી લાગો પાય, તારે આપણાં કારજ સિદ્ધ થાય.
પછી લંકાનું તો રાજ નવ જાય રે. ઓ રાણાજી. ૫
મારૂં કહ્યું ન માનો તમે પાપી, સતી સીતા પાછી શે ન આપી,
રામ દશ મસ્તક નાખશે કાપીરે. ઓ રાણાજી. ૬
છે છેલી શીખામણ નાર તણી, કહી થોડી પણ માનજોજ ઘણી;
કહે ભવાન જગતનો રામ ધણીરે. ઓ રાણાજી. ૭

#### પદ ૨ જું.

ઓ મંદોદરી રામને નમવાનું મારે નેમ છે.
શું શોર કરે, આદ્યને અંતેરે મારે એમ છે. ટેક.
હું જાઊં ત્યાં તો એ આવે, એ અનેક રૂપ ધરે બુદ્ધિ ભાવે;
એ આજ આવ્યા છે મારે દાવેરે. ઓ મંદોદરી. ૧
મને દેખીને દેવતા થરથરે, મારાં શિવ બ્રહ્માદિક કામ કરે;
મારા મસ્તક ઉપર છત્ર ધરેરે. ઓ મંદોદરી. ૨
મારે રસોડે અગ્નિ રસોઈ કરે, મારે મેઘ આવીને જળ ભરે;
મારે ચંદ્ર સુરજ બે મશાલ ધરેરે. ઓ મંદોદરી. ૩
મારે કુંભકરણ જેવો ભાઈ છે, મારે બોતેર લાખ જમાઇ છે;
મારે સમુદ્ર સરખી ખાઇ છેરે. ઓ મંદોદરી. ૪
મારો સો દીકરાનો વિસ્તાર, એમાં ઇંદ્રજીત સઉથી સાર;
મારા બળતણો ન લાધે પારરે. ઓ મંદોદરી. ૫

આવી ફોજ વાનરની વનચારી, હું એથી નહી જાઊં હારી;
હું રાક્ષસ ને એ છે મોરારીરે. ઓ મંદોદરી ૬
એ વાંદરનો હું રિપુ કહાવ્યો, મને શનકાદીકનો શ્રાપ આવ્યો;
તે જાણી સીતાને લાવ્યોરે. ઓ મંદોદરી ૭
અમો જન્મ જન્મના અરી છીયે, સીતાને આપવા કેમ જઇયે;
એ રઘુવરજી ચરણે કેમ રહીયેરે. ઓ મંદોદરી ૮
વિધાતાની ગતિ તો મેં જાણી, તે માટે લાવ્યો રાઘવ રાણી;
પાછી આપે થાય કુજેતીની વાણીરે. ઓ મંદોદરી ૯
માટે રામ સંઘાતે યુદ્ધ કરીએ, તો વઈકુંઠ મધ્યે પરવરીયે;
હવે દિલથકી તો કેમ ડરિયેરે, ઓ મંદોદરી ૧૦
મારે અઈરાવણ આકાશ રહે, મારે મહીરાવણ પાતાલ રહે;
મને તે રાક્ષસ આવી ખબર કહે રે. ઓ મંદોદરી. ૧૧
એટલે હલકારા ખબર લાવ્યા, પાગ્ય બાંધી રામ લક્ષમણ આવ્યા;
વાનર કને ડંકા વગડાવ્યા રે. ઓ મંદોદરી ૧૨
એવું શુણી રાવણ હોકાર કરે, પચરંગી સેન્યા તૈયાર કરે;
કહે ભવાન જુદ્ધ તે વાર કરે રે. ઓ મંદોદરી. ૧૩

## ભુખણ.

### ભવિષ્ય વિષે—અષ્ટક.

#### છંદ ભુજંગી અષ્ટક ૧ લું.

કશી વાતનો ખરખરો મન નાણો, સુખ દુખ તો દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટિ લક્ષ પ્રકાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૧
હરીશ્ચંદ્ર રાજા મહા પુન્યવાન, નહીં કોય સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહયો નીર ભાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૨
સતી મુખ્ય કહાવે અહલ્યાજ જેહ, જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૩
જુવો જાનકીજી પડયાં દુષ્ટ હાથ, જેનાસ્વામી છે કોટિ બ્રહ્માંડ નાથ;
આપોઆપ લક્ષ્મી તણો અવતાર, લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૪
વળી પાંડવોની કહુ એક વાત, જેના સારથી નિત્ય વઈકુંઠનાથ;
હાર્યા રાજરિદ્ધિ અને સર્વ ઠાઠ, ચાલી નીસર્યા નારિ લેઈ વન સાથ. ૫
બહુ કષ્ટ વેઠયુ તેણે વર્ષ બાર લખી વાત મિથ્યા ન થાયે લગાર.
શા માટે તમે ભાર માથે ધરોછો, વળી હું કરૂં હું કરૂં એ કહોછો;
કરોને તમે ચિત્તે સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૭
કરી વીનતી સર્વને કહું વાત, રચ્યા ભુખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધુ વિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૮

#### અષ્ટક ૨ જી.

પિતા માત સંતાન ને મિત્ર ભ્રાત, એતો સર્વ છે આળપંપાળ વાત;
એમ! અંતકાળે નાવે કોય કામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૧

ઘડીમાં ઘડી જાય આયુષ્ય અલ્પ, ભમતાં ભમતાં થાય કોટિ કલ્પ;
માથે મર્ણ ફેરી રહી એક ભામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૨
ઘણીવાર સંસાર માંહી ફર્યા છો, પશુ પક્ષિયોની વિષે અવતર્યા છો;
હવે આ સમો છે તર્યાનોજ ઠામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૩
કરોછો બિજી અલ્પ વસ્તુનું જત્ન; તજો છો હરી નામ જેવુંજ રત્ન;
નથી બેસતું મુલ્ય એકે બદામ, તે માટે ભજો સર્વથા રામ નામ ૪
જરાયે ઘણો દેહ તો જીર્ણ થાશે, શરીરે થકી સર્વ સામર્થ્ય જાશે;
થશે રોગ પીડા જશે સર્વ હામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૫
જેને સેવતાં કોટી કલ્યાણ થાય બહુ જન્મનું પાપ તો સંઘ જાય;
વળી પામીયે જે થકી સિદ્ધધામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૬
જવું એકલાં ત્યાં નહીં કોઇ સાહ્ય, વળી જીવને દુઃખ અત્યંત થાય;
તેણીવાર રક્ષા કરે મેઘશ્યામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૭
જેકો જાનકીદાસના હોય દાસ, ન પામે કદી તે ફરી ગર્ભવાસ;
કરે સર્વ આ લોક તેને પ્રણામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૮
રચ્યા ભુખણે તે શુણો સ્લોક આઠ, હેતે સાંભળે ને કરે નિત્ય પાઠ;
થશે તે થકી દુઃખ કેરો વિરામ, તે માટે ભજો સર્વથા રામ નામ. ૯

અષ્ટક ૩ જું.

ઘણા પુન્યના ભાવથી દેહ પામ્યા, હસંતાં રમંતાં સુખે દીન વામ્યા;
ગયા નાથનું નામ તો સઘ ચુકી, ભજો રામને કામને દુર મુકી. ૧
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત, નથી ઓળખ્યા તેં શ્રી પ્રાણનાથ;
વિવેકી થઈ કાં કરો બુદ્ધિ ટુંકી, ભજો રામને કામને દુર મુકી. ૨
પરસ્ત્રી પર દ્રવ્યનો ત્યાગ આણી, રૂદેમાં ધરોને તમે ચક્રપાણી;
એતો દુષ્ટ માયા તણી સર્વ ભુકી, ભજો રામને કામને દુર મુકી. ૩
મદન દ્રષ્ટી થકી અંધ દીઠું, કુસંસારનું સુખ લાગે છે મીઠું;
જરા આવશે આ થશે દેહ સુકી, ભજો રામને કામને દુર મુકી. ૪
ઘણા જત્નથી દેહને સુખ કીધું, ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલાં સર્વ સંપતી મુકી, ભજો રામને કામને દુર મુકી. ૫
ઘણા રચ્યા વહુભોગથી દેહ પોખ્યો, કરી તીર્થ જાત્રા યદપી ન સોખ્યો;
મળી મીત્ર ટોળે દેશે સર્વ ફુંકી, ભજો રામને કામને દુર મુકી. ૬
જરા આવીને જીવને મૃત્યુ ગ્રેશે, તદા સર્વ સંબંધી જોઇ રહેશે;
નરક્ષા કરે વૈદ્ય કે કવાથ ભુકી, ભજો રામને કામને દુર મુકી. ૭
કફે વ્યાધીયે કંઠનો રોધ થાયે, રૂદેમાં થકી જ્ઞાન તો સર્વ જાયે;
તદા જીવ જીભ્યા થશે સંઘ ટુંકી, ભજો રામને કામને દુર મુકી. ૮
નથી જાણતા ધર્મની રીત ઠીક નથી રાખતા મર્ણની મન બીક;
ગુમાને ભર્યા ચાલ ચાલો છો ચુકી ભજો રામને કામને દુર મુકી. ૯
જમ કીંકરો મારશે દુષ્ટ માર, તદા નાથ પાખે નહીં કોય વહાર.
જુવો મૃત્યુ માથે રહે નિત્ય ઢુકી, ભજો રામને કામને દુર મુકી. ૧૦
સદા રેકવ જ્ઞાતી મહા રંક કહાવે, કથા રામની તો જેને મન ભાવે;

રચી ભુખણે તે સુણો જ્ઞાન કુંચી, ભજો રામને કામને દુર મુકી. ११

અષ્ટક ૪થું.

તમે અવતર્યા લક્ષ ચોરાશિ વાર, નથી પામિયો તોય સંસાર પાર;
માટે આ સમે જાપમાળા ધરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરિને. १
ઉદરમાં ઉંધે મસ્તકે જ્યાં રહાતા, ઘણા વ્યાકુળા તો તમે ત્યાં થયાતા;
હવે તે સમો ક્યાં ગયો વીસરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. २
સાંચ્યું દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રહેશે, સગાં મિત્ર સંસારની રીત કહેશે;
જોતામાં જશે પ્રાણ તો નીસરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ૩
એતો દેહ સંબંધી જાણો અનિત્ય, પ્રભુનાથનું નામ તો એક સત્ય;
નાવે જે થકીગર્ભવાસે ફરીને, ભજો ભક્ત ભાવે સદા શ્રી હરિને. ४
અભીમાન આડે નથી કાંઇ જોતા, કદાપી નથી કૃષ્ણનું નામ લેતા,
અરે મુઢ લોકો જવું છે મરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ५
કહ્યું માનજો સર્વથા એક મારૂં, નથી કોઇ સંસાર માંહી તમારૂં;
માટે સંગ માયા તણો પરહરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ६
કળી કાળમાં જન્મ મિથ્યા વગોયો, મહા રત્ન ને કાચને મુલ ખોયો;
ધરો ધ્યાન ગોવિંદનું આદરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ७
જેણે ગોપીનાથનું નામ લીધું, તેણે જન્મ પામ્યા તણું સાર્થક કીધું;
ગયા તેતો સંસાર સેજ તરીને ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ८
એતો વિષ્ણુ ભક્તિ તણો પ્રબોધ, સુણીને રખે કાં ધરો મન ક્રોધ;
કહ્યા ભુખણે શ્લોક આઠે કરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરીને. ९

અષ્ટક ૫ મું.

રમ્યા રંગ તે ગોપિકા સંગ રાસ, ઘણે પ્રિતિભાવે કરીને વિલાસ;
કહાવે તથાપિ સદા બ્રહ્મચારી, ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. १
આવી ગોકુળે કામ અત્યંત કીધું, પિતા માતને સુખ સંપુર્ણ દીધું;
એછે નંદનો નંદ આનંદકારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. २
ઘણા દુષ્ટ મારી હર્યા ભુમી ભાર, કૃપાયે કરી ભક્ત તાર્યા અપાર;
જેણે નંદની ધેનું નવ લક્ષ ચારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૩
સુદામા તણી સાર અત્યંત કીધી; મુઠી તાંદુળમાં નવે નિધ દીધી,
કૃપાનાથ સાધુ તણા હિતકારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ४
જમ કિંકરે દુખ અત્યંત દીધું, ત્યારે નારાયણ પુત્રનું નામ લીધું;
એવામાં અજામેળ લીધો ઉગારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ५
સ્તુતી સાંભળી ભક્તની ભીડ જાણી, આવ્યા સદ્ય વઇકુંઠથી ચક્રપાણી;
મુકાવ્યો ગજ ગ્રાહ નાંખ્યો વિદારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી, ६
અરે બુદ્ધિ હીણ ન જાણો હરીને, તેણે આવશો ગર્ભવાસે ફરીને;
જુવોને તમે જ્ઞાન દ્રષ્ટે વિચારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ७
હરી ભક્ત પાખે વૃથા જન્મ જાશે. પછી અંતકાળે ઘણાં કષ્ટ થાશે;
તે માટે તમે વાત બીજી વિસારી, ભજો દુખહારી સદા ી મુરારી. ८
વિષય વિષરૂપી તેને શું વખાણો, આ સંસાર તે સ્વપ્ન તુલ્યજ જાણો;

વિવેક કરી મોહ માયા નિવારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૯
ચતુરભુજ શ્રીનાથ છે સત્ય વધુ, મહાલક્ષ્મી સેવે જેના નીત્ય ચધુ;
એતો શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૧૦
તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા, તેણે શું થયું દ્રવ્ય ઝાઝુ કમાયા;
તેણે શું થયું જે રમ્યા રંગ નારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૧૧
પ્રભુનાથ પોતે દિસે છે દયાળ, કરે નિત્ય ભક્તો તણી પ્રતિપાળ;
તેને જો ભજો તો ગતી થાય સારી, ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૧૨
સદા ગામ વેલાળ મધ્યે નિવાસ, પ્રભુજી તણો નીત્ય દાસનો દાસ;
રચી ભુખણે તે શુણો મોક્ષકારી; ભજો દુખહારી સદા શ્રી મુરારી. ૧૩

## ભોજો ભગત.

### ચાબખો ૧ લો.

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોરો પાણો; ટેક.
ધાક ધુતીને ધન ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો;
પુન્યને નામે પા જઈ ન વાપર્યો, અધવચથી લુટાણોરે. મુરખો.
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મશાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંકને કોણ રાણોરે. મુરખો. ૨
મંદિર માળિયાં મેલી કરીને નીચે જઈ ઠેરાણો;
ભોજો ભગત કહે મુવા પુંઠે જીવ, ઘણો ઘણો પરતાણોરે. મુરખો. ૩

### ચાબખો ૨ જો.

મુરખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઈ નથી તારૂં; ટેક.
સાત સાયર જેની ચોકી કરતા ફરતુ નીર ખારૂં;
ચઉદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળુરે. મુરખો. ૧
દુખને તો કોઈ દખે નહી, ને સુખ લાગે સારૂં;
દ્હળા વેળાની છાંયડી તારી વળિ જાશે વારૂંરે. મુરખો. ૨
હરી ભજનમાં હેતજ રાખો સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂંરે. મુરખો. ૩

### ચાબખો ૩ જો.

ભક્તી શીશ તણું સાટુંરે આગળ વસમી છે વાટડું;
એક દિવસ તો આવી બની, રાજા મુરધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરીજનને હાથેરે, ભકતિ. ૧
સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહીદાસને રાણી;
રૂષિને વાસ્તે રાજા વેચાણો ભરવાને પાણીરે. ભક્તી. ૨
પેશે પરોળાં પ્રેમનાંરે તમે, શુરવીર થઈને ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે અમરાપુરમાં માલોરે. ભકતી. ૩

### ચાબખો ૪ થો.

દુનિયાં દીવાની કહેવાશેરે, ભુંડી ભિતોમાં ભટકાશે. ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થાશે ત્યારે, ભુવા જતી ઘેર જાશે;
ધુણી ધુણી એની ડાકજ દુખશે ને, લેનારો લેઈ ખાશેરે. દુનિયાં ૧

સ્વર્ગમાં નથી સુપડું ને નથી ખાંડણીયોને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે. દુનિયાં. ૨
ઢુંગ કરીને ધુતવાને આવે ત્યારે, હાથ બતાવા સઉ જાશે;
ક્યારે કરમનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્ર જ થાશેરે. દુનિયાં. ૩
કીમીયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાસે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મુડી ગુમાશેરે દુનિયાં. ૪

ચાબખો ૫ મો.

જોઈ લ્યો જગતના બાવારે, ધર્યો ભેખ ધુતીને ખાવા;
જ્યાં પ્રેમદા પાણી ભરે ત્યાં; જાય નીત્ય નહાવા; ૧
લોકનાં છોકરાંને તેડી રમાડે, બાવો પરાણે પ્રીત થાવા;
ગ્રહસ્થની સ્ત્રી રીસાય ત્યારે, જાય બાવોજી મનાવારે. જોઈ લ્યો. ૨
ધુપ કરીને બાવો ધ્યાન ધરે, તે ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવે સેવો, એને જમપુરીમાં જાવારે. જોઈ લ્યો. ૩

ચાબખો ૬ ઠો.

ભરમાવા દુનીયાં ભોળીરે, ચાલ્યા બાવા ભભુત ચોળીરે. ટેક.
દોરા ધાગાને વળી ચીઠી કરેને, આપે ગુણકારી ગોળી;
જીવને હણતાં દયા ન જાણે, જેવા ભીલ કાફર કોળીરે; ભરમાવા. ૧
નિત્ય નિત્ય દરશને નિયમ ધરીને, આવે તરીયાની ટોળી;
બાઈ બાઇ કરી બાવો માનદીયેને, હૃદયે કામનાની હોળીરે. ભરમાવા. ૨
સઘળા શિષ્યને ભેળા કરીને, ખાય ખીર ખાંડને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યા બોળીરે. ભરમાવા. ૩

ચાબખો ૭ મો.

ભક્તિ સુરવીરની સાચીરે, લીધા પછી નહી મેલે પાછી, ટેક.
મન તણો જેણે મોરચો કરીને, વઢીઆ વીશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તણે જેણે ગળે દીધી ફાંસીરે. ભ. ૧
શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યા, મામલો રહ્યો ભઠ મચી;
કાયર હતા તે કંપવા લાગ્યા એતો નીશ્ચય ગયા નાસીરે. ભ. ૨
સાચા હતા તે સન્મુખ ચડયા, ને હરી સાંમે રહ્યા ભાસીરે;
પાંચ પરીયાણથી પરા થયા એક બ્રહ્મ રહ્યા ભાસીરે, ભ. ૩
કરમના પાસલા કાપી નાખ્યા, ભાઈ ઓળખ્યા અવિનાસી;
અષ્ટ સિદ્ધને ઇચ્છે નહી, થઈ મુક્તી તેની દાસીરે. ભ. ૪
તન મન જેણે તુચ્છ કરી જાણ્યા અહોનિશ ઉદાસી;
ભોજો ભગત કહે ભઠ થયા એતો વઈકુંઠના વાસીરે. ભ. ૫

ચાબખો ૮ મો.

મોજી કોઇ મરજીવા માણેરે, શીશ માટે સોંઘા હરિ જાણે. ટેક.
રણ ક્ષેત્રમાં રીડયું થયું, તન વેંધ્યું બ્રેહને બાણે;
સત્યને મારગે ચાલીયાં તેને, વેરી વખાણેરે. મોજી. ૧
પોતાના દેહનું પીજ્યું રોપ્યું, કેની મનમાં ભય ન આણે;

ધર્મ ધીંગાંણું ભળી ગયા, તન તુટયા લગી તાણેરે. મોજુ. ૨
પ્રભુની પાસે પાખંડ નહી ચાલે, તમે ચેતી લેજો ટાણે;
કુડીઆ હશે તેને ત્યાં યમ રાજા, ઘાલશે લઇ ઘાણેરે. મોજુ. ૩
ભોળો ભગત કહે ભજન કરીને, નર નિપજ્યા નીરવાણે; મોજુ. ૪

ચાબખો ૯ મો.

મુરખા જન્મ ગયો તારોરે, બાંધ્યો તેં પાપ તણો ભારો. ટેક.
નામ સાંભળતાં નિદ્રા આવે, હરી રસ લાગે ખારો;
અમૃત રસને અળગો કરીને, કર્યા વિષના વેપારોરે, મુરખા. ૧
મદાંધ થઇને માયા ખરચે તેમ, સગાં કહે છે સારોરે;
સાધુ દેખીને મોઢુ સંતાડે, એતો ધુવે ગારો રે, મુરખા, ૨
હમણાં તારો હુકમ ચાલે છે, દેછે સહુને મારો;
ધરમના દુત જયારે ધકા દેશે ત્યારે ઉગર્યાનો નથી આરોરે. મુરખા ૩
તલે તલનો હિશાબ લેશે, મોકમ દેશે મારો;
ભોળો ભગત કહે હરિ ભજ્યા વિના, કોઇ નહી રાખણુ હારોરે મુરખા. ૪

ચાબખો. ૧૦ મો.

મનવા રહેને ભજનમાં ભળીરે, આતો વેળા જાય છે વળી. ટેક.
જોબનના દહાડા જતા રહેશે, જેમ કરમાય છે કળી;
જરા આવે કાંઇ જોર નહી ચાલે પછી વિખાશે પળીરે. મનવા. ૧
સંઘરયું હશે તે સાથે નહી આવે, સરવે જાશે સળી;
હેતે કરીને વાવરજે હાથે; બાકીતું જાશે બળીરે. મનવા. ૨
માનવી ઝાડ છે મુળ વિનાનું, મુળ વિણ જાવું ઢળી;
આગળ ખાવા સારૂ અભાગીઆ; કાંક મુડી લેને મેળવીરે. મનવા. ૩
કાળનું ઢળતો કારમું આવશે, દેહ નાંખવે ઢળી,
ભોળો ભગત કહે ધર્મ રહેશે બીજુ સરવે જાશે ટળીરે. મનવા. ૪

ચાબખો ૧૧ મો.

મુરખો કાલની વાતુ કરેરે, માથે કાળનું ચકર ફરે, ટેક
કહે કહેને નહીં કરવું એવું નિજ કરતો નત કરે;
વિષય વિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરેરે. મુરખો. ૧
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું ઓચરે;
છળ છેતરી દગાબાજી કરી, પારકા ઘરમાં ધરેરે. મુરખો. ૨
ધર્મને માર્ગે ઢુકડો ન આવે, પાપનાં પગલાં ભરે;
સુમની માયા સંઘરી રહેશે કાં વેશ્યા નારીમાં વાવરેરે. મુરખો. ૩
તેથી ચોરાશી સહી કરી જીવ અલ્પ થઇ અવતરે;
ભોળો ભગત કહે ભજન કર્યા વિના, ભુંડે હાલે મરેરે. મુરખો. ૪

ચાબખો ૧૨ મો.

લોભ રહયો હદયમાં વશીરે મુરખને શીખામણ તે હશી ટેક.
સંતની નીંદા સારી લાગે, જીવ તેમાં રહે છે મચી;
પરમાર્થેથી પાછો ભાગે એતો, ત્યાંથી જાયછે ખશીરે. લોભ. ૧

ધર્મનું કામ કહેવા આવે, તેને સામો ઉઠે ભશી;
રામ નામ વિના બીજુ લવે, તેની જીભ કાપવી જોઇએ ઘશી. લાભ. ૨
વખાણ પોતાનાં વહાલાં લાગે, જીવ તે શું બોલે હશી;
કોઇનું રૂડું કાને સાંભળતાં, જાણે વાગી બરછીરે. લાભ. ૩
મોતથી બચવા મથ્યો ઘણું, તોય કાળે લીધો ગ્રશી;
ભોજો ભગત કહે ભુત થઇને જીવ, ભમિયો મુવા પછીરે. લાભ. ૪

ચાબખો ૧૩ મો.

જગતમાં શું રહ્યા આલીરે, ભરાણી પાપ તણી પાલી; ટેક.
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વાલી;
કામની તારે કામ ન આવે, સુખ જાશે ચાલીરે. જગતમાં. ૧
અલેક ધણીની ઓળખાણ પાડ, એ બેપ નહી જાય ખાલી;
ભરમે થાકી જીવ ગયો, એને જમડા જાશે ઝાલીરે. જગતમાં. ૨
પેટ ચોળીને શુળ ઉપજાવ્યું ને, જીવને ઘાત તે ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, ઠકરાઈ છે ઠાલીરે. જગતમાં. ૩

## ભોવન.

ગોવિંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા, તમે થાઓને વહેલા વહેલા;
હરિગુણ ગાઓને પ્રથમ પહેલા. ગોવિંદ ગુણ. ૧
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂંસો ખોટો;
જુગમાં હરી જશ છે મોટોરે. ગોવિંદ ગુણ. ૨
મન તું મારૂં મારૂં કરતો, સગા સંબંધી સાથે લડતો;
હીંડે છે રંગ રડવડતોરે. ગોવિંદ ગુણ. ૩
જીવ તારી માત પિતાને ભ્રાત, તારી કોઈ નહી આવે સાથ;
તારે જાવું એકલડાં વાટેરે. ગોવિંદ ગુણ. ૪
જીવ તારે અવર તણી છે આશ, વેશ ઘણાને થોડી રાત;
ક્ષણમાં થઈ જાશે પરભાતરે. ગોવિંદ. ગુણ. ૫
એવી વૈષ્ણવ જનની રીત, કરી લે શામળીયા શું પ્રીત;
ભકત ભોવન કહે હરિ ભજીને, જીત જીતને જીતરે. ગોવિંદ ગુણ. ૬

## વલ્લભ ભટ.

ગરબા છંદ.

આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા, ગાવા ગરબી છંદ,બહુચર માત તણો મા.
અજાવે આળ પંપાળ, અપેક્ષા આણી મા, છો ઇછા પ્રતીપાળ, દો અમૃત વાણી મા.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા, બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા.
તોતળા મુખ તન, તોતોતો કહે મા, અરભક માગે અન્ન, નિજ માતા મન લે મા.
નહી સવ્ય અપસવ્ય નહી કાંઇ જાણુ મા,કાળી કાવ્યા કવ્ય, મન મિથ્યા આણુ મા.
કુંજ કુપાત કુશીલકર્મ અકર્મ ભર્યો મા, મુખમાં અણ મીલ, રસ રટવા વિચાર્યો મા.
મુઢ પ્રમાણે મત્ય મન મિથ્યા માપી મા; કોણ લહે ઉત્પત્ય, વિશ્વ રહ્યા વ્યાપી મા.
પ્રાક્રમં પરમ પ્રચંડ, પ્રબળ ન પ્રીછુ પળ મા;પુરણ પ્રગટ અખંડ, અજ્ઞ થકો ઈછુ મા.

અર્બુદ ઓછે પાત્ર, અકલે કરી આણુ મા, પામુ નહિ પણ માત્ર, મન જાણુ નાણું મા.
રસના જુગ્મ હજાર, તે રટતે હાર્યો મા; દશે અંશ લગાર, લઇ મનમથ આર્યો મા.
મારકંડ મુનિરાય, મુખ મહાતમ ભાખ્યુ મા; જૈમુનિરૂષિ જેવાય ઉતઅંતરખ્યું મા.
અણુગણુ ગુણુ ગતિ ગોત, એલ ખરો ન્યારો મા; માત જાગતી જોત, જળહળતો પારો મા.
જશ તૃણુવત ગુણુગાથ, કહુ ઊંડળ ગુંડળ મા, ભરવા બુદ્ધિબે હાથ, ઓધામાં ઉડળ મા.
પાગ નમાવી શીશ, કહુ ઘેલુ ગાંડુ મા; માત ન ધરશો શીશ, છે ખોલુ ખાંડું મા.
આદિ નિરંજન એક, ખલખે અકળ રાણુી મા, તુજથી અવર અરેક, વિસ્તારમાં જાણી મા.
શકતી સરજી સૃષ્ટ, સહેજ સ્વભાવ અલપમા, કવચિત કરૂણાદ્રષ્ટ, કૃતકોટીકલપ મા.
માતંગી મન મુકત, રમવા કીધુ મન મા;જોવા જુકતી અજુકતી, રચિયાં ચોદ ભુવન મા.
નીર ગગન ભુતેજ, સહેજ કરી નિરમ્યાં મા; મારૂવત વશજે જેહ, ભાંડ કર ભરમ્યાં
તતક્ષણુ તનથી દેહ, ત્રણુ કરી પેદા મા; ભવકૃત કરતાં જેહ, સરજે પાળે સદા મા.
પ્રથમ કરયા ઉચ્ચાર, વેદ ચાર વાયક મા. ધર્મ સમસ્ત પ્રકાર ભુ ભણુવા લાયક મા.
પ્રગટી પંચ મહા ભુત, અવર સર્વજેકો મા; શક્તિ સર્વેસ જુકત, શક્તિવિના નહિ મા.
મુળ મહી મંડાણુ, મહા માહેશ્વરી મા; જગ સચરાચર જાણુ, જય વિશ્વેશ્વરી મા.
જળ મધ્યે જળ શાઇ, પોઢયા જગજીવન મા;બેઠાં અંતરીમા આઇ મા, ખોળેરાખીનાં.
વ્યોમ વિમાનની વાટ, ઠાઠા સાચો આછો મા, ઘટ ઘટ સરખોઘાટ, કામબન્ધોકાચો મા.
અજરજ ગુણુ અવતાર, આકારે જાણી મા; નીમીતહીતનરનારનખશીખનારાયણી મા.
પંનંગને પશુ પંખી, પૃથક પૃથક પ્રાણી મા; જુગજુગ માંહે ઝંખી, રૂપેરૂદ્રાણીમા.
ચખ ચંચળ ચોનન, ચય ચાહુન ટીકી મા; જણુાવવા જન મન, મધ્ય માતા કીકીમા.
અન્યચર તૃણુચર વાયુચર વારી ચારતા મા; ઉદર ઉદર ભરીઆયુ તુ ભવનીભરતા મા.
જયાં જમ ત્યાં તમ રૂપ તેજ ધર્યા સઘળે મા; કોટી કરી ધ્યા ભુપ, કોઇતુજનેનકળે મા.
મેરૂ શિખરે મહિમાય, ધોળા ઘઠ પાસે મા બાળી બહુચર આઇ આદ્ય વસેવાશે મા.
ન લહે બ્રહ્મા ભેદ, ગુણુ ગાતાં તાહારા મા; વાણી વખાણે વેદ, શી મતી માહરી મા.
વિષ્ણુ વિમાસા મન, ધન્ય એમ ઉચરીઆ મા, ભવચરતુથી અન્ય, બાળી બહુરીયા મા.
માને મન માહેશ, માત મયા કીધે મા; જાણે સુરતપી શેશ સઉ તારે લીધે મા.
સહસ્ર ફણુાધર શેષ, શકતી સબળ સાધી મા; નામ ધર્યું નાગેશ કીરતી તોતોવાધી મા.
મછ કછ વારાહ, નૃસિંહ વામન થઇ મા; અવતારો તારા તે તુજ મહાત્મ હઇ મા.
પરશુરામ શ્રી રામ, રામ બળીબળ જે મા સેદ્ધ કલંકી નામ, દશવીધ ધરી દેહેમા.
મધ્ધ મથુરાથી બાળ ગોકુળ તો પોતુ મા; તે નાંખી મોહજાર, બીજુ કોઇ નોતુ મા.
કૃષ્ણુ કૃશ્ન અવતાર કળી કારણુ કીધુ મા; ભક્ત મુક્ત દાતાર થઇ દરશન દીધુ મા.
વ્યંઢળને વળી નાર, પુરૂષપણે રાખ્યાં મા; એ અરજસંસાર, સૃતીસમૃતીયે રાખ્યાં મા.
જાણી વ્યંઢળ કાય, જગમાં અમ જુકતી મા, મા મોટે મહીમાય, ઇંદ્ર તણી ચુકતી મા.
મેહેરાવણુ નથી મેર, કીધો રવઇયો યથીર મા, કાઢયા રતન એક તેર, વાસુકીનાં નેતર મા.
સુરસંકટ હરનાર સેવકને સન્તુખમા, અવીગતી અગમ અપાર, આનંદી નીધીસુખ મા.
સનકાદીક મુની સાથ, સેવે વિવિધ વિધે મા; આરાધી નવ નાથ, ચોરાસી સીધે મા.
આવી અયોધ્યા ઇશ, નામી શીશ વાળ્યા મા, દશ મુસ્તક ભુજ વીશ છે, દીપીત મળ્યા મા.
નૃપ ભીમકની કુંવાર, તમ પુજયે પામી મા; રૂકમણી રમણુ મોરાર, મનગમતોસ્વામીમા.

રાખ્ય પાંડુ કુમાર, છાનાં સ્ત્રી સંગમાં, સંવત્સર એક બાર; વામ્યા તમ અંગે. મા.
બાંધ્યો તને પ્રદ્યુમન, છેટે નહિ કોથીમા; સમરી પુરીસનખાન, ગયો કારાગૃહેથી મા.
વેદ પુરાણુ પ્રમાણુ, શાસ્ત્ર સકળ સાખી મા; શક્તિ સૃષ્ટિમંડાણ સર્વ રહ્યાં રાખી. મા.
જ્યાં જ્યાં જુગતી જોઈ; ત્યાં ત્યાં તું તેવી મા; સમવિત ભ્રમવિત ખોઈ, કહી ન શકુ કેવી. મા.
ભુત ભવિષ્ય વર્તમાન, ભગવતી તું ભવનીમા; અધમધ્ય અવસાન, આકાશેઅવની મા.
તિમિરહરણ શશિ શુર, તેતારે ઘોકોમા; અમિઅગ્ની ભરપુર; થઇ પોખોશોખો. મા.
ખટરિતુ રસખટમાન, દ્વાદશ પ્રતિમંધે મા; અંધકાર ઉજાશ, અનુક્રમ અનુસંધે. મા.
ધરતિ તું ધન્ય, ધન્ય ધ્યાન ધરેનાવોમા; પાલણ પ્રજા પરજન્ય, અણુચીતવ્યાં આવો મા.

સકળ સ્મૃદ્ધિ સુખદાઇ, પયદધિપ્રરૂત આંહીમા; સરવે રસસરસાઈતું, વિણ નહિ કાંઈ. મા.
સુખ દુઃખ એ સંસાર, તારાનીપાયાં મા; બુદ્ધિબળનેબળ અહાર' ઘણાં ડાહ્યાં વાહ્યાં. મા.
ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ જોબન વૃદ્ધા મા; શાંતિ શુર સિમાય; તું સધળે સિદ્ધા. મા.
કામક્રોધ મોહ લોભ; મદમત્સરસમત્તામા; તૃષ્ણાથી સ્થીરલોભ, સરમધરે શમતા. મા.
અર્થ ધર્મને કામ, મોક્ષ તું મોહમાયા મા; તન તન વિશ્રામ, ઉર અંતર છાયા. મા.
ઉદ ઉદ્ધારણ અસ્ત, આધ અનાદેની મા, ભાષા ભુર સમસ્ત, વાક વીવાદેની. મા.
હરખહાસ્ય ઉપહાસ, કાવ્યકવિ વિત્તતુમા, ભાવભેદ નિજ ભાષ્ય, ભક્તિભુ ચીત્તતું મા.
ગીત નરત વાજીંત્ર, તાળ તાન માનેમા; વાણુ વિવિધ વિચીત્ર, ગુણઅગણિત ગાને મા.

રતિરસ વિલાસ વિલાસ, આશા સકળ જગતીમા, તન મન મધ્યવાસ, મોહ માયામગની મા.
જાણુ અજાણુ જગત, એ બાંધા જાણુ મા, જીવ શકળઆ સૃષ્ટ, સોસાર વખાણે મા.
વિવિધ ભોગ મરજાદ, જગદાજ્યું ચાખ્યું મા, ગરથ સુરતની સ્વાદ, પાદપાતે નાખ્યું મા.
જળ થળ શાખાપત્ર, પુષ્પફળે ધળતીમા, વરણ માત્રા એક અંત્ર, રસબસ વિચરતી મા.
નિપટ અટપટી વાત, નામ કહુ કોનુમા, સરજી સાતે ધાત મત્તાઅધિક સોનુ. મા.
રત્ન મણિક મણિક, નંગ મઢયાં મુક્તામા, આભાઅટળઅધીક, અનન્ય સંજુક. મા.
નીલ પીતઆરક્ત, સ્યામસ્વેતસરખીમા, ઉભયવ્યાડતઅવ્યક્ત, જગજેવી નીરખી મા.

નગ છે અષ્ટકુળ આઠ, હીમાચળ આદેમા, પવનગવન અતિ ઠાઠ તુજ રચિતા બાંધે મા.
વાપી કુપ તળાવ, તું સરિતા સિંધુમા, જળ તારણુ જે નાથ, તું તારણુબંધુ. મા.
વૃક્ષ વનભાર અઢાર, ભુ ઉપર ઉભા માં; કૃત્ય કર્મ કરતાર, કોશવિધી કુભાં મા.
જડ ચૈતન, એભિધાન અંશ અંશ ધારીમા, માનવી માટે માન, એ કરણી તારી મા.
વરણુ ચાર વિધી કર્મ, ધર્મ સહિત થાપી મા, બેહુનેબાર અપર્મ, અનુચરવર આપી મા.
વાડવ વન્હિ નિવાસ, મુખ માતા પોતે મા, તૃપ્તી તૃપ્તે આશ, માત જગત જોતે મા.
લખ ચોરાશી જંત, સા તારા કીધા મા, આણ્યો અસુરનો અંત દંડ ભાલા દીધા મા.

દુષ્ટ દમ્યા કઈવાર, દારૂણુ દુખ દેતા મા, દૈત્ય કર્યા સંહાર, ભાગજગન જોતાં મા.
શુદ્ધડરણુ સંસાર, કર જરશુળ લીધું મા; ભુમિ તણે શિરભાર, હરવા મન કીધું. મા.
બહુચર બુદ્ધિ ઉદાર, ખળઓળી ખાવામા, સંતકુરણભવ પાર સાદ કરે સાહાવા. મા.
અધમ ઉધારણહાર, આશન ઉઠી મા, રાખણુ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મુઠી મા.
આણી મન આનંદ મા સાડથાં; પગલાં મા; તેજ કીરણવીચંદ, દો નાનાં ડગલાં મા.
ભર્યા કદમ બે ચાર, મરમાતી મરઝરમા, મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર. મા.
કુર્કટ કરીયા રોવ, કરૂણાકર ચાલી મા, નખ પંખી મોહલ્યોહ, પગપૃથ્વી હાલી. મા.
ઉડીએ આકાશ, થઈ અદભુત આવ્યો મા; અધક્ષણમાં એક ધાય, અવનીતળ લાવ્યો મા.

પાપી કરણ નીપાત, પૃથ્વી પડ માંહી મા, ગોઠ્યું મન ગુજરાત, ભીલાંભઠમાંહી મા.
ભોળી ભવાની માય. ભાવભલેભાળે મા, કીધી ઘણી કૃપાય ચુંવાળે આળે. મા.
નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેઠીમા; ત્રણ ગામ તમભેઠ, ઠેઠ કરી બેઠી. મા.
સેવક શરણાં કાજ, સનખલપુર શેઠે મા, ઉઠયો એક અવાજ ડેડાણુ નેડે મા.
આવ્યાં અશરણ શર્ણુ, અતિઆનંદ ભર્યાંમા, ઉદિત મુદિત વીકિર્ણુ, દશદિશજસ પ્રસર્યો મા.
સકળ સમથ જગમાતા, બેઠાં ચિત્તસ્થિર થઈમા, વસુધામાં વિખ્યાત, વાતવાયુવતગઇ મા.
જાણે જગ બધ જોર જગ જનની જોખે મા, અધિક ઉડાડયો સોર, વાસ કરી ગોખે મા.
ચાર ખુંટ ચોખાણ ચરચએ ચાલીમા, જનજન પ્રતિ મુખત્રાણ, બહુચર બિરદારી મા.
ઉદો ઉદો જયકાર કીધો નવખંડે મા, મંગળ વરત્યાં ચાર, ચોદે બ્રહ્માડે મા.
ગાજ્યા સાગર સાત દુધે મેહ વુઠયા મા, અધમ ધરઉત્પાત, સૌ કીધા જુઠા મા.
હરખ્યા સુરનર નાગ, મુખ જોઈમાતાનુ મા, અવિલોકી અનુરાગ, મનમુની સરંખાતું મા.
નવગ્રહ નમવાકાજ પાગપળી આવ્યાંમા, ઉપરઉતરણ કાજ, મણી મુકતા લાવ્યાં મા.
દશદીશના દીગપાળ દેખી દુખ વામ્યામા, જન્મમરણજંજાળ, મટતાં સુખ પામ્યાં મા.
ગુણ ગાંધર્વ જનગાન, નરતકરે ભામા મા, સુરસ્વ શુણતાં તાન, ગતિ થઈ ગઈ સ્થંભીમા.

ગુણનિધી ગરબો જેહ, બહુચર મા કેરો મા, ધારે ધારી દેહ સફળ ફરે ફેરો મા.
પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા, નાવે ઉની આંચ, દાવાનળ ભરતાં મા.
સત્ર ન અઢકેઅંગ, આદ્ય શકિત રાખે મા, નિત્યનિત્ય નવલે રંગ ધર્મ કર્મ પાખે મા.
જળ જે અકળ અઘાત, ઉતારે બેડે મા, ક્ષણક્ષણ નિશદીન પ્રાત ભવસંકટકેડે મા.
ભુત પ્રેત જા ચુક વ્યંતર ડાકીણી મા, નાવે આડી અચુક સમરે સાકીણી મા.
ચરણ ભરણ ગતીભંગ પંગવાળેમા, ગુગ સુંગસુખ અંગ, વ્યાદિ બધી ટળે મા.
શેણ વિહિણી નેણ, નેહે નેણાં આપે મા, પુત્ર વીહીણાં કેણ કઈ મેણાં કાપે. મા.
ફળી કલ્પતરૂ ઝાડ, જે જપે તેને મા, ભકત લડાવે લાડ, પાડ વિના કેને. મા.

પ્રગટ પુરૂષ પુરૂષાર્ઈ, તું આપે પળમાં મા, ઘેર કરે ઠકરાઇ, દોહગ હુળભળમાં. મા.
નિર્ધનને ધન પાત્ર, તું કરતાં શું છે મા; રોગ રોષબહુ માત્ર, તું હરતાં શું છે મા.
હયગજરથ સુખપાલ, આળ વિના અજરેમા, બિરદે બહુચરબાળ ન્યાલ કરે નજરે મા.
ધર્મધજા ધનધાન, નટળે ધામ થકી મા, મહિપતિ દે સુખ માન માના નામ થકી મા.
નરનારી ધરી દેહ, જે હેતે ગાશે મા, કુમતિ કર્મકૃત ખેદ, થઇ ઉડી જાશે. મા.
ભગવતી ગીત ચરીત્ર, નિત્ય શુણશે કાંનેમા, થઈ કુળ સહિત પવિત્ર, ચડશે વધમાને મા.
તુંથી નીપજે વસ્ત, તેથી તને તરપુ મા, પુરણ પ્રગટ પ્રસળત, શીઉપમા અરપુ મા.
નમોનમો જગમાત. નામ સહસ્ત્ર તારેમા, માત તાતને ભ્રાત, તું સરવે મારે. મા.
સંવત શતદશસાત, નેવું ફાલગુણ સુધ્ધેમા; તિથી તૃતીયા વિખ્યાત શુભવાસરબુધે મા.
રાજનગર નિજધામ, પુર નવીન મધ્યેમા, આદ્ય આદ્ય વિશ્રામ જાણજગતબ્રાધે મા.
કરી દુરલભ સુલભ રહુ હુ છેવાડો મા. કરજોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા.

### પદ ૧ લું. ખ્યાલ

સમરૂ સદા ભરપુર, સુખની આપો ઘડીરે મા; ટેક.
આરાસુર દેવી અંબીકા બીરાજે, મલપતિ આવે મારી માત—
વહાન વાઘે ચઢીરે મા. સમરૂ સદા૦ ૧

જગમગ જોત હિરામણી ઝળકે, કોટી સુરજ ભાનુ તેજ—
આંગિયે જડાવ જડીરે મા. સમરૂ સદા. ૨
તારૂં મુખ જોવા મથાં મારૂં મન હરખે, જેસો ચંદ ચકોર—
જોવાની મુને ટેવ પડીરે મા. શમરૂ સદા૦ ૩
કહે દાશ વલ્લભ ભટ શું મેવાડો, બાંહ્ય છો હાલ હજુર—
ગાજો છો અંબા ગોખ ચડીરે મા. સમરૂ સદા૦ ૪

પદ ૨ રાગ પ્રભાતી.

હું તો નીચા નમી નમસ્કાર, કરૂં મારી માજી વિના કોને;
માજી વિના કોને, બહુચરા બાઈ વિના કોને; ટેક.
બહુચરાબાઇ વિના કોનેરે, અંબે આઈ વિના કોને;
ઇશ્વર વિષ્ણુ વિરંચી, નિરંતર આરાધે જેને. હું તો નિચા. ૧
જળ થળ જંત્ર ત્રિલોકનું, દઈવત જે જશ છે જેને;
વેદ પુરાણ શાસ્ત્ર સાખ દે, તોભજવું તેને. હું તો નીચા૦ ૨
શિવ વિષ્ણુ સેવા કરે, નિશદિન નારદને ગાને;
બ્રહ્મા આવી પાઠ કરે, નિત્ય વાંચીને પાને. હું તો નીચા૦ ૩
દેવી જગત જનેતાને, ભક્ત વિના ન કળાએ ગતિ કોને;
ભટ વલ્લભ ચિત ચળ્યુ, નીરખી ગોખ ચાચરને ચેને. હું તો નીચા૦ ૪

પદ ૩ જું.

જેમ તું રાખેરે આરાસુરી, તારે ભાવે રહીયે;
મનની વ્રથા જાણો માતાજી, મુખથી શું કહીયે. જેમ૦ ૧
ઉત્તર દેશ આરાસુરી, પુરવ મહાકાળી;
દક્ષણ અષ્ટાદશ ભુજા, ચુંવાળ બહુચર બાળી. જેમ૦ ૨
ચોદીશા વ્યાપી રહી, બ્રહ્માંડે જાણી;
શી શોભા કહુ માતાની, શિવની પટરાણી. જેમ૦ ૩
માત તાત છો માહારે, મારે આશરો તારો;
તુજ વિના કોય દેખુ નહિ, જળહળતો પારો. જેમ૦ ૪
શાહસ્ત્ર કળશ તારા નામનો, વલ્લભ શીર છાજે;
જગ રૂઠયો કયમ જીતશે, માથે અંબા બીરાજે. જેમ૦ ૫

પદ ૪ રાગ દેવગીરી.

સહિયરોરે બહુચર માને જોઇયે, એની છબીલી છબી સમાન ન કોઇયેરે સ. ૧
આંખ અણીયાળી સ્વરૂપ રસાળી, વાળી ભાળી મન મોહીયેરે. સ. ૨
ચંદ્રમુખીને જોતાં સુખી થઇએ, રહી સુખીને દુઃખ ખોઇયેરે, સ. ૩
વલ્લભ વરણે સદા તુમ શરણે, ચરણે ચીતડું પરોઇયેરે. સહીયરો. ૪

પદ ૩ રાગ ઉપરનો.

મારે બહુચરા જોયા વિના ન ચાલેરે, મૈયા અવગતીયાને ગતે ઘાલેરે આ ૧
વગ્સ એકમાં નિમિષ ન દેખુ, તો સનખલપુરિ સાલેરે. મારે. ૨
અષ્ટ સીધ નવનીધ વિવિધ રૂપે, ગેર બેઠાં બુદ્ધિ આલેરે. મારે. ૩
વલ્લભ ભટ અરણુન જળ ભેદત, બુડતાં બાવડી ઝાલેરે. મારે. ૪

## કૃષ્ણારામ.

### કળિકાળનું વર્ણન. ગરબા છંદ.

આજ મને આનંદ વાધ્યો અતી ઘણો મા. એ દેશી.

કેશવ કૃપા નિધાન, અરજી ઉરમાં આણો;
ભક્ત પ્રીય ભગવાન, જીવ દયા મન જાણો. ૧
પુરૂષોતમ પ્રતિપાળ, આ અવસરતો આવ્યો;
કુટિલ ધર્મથી કાળ કેટલોક કાપ્યો. ૨
હજી રહ્યો અવશેષ, જીકર કરતાં જાશે;
રીઝ કરો રૂષિકેશ; સકળ તપ તો થાશે. ૩
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પુંઠે;
હુઠે બતાવે હાઉ, છતમાં છળી ઉઠે.
એમ હું અંતરયામી, હેતે દેખાડો સરખું;
ગોવિંદ ગરૂડાગામિ, થોડા દુઃખથી થરકું. ૫
શેવકને સનમાન, કરી સોંપો કામું;
દાસ હું દુકાન, નિત્ય લખુ નિજ નામું. ૬
ઉઘરાણી ઘર ઘર, કરવી ન મુજથી સાધે;
ધ્રુજે થર થર તન, બોલ લોકના બાધે. ૭
ત્રીકમ રહ્યો તાલ, અર્થ નથી કાંઈ સરતો;
કળીનો આવ્યો, કાળ કડકડાટ બહુ કરતો. ૮
વિમળ મતી વિપરીત, વહેવા લાગી સહુની;
પરમારથ પ્રીત બહાર, ખશી ગઈ બહુની. ૯
ઉત્તમ ચારે વરણ, ઉત્તમ તાને મુકી;
કરે અધરમાચરણ, ચીંતન હરીતું ચુકી. ૧૦
વાડવ વિદ્યાવાન થઈ, પણ ઘર ઘર ડોલે;
શુદ્ર તણાં સન્માન, નહિ પણ આશીશ બોલે. ૧૧
વિદ્યા ભણીને વાદ, પંડીત કરે અરસ્પર;
શીસ્નોદરના સ્વાદ, ફરે શ્રોતા સતત્તર. ૧૨
વાંચે જઈ વેદાંત, કણ લોભે કંઇ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત બુડે ભવસાગરમાં; ૧૩
વિપ્ર પરસ્પર વેર, કામ કારણે કરતાં;
જરને માટે ઝેર, મમતામાં નીત્યે મરતા. ૧૪
વિદ્દવત થઇને વ્યાજ; ગરીબ જનનું ગમીયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમીયું; ૧૫
શાસ્ત્ર તણી નહિ સાન, વામ મારગ ચાલે;
કરી મદીરા પાન, મોટા થઈ મહાલે. ૧૬
મારણ મોહ જાર, ઉચ્ચારન આરાધે;
ઉત્તમ થઈ અભીચાર, સુવરણ માટે સાધે. ૧૭

ઉરણી અઢક ઉપાન, મધુ મહાષી ને મહીતું;
દારૂણ લે છે દાન, કાળ સમે કંઇ કંઇનું. ૧૮
શુક્રાદિકને ઘેર, શાસ્ત્ર શીખાડે જઇને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઇ વહિને. ૧૯
એકાદશીનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણીને નાય જો ધન, ઘર ઘરેણું વેચાવે. ૨૦
મન લઘુશંકા લીંટ, દેખતાં જ્યાં દીસે;
એ ઠેકાણે ઈંટ, માંડી પત્રાળુ પીરશે. ૨૧
રામા કરે રૂદન, હાથ વાળતી હૈયે;
આરોગે ત્યાં અન્ન, કોણ કોણને કહીયે. ૨૨
રડતા રાજદ્વાર, પંડીત થઇને પક્કા;
દેવડીયે છડીદાર, સહી લે તેના ધક્કા. ૨૩
તોપણ નાવે લાજ, કીંકર મુકે કાઢી;
વર્ષાશનને કાજ, દરબારે જાય દહાડી. ૨૪
નાત જાતની નિત્ય, બદી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણ ને સીત, વેઠી વારે વહતા. ૨૫
અન્ન તણો મુખ ગ્રાસ, તોપણ બોલે ગાળી;
દામ તણા થઇ દાસ પેટે મારે પાળી. ૨૬
વઇશ્વદેવ નઇવેદ, બ્રહ્મયજ્ઞ કે તરપણું;
ભુત બળીને ભેદ, જાણે નહી બ્રહ્માર્પણું, ૨૭
સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા,
એળે ચડાવી આળ, લાંચ પટલ થઇ લેતા. ૨૮
એક નોતરે ચાર, જમવા કાજે જાતા;
ન જુવે વરણાચાર, સઉને ઘેર ઘેર ખાતા. ૨૯
શીવા લગણ ભરાઈ, પરતું આવે પ્રાશી;
રાત બધી રગડાઈ, વાણે નાંખે વાશી. ૩૦
પલાંડું લખણ કલીંગ મધુ—પુષ્પને ગાજર;
અફીણ ભાંગ, વ્યસન કરવામાં નીત્યે હાજર. ૩૧
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદા સાધે;
સગા સગામાં ખાર, કળહ કરીને બાંધે. ૩૨
પરનાતીની રાંડ, નિજ નાતોમાં ઘાલે;
દામે સળકી ડાઢ, મન માને ત્યમ માલે. ૩૩
ઘરમાં ક્ષિપ્રા ખાય ક્ષરખા થઇ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાહ ધાકની બંધી. ૩૪
તજી સ્નાન સંધ્યા, ભાવે ભાઠ્યું ભમવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પુર્વજીયાનું જમવું. ૩૫
વારે વાર વ્યાસ, થઇને માણ વજાડે,
પાંચેક ઠા પાસ, પુંઠે તાળીઓ પાડે. ૩૬

શરૂતિ સ્મૃતિની વાત કાળી છીત ઈશ્વરથી;
જાણે નહી કંઇ આત, રાગ તાળી કે સ્વરથી. ૩૭
પીંગળ રીતે છંદ, કવીના કરી ન જાણે;
પોતા તણો પ્રબંધ, રચી રાગડા તાણે. ૩૮
નાતરીયાની વાત, કરીને રેંટીડા;
ગાતાં સ્યામા સાથ, કરે કટાક્ષે કીડા. ૩૯
અંગુરીયે અંગુઠ, બાંધી ગાય ઉછળતા;
મોટા થાએ મુઢ, બીજા મરે છે બળતા. ૪૦
જજમાનોથી રીસ કરીને હાપુ લેતા;
નહીતર ફોડી શીશ, રૂધીરે થાપા દેતા. ૪૧
કંઇ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કંઇ કાશદિયે જાય, કંઈ ભીખંતા ઘર ઘર. ૪૨
કંઈ નાંખતા રેલ, કંઇ વીંટણીઓ વીંટે;
કંઇ હાંકતા બેલ, શકટ ભરીને ઇંટે. ૪૩
ટઈક કરતા રાસ, નારીરૂપ થઈ નાચે;
મશકરીયોથી હાસ, કંઇક કરાવે સાચે. ૪૪
કંઈ પાણી ભરનાર, કંઇક રસોઇ કરતા;
કંઇ હોય નાકાદાર, કંઇક કરોડો ફરતા. ૪૫
કંઇ લે ભરીને દામ અરપણુ શંકટ ઇજારે;
કંઈ શેઠનાં કામ, બેઠા કરે બજારે. ૪૬
એક નાતમાં નાત, કળીયે બીજી કીધી;
ગ્રહસ્થ ભિક્ષુક જાત દીકરીયો નવ દીધી. ૪૭
નમસ્કારની રીત તજી સલામો કરતા;
પરનાતીની પ્રીત, મનમાં કદી ન ધરતા. ૪૮
વાડવ થયા વકીલ, ઘર ઘર કેરા ઠાકર;
દ્રિવ્ય વધારે દીલ, યવન તણા થઇ ચાકર. ૪૯
ફારશીયોના હર્ફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તર્ફ, ગમતા રીઝે ગાણે. ૫૦
દીકરીયોનાં દામ, રૂદયે લાગ્યા રશીયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશીયા. ૫૧
બેસે બણીને બેશ, ચકલે ડમર હાંકે;
અરધ ઉધાડે કેશ, તારૂણીયોને તાકે. ૫૨
કઇકે કીધાં કામ વેળા એઇને વંઠી;
નીચ જાતને નામ, આપી બાંધે કંઠી. ૫૩
કંઇક પુજતા પીર, અવલોકે જઈ ઓરસ;
પયમાં નાંખી નીર, કંઇ વેચતા ગોરસ. ૫૪
કંઇ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી
કંઇક કરે વ્યભિચાર, દારા પારકી દેખી. ૫૫

સાઠે વર્ષે સાન, કઇકે મુકી ધરાણે;
વારૂ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે. ૫૬
નાથે કાઢયો નર્ક પોતે પાછો પેસ;
ગદ્ધાઇમાં ગર્ક, બધા થઇને બેસ. ૫૭
વાડવ ઉપર વેર, આવડું તે કયમ આણ્યું,
કવિયે કીધો કેર, કારણ કાંઈ ન જાણ્યું. ૫૮
ભલા તમે ભગવાન, હરી ઉઠાવો હાની;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ્ય બ્રાહ્મણને માની. ૫૯
આ અવસર અલોપ, થઇ જળમાં કયમ ઝીલો;
કઠીને કરડો કોપ, કળીએ લીધો કીલ્લો. ૬૦
નરપતી થઇને ન્યાય પુછી જોઈ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઈચ્છે. ૬૧
વીપ્રને વપુનો દંડ, દેતાં દયા મનમાં ન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઇ લલચાવે. ૬૨
કઈક વધારી કર રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે. ૬૩
પરદારાનો સંગ, રાતે તેથી રમતા;
ધારી ન જુવે ઢંગ, દક્ષ જનોને દમતા. ૬૪
કુડિ ધરતા કાન, ચુગલ જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી. ૬૫
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહીં કાને;
રાજી રહે દીન રાત, ગુણકા કેરે ગાને. ૬૬
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ કદિ કરે નહિ કુડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભુંડા. ૬૭
શાક ભાજીઓ ફળ, એ પર અંત ઈજારા;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા. ૬૮
કાષ્ટ શકટથી કાઠ, કેટલાક તો કાઢી;
કાકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી. ૬૯
વર્ષે વર્ષે સવાઇ, ઇજારદારી વધારે;
રઇયત રૂવે રગડાઈ, કો આગળ પોકારે. ૭૦
ચઉટે જણાવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા. ૭૧
ચોરોના અસવાર, બાન પકડતા લુંટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પુંઠે. ૭૨
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઈ ધરે નહી કાન, રડે બિચારા પોકે; ૭૩
અન્યાયોનાં દામ, લેઈ ઠરાવે સાચા;
ન્યાયીનાં લેજો નામ, તો તો હણે તમાચા. ૭૪

રાખ્યતણાં સંતાન, રાય આપણને માને;
દુશમન થઈ દીવાન, કેદ કરે રાજાને, ૭૫
થોડો જોઇ અપરાધ, મંદિરીયાને મારે;
બળવંતાનો બાધ, કરી શકે નહિકયારે. ૭૬
વરતાવે નહી ધર્મ, રઈયત જનનો રીતે;
પોતે પણ સતકર્મ કદિ કરે નહિ પ્રીતે. ૭૭
ઉત્તમ જનને આંચ, વિષયી નીત્યે દમતા;
વરસ ચાર કે પાંચ, એટલામાં આથમતા. ૭૮
કળિયે કીધો કેર, જેમ શશીને રાહુ;
માધવ કરીયે મેહેર, જોઇ પોતાના બાહુ. ૭૯
વઇશ્ય કરે વિપરીત, તોલ ન સાચાં તોલે;
પરમારથની પ્રીત મુકી મદગળ ચોળે. ૮૦
બાર પાણુનો માલ, વીશ પાણે વેચંતા;
દોડા દોડ દલાલ, કળહળ કઇક કરંતા. ૮૧
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધુળે;
તોયે ત્યમનું ત્યમ, મરડી નાખે મુળે. ૮૨
હેતસ્વી થઈ હાણ, કરીને લેજો ખશીયે;
વદે પરસ્પર વાણ, ગોતાની પારશીયે. ૮૩
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કહેતા. ૮૩
શાણા થઇને સેઠ, પાન તમાકુ ચાવે;
વાડવ પાસે વેઠ, કાયા તણી કરાવે. ૮૫
લેઇ આપ્યાની આશા, મનમાં ફેરી ન રાખે;
દામ તણા થઈ દાસ, મુખથી ભુડું ભાખે. ૮૬
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ, ગોસાંઇ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન, ૮૭
ચાર રામની ધર થઇને કરતા કાણું;
જીરવી કંઇનાં જર, દેખાડે દેવાળું. ૮૮
મનમાં રાખે મેલ, મુખ જણાયે મીઠા;
ઘરતમાં ઘાલી તેલ, દેતાં કંઇને દીઠાં ૮૯
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થઈ મનમાંય, તાળી આપે રીઝી. ૯૦
વૈશ્નવ થઇને વેશ, અબળાને આરાધે;
કરી ધર્મનો દ્વેશ, શિવની નિંદા સીધે. ૯૧
સમર્પણી થઈ સ્વાદ શીરા પુરી જમતા;
ગુરૂનો લેઈ પ્રસાદ, રામા સંગે રમ ા. ૯૨
વિપ્ર અડે જો અંગ ધુપાઇ જાએ શુકે;
ઉરમાં અતી અનગ, ખોટી ન ⁂ ન ચુકે. ૯૩
સાચા મનથી શરણ, ગુરૂ ચરણે નર રહેતા;

કરે અધરમાચરણ, કલ્પી કંઈ મત કહેતા. ૯૪
અજ મુકાવી ધન, હિંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા પ્રતીપાળ. થઇને કરે ઈજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધરમ એટલો લાભ, બોલે પણ ન પાળે;
ગર્ભિણીયોના ગાભ ઔષધ આપી ગાળે, ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહી શીખામણ;
જપે જુઠના મંત્ર, કઈને કરતા કામણ. ૯૮
પરનારીને સંગ પ્રીતિ મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખા જાણે. ૧૦૦
કળિ એમ કચ્ચર ઘાણ, કરિને પીડે પ્રાણી;
કૃષ્ણ કરો કલ્યાણ, ઉર આપનો જાણી. ૧૦૧
દંભી જનનો દાસ થઈને શીશ નમાવે;
વિઠલ તણો વિશ્વાસ શુદ્રોને મન ભાવે. ૧૦૨
ઉત્તમનાં આચરણ, કનિષ્ટ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખી નવ આચરતા. ૧૦૩
રાજ સેવાની રીત જાણે નહી પણ રાખે;
મુખ માંહેથી નિત્ય અમ્મો ચચ્ચો ભાખે. ૧૦૪
દેખે પરની નાર, રૂપાળી મન માની;
દંડ ભરી દરબાર, તે છંડાવે છાની, ૧૦૫
સંતાનો સહીત, અષ્ટ અંગળે આણે;
નારી પામે નિત્ય જગ જીત્યો એમ જાણે. ૧૦૬
ગરીબ કેરૂં ઘર, ઉલાળીને એ લે;
છતનો વાધે છર, મેલા થાયે મેલે, ૧૦૭
નવ ઠેકાણે જઈ આવે દશમે દ્વારે;
કાન્તા તેને કહી, સુવરણથી સણુગારે, ૧૦૮
પાપી પંઠ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૧૦૯
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે વેશ દેવ મંદીરે વાઘા. ૧૧૦
જાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે;
જેમ વળગ્યું હોય વેંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧
મલીન મેલું મન, સત સંગત નવ સુજે,
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પુજે. ૧૧૨
અઉ બ્રાહ્મણને દાસ, કરાને ધરમે લાવે;
રશેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે. ૧૧૩

આવું હોય જો જર, તો તો તાણા તણાવે;
વળી ઘણેરાં ઘર, આનક કરી અણાવે. ૧૧૪
શુદ્ધ ધરમની વાત, હઠથી ખાલી હેડે;
જમે જમાડે જાત, જણ્યા જમાઇ તેડે. ૧૧૫
કઉતક સરખું કામ, કળીએ કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી. ૧૧૬
કડિયા સુતાર મજુર, વચન પ્રમાણે ન ચાલે;
જોખમ કરે જરૂર ઘર કરતાં ઘર ઘાલે; ૧૧૭
સોની દેઈ વિશ્વાસ, કાઢને વાયદે કુડું;
આપે આઠે માસ, સોનાનું કરી સુંનું. ૧૧૮
ધોબી સાળવી સઈ ફાટાં વસ્તર સાંધે
રોક મજુરી લઇ, પણ પોતાનું રાંધે. ૧૧૯
વઈદ થયા વાળંદ શાસ્ત્ર વાત સંતાણી;
સઇયદ કરી સણંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦
બ્રાહ્મણ વિના અનંત ગૃહસ્થ થઇને ભીખે;
શેરીયે શેરીયે સંત. ટેલ નાંખવી શીખે. ૧૨૧
વેરાગી ગોસાંઇ, શસ્ત્ર અંગ પર ધરતા;
મારે માંહો માંહી, મમતા માની મરતા. ૧૨૨
અંતરમાં અભિમાન બાનું હરીનું બણીને;
મોડે દ્વિજનું માન, બ્રાહ્મણની પાસે ભણીને. ૧૨૩
ઉલટી વરણ અઢાર, વેરાગીને વેશે;
ગામ ગામને બહાર બાવા થઇને બેશે. ૧૨૪
કરીને ચારે ધામ, પુજા કરે પુજારી;
દેવતણું લેઈ દામ, નીકળી જાય લઇ નારી. ૧૨૫
દેઈ બ્રાહ્મણને ધન ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધજ બણતા. ૧૨૬
તિલક છાપને માળ, ધરીને કરથી ખેંચ;
કણીક ચોખા દાળ કઈનાં લાવી વેચે. ૧૨૭
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લઈ પુસ્તકનું નામ જર લે કઇનાં ઝાઝા. ૧૨૮
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવી લાકડાં ચાર, જમી આવે જ્યાં જાણે. ૧૨૯
વિઠલજીનો વેષ, હીંડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ, જરને હીંડે જોતા. ૧૩૦
ફકીર થઇને ફળ, ભાલાનું કર પકડે;
પૈસા લે કરી બળ રાંક જનોને રગડે. ૧૩૧
ગો બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂઢિ વસ્તુની આશ, સાલે સાતે સાંધે. ૧૩૨

અંબુ વરસે અલ્પ, તે પણ નહી મુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૩૩
ભલા પુરૂષને ભાઇ; ભાવે છળવાઇ કેરાં;
ડાહ્યા ડાહ્યાપણ માંહી, રંધને કરે અનેરાં. ૧૩૪
પૃથ્વી પણ ગળી જાય; ધન દાટયું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે. ૧૩૫
પિતા પુત્રમાં વેર, ભાઈ ભાઇને ભાંડે;
જાત જાતમાં જેર, મુખ કોથી ન માંડે. ૧૩૬
સગાં સહોદર સાથ, વાધે વેર વધારે;
નર થઈ નારી નાથ, મિત્ર પિતાને મારે. ૧૩૭
પુરણ પાપે તન આ અવસરમાં આવે;
લેઈ તાતનું ધન, અંતે બહુ અથડાવે. ૧૩૮
લાગે નરને અંગ, કામનીયોનાં કામણ;
માને મન થઇ દંગ, સાળાની શીખામણ. ૧૩૯
સ્નેહી સગાં સમસ્ત; કટ કાળજુ કોરે;
દાવે દેખીને વસ્ત, આપ આપમાં ચોરે. ૧૪૦
મુખ તંબોળે લાલ. પહેરે જામા નીચા;
જુઠા જકડી માલ, સત્ય કરાવે વીમા. ૧૪૧
રાખીને વેહેવાર, ગાળી નાંખે નાણું;
માગે જો દેનાર જુવે ન તેના સામું; ૧૪૨
કરતું આપ્યું રોક, નાણું તે પણ ન આપે;
સમજે કરવું શોક, વળિ ઉલટો શાપે; ૧૪૩
એળે એળે જાય, ડાહ્યા કામને દરદે;
કામનીયોની કાય, પણ મંદિરમાં મરદે. ૧૪૪
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લેઈ જાય હરીને. ૧૪૫
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી. ૧૪૬
દામે ડળકે ટાઢ, મનુષ્ય મનુષ્યને મારે
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઉતારે. ૧૩૭
માત પિતાનું ધન, મુકયું ચોરી જાતા;
માનુની કરી મગન ખાંતે ખાવું ખાતા. ૧૪૮
ગમે ગરોના જોશ; પોમલીયો કર જોતી;
નિર્મળ જનનો દોષ, કળાયો ન જાયે કોથી. ૧૪૯
દુનિયા સઘળી ડાહી, પોત પોતાના મનથી;
સંત રહ્યા સંતાઈ ઝેર ભરેલા જનથી; ૧૫૦
કળિ કરે કલ્પાંત કપુણ જનોને કરડે;
સધાય નહી સીદ્ધાંત, સાખી સીખીને ભરડે. ૧૫૧
પવિત્રતાની પેર નારી જનની નાઠી,

મરદાઈ ગઈ મહેર. માનનીયો થઇ માઠી. ૧૫૨
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વિહ્વળ થઈ વ્યભિચાર, કામનીયો બહુ કરતી. ૧૫૩
થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉઠે તાડી. ૧૫૪
ઠરી ન બેસે ઠાંમ ઘરો ઘરે અથડાતી;
દિલમાં વારી દામ, પુરૂષોને ચહાતી. ૧૫૫
જીભે ભરીયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકણ સરખી::ડોલે. ૧૫૬
સાસુને કહે સોકય, વહુ સામી રહી વઢતી,
પછી મુકતી પોક, શંક સરખી રડતી. ૧૫૭
મારે જો ભરથાર, સાસુ બોલે સડતું;
ખરો ધરીને ખાર, કુવે મુકે જઈ પડતું. ૧૫૮
સાસુ પણ વહુ સાથ, કહે બાપની બકચર,
લાંબા કરીને હાથ સુણતાં સઘળી સૈયર. ૧૫૯
નાગી થઇને નહાય, વીખાણ ત્યાં પણ વાંચે;
શોચ જવાને જાય, એક કળશીયે પાંચે, ૧૬૦
મળી કોઇને કોક, ત્યાં પણ બડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી. ૧૬૧
વાટે કરતી વાત કંઈક મળીને કળવળ,
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ. ૧૬૨
કલ્પિત કીધા એમ, ધરમ દીવસ ધોવાના;
નિરખે નહિ કઇ નેમ, પરવ દિવસ રોવાના. ૧૬૩
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂડે;
વ્યંડ સરખાં વરણ, પુરૂસ પોકારે પુંઠે ૧૬૪
એક એકથી એક, આગળ પડે ઉજાતી;
અબળા મળી અનેક, પ્રોઢ પરજીયા ગાતી. ૧૬૫
કુટે કંઇક કપાળ મુકી ઉર ઉઘાડાં;
જણાય નહી જંજાળ, સંગટ પેઠાં ગાડાં. ૧૬૬
સાયં પ્રાતઃકાળ મુખ વાળીને રડતી;
લીંટ આંસુને લાળ દેઈ જીવોને નડતી; ૧૬૭
સેજ સવારથ કાજ, પતિ પુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ હઠ પોતે નવ હારે. ૧૬૮
અપરમાત થઇ આપ, દાસ પુત્રને દમતી;
પ્રોઢ થાય જ્યાં પાપ, ત્યાં જઈ છાની જમતી. ૧૬૯
ખાય શેર બે એક, તોએ કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે. ૧૭૦
તેલ શરશીયું રાઈ, ખાતી એકું ટાઢું;
શિક્ષાથી રીસાઇ, અબળા બોલે આડું. ૧૭૧

છાની લેઇ જય વસ્ત, મહીયરમાં આની;
આંડે જુદ્ધ થઈ મસ્ત, પાછી ન ધરે પાની. ૨૭૨
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘર માંઈ, ખરૂં કહેતાં રૂહે ખીજી. ૧૭૩
પીટયા કહીને ગાળ, શીશુને દેઇ પછાડે;
પતિતણી પ્રતીપાળ, કરે નહી પણ ત્રાડે. ૧૭૪
નગ્ન નદીને તીર, નરને તનુ નીરખાવે;
પતિને નિજ મંદીર, નીત્ય કરડવા ધાવે. ૧૭૫
હાય હાય કહી આઘ, વાત કરે વિસ્તારી;
મુકી નીજ મર્યાદ, નિરલજ થઈ કુળ નારી. ૧૬૬
વિવાહ મંગળ દીન, ભુંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા. ૧૬૭
હોળીની પણ ઘેર, હઠી ખસે જ્યમ હારી;
ગાય ત્યમ પુરણ પેર, નરને સુણતાં નારી. ૧૭૮
નિરધનને ધન પાત્ર, સુભાગ્યવંતી કે રાંડી;
મળી માનની માત્ર, કાંતે ચરખા માંડી. ૧૭૯
શેરીએ કરતી શોર, શ્યામા શરમ ન આણે.
દિવસ ચડે જ્યાં પહોર ઘરમાં ઘંટી તાણે. ૧૮૦
ઘરમાં હોય જો દુખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ પાપે તમને પરણ્યાં. ૧૮૧
છડે ન વીણે ધોય તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય કોયલા કેરા કડકા. ૧૮૨
ચકલે ચકલે ગાય, ગરબા મળીને ધણીઓ;
જાર જોવાને જાય, ભામા એવું ભણીઓ. ૧૮૨
સાસુ વહુને શીશ, પ્રથમ પેસાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાઢી. ૧૮૪
સાસુ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુને જોઇને દુખ સાસુનું મન રીજે. ૧૮૫
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી;
જે કાંઈ આવે હાથ, તે તે જાય સીધાવી. ૧૮૬
દીકરીઓ થઈ દુત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સુત કરવા કાર્ય પિતાનું. ૧૮૭
મરે જીવે ભરથાર, વગોવી વનીતા વરને,
નીકળી જાય કુળ નાર; લેઈ પારકા નરને. ૧૮૮
શ્યામ સુતને કાજ, 'વીર્ય' ધરે કઇ કઇનું;
મુકે કુળની લાજ, જ્યમ પાસુ હોય ક્ષઈનું. ૧૮૯
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જુઠે;
ચડે ઘડી દીન ચાર, આંખ ચોળતી ઉઠે. ૧૯૦

પોતાનું કરે ન માન, માનનીયો મન માન્યું;
સ્વારથની રહી સાન, કળીમાં સઘું કહ્યાનું. ૧૯૧
કંથ પાસ બહુ કામ, ઘરનાં નીત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહુર નિસ્ય અથડાવે. ૧૯૨
વિધવા પણ જણી બાળ; જઈ ટાંકામાં નાખે,
ગુણવંતિ થઈ ગાળ, સર્વ જનોની સાંખે. ૧૯૩
પર પુરૂષોથી વાત હસિ હસિ વાટે કરતી.
ઉઠી અરધી રાત, અબળા નવ ઓસરતી. ૧૯૪
દેવ મંદીરે જાય, નીત્ય રંગભરિ રામા;
અન્ય પુરૂષ અથડાય. શુંદરીયોના સામા. ૧૯૫
ન કરે કદાયે નાર, સેવા નિજ સ્વામીની;
વાત કરે વ્યભીચાર, કાંતા જન કામીની. ૧૯૬
ભાગે પરઘર સુત્ર. તેવી વાતો ચણતી;
થાય પુત્રને પુત્ર, તો પણ પોતે જણતિ. ૧૯૭
બાળા યુવતી વૃદ્ધ; ચડબડતી નવ મુકે;
બડબડ કરતિ બોધ, મમતા મનથી ન મુકે. ૧૯૮
સાચી જુઠી વાત, સુણી લડાઇ લડતી;
સમ ખાતિ સાક્ષાત, રગડે રામા રડતિ. ૧૯૯
વાંધા પાડી વીશેક, સવળે અવળુ સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે. ૨૦૦
જંબા જાય ત્યાં જાન, પરતું થતું ન જાણે;
કરી એકઠું ધાન, છાંડે શરમ ન આણે. ૨૦૧
કૃષ્ણ કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની વાત, કાન કથા નવ ધરતિ. ૨૦૨
મનમાં જાણે ડહાઈ, વરણન નીજનું ભાવે;
રૂડું કહે રીસાઈ, જાય કથામાં નાવે. ૨૦૩
કેટલાં કરૂં વખાણ, કળીના જનનાં કંઠે;
ભજન પડે ભંગાણ, વાણી વળતી વંઠે. ૨૦૪
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો;
જોડીને કહુ હાથ, હું છું દાસ તમારો. ૨૦૫
ક્રોધ ન કરશો રોષ, સઉથી હું બહુ પાપી,
સઉના ગાવા દોષ, વાણી જ્યારે વ્યાપી. ૨૦૬
કળીમાં છે બે ગુણ, દાસ તથા નીંદાલક;
કળી શકે તે કુણ, પોતાના પ્રતિપાલક, ૨૦૭
મન ચીતવ્યાં સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અંકે કરીયે અધર્મ, મનન કરિયે મરદાશે. ૨૦૮
કૃષ્ણતણાં કીરતન, ગાવાં સુણવાં ગમશે;
થશે પાપ પતન, સંકટ સઘળાં સમશે. ૨૦૯

મારે શ્રી મહારાજ, મુજ સામુ કાંઈ જોઇએ;
અન્નાદીકને કાજ, ખોટી થવું તે ખોઇએ. ૨૧૦
નાથદાસને નિત્ય. આ અથડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે. ૨૧૧
કોને કહું કરતાર, આતુર થયો અતિશે;
શ્રીધર કીજે સાર, દિન મારા જમ દિસે. ૨૧૨
નર તનું કેરૂં નુર, રહી ન જાય વિશ્વંભર,
હરીજી રાખો હજુર, અથડાવો માં ઈશ્વર. ૨૧૩
દેવ ન જોઇએ દોષ, દાસ તણા મન ધારી;
રંક ઉપર શો રોશ, મહેર કરો મોરારી. ૨૧૪
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગતનીવાસ, પ્રભુજી પાસુ મરડી. ૨૧૫
પતિત પાવન નાથ, શરણાંગતના વત્સળ;
મેં માન્યુ મન સાથ, બિરદ તમારાનું બળ. ૨૧૬
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણી. ૨૧૭
વિટંબણાની વાત, દુર કરો દામોદર;
જદુપત જાણો જાત, સંકટ કાપો સત્વર. ૨૧૮
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરીએ;
માધવ કરીએ મેહેર, અરજી ઉરે ધરીએ. ૨૧૯
ગઉ બ્રાહ્મણ પ્રતિપાળ, આશારે રાખો અમને,
કૃષ્ણરામ કંગાલ, ચરણ શરણ છે તમને. ૨૨૦

માવદાસ.

સનખલપુર સાચીમા બહુચરા, માજી આપે જોબનને કાપે જરા;
મા તેં ખોટા પુરૂષને કીધા ખરા. સનખલપુર. ૧
નવખંડમાં તારૂ બહરે માનનીના તેં કીધા મર્દરે;
દુખીઆનાં ટાળ્યાં તેં દર્દ રે. સનખલપુર. ૨
એક અસુર આવીને ઉતરયો, તેતો હતો કપટ ક્રોધે ભરયો;
તેણે માજીનો કુકડો ભક્ષ કરયો. સનખલપુર. ૩
ત્યાંતો માજીનો પરછો ટુકડો, પરપંખીએ કીધો ટહુકડો;
પેટમાંથી બોલ્યો છે કુકડો. સનખલપુર. ૪
તેતો, મુવો મરયો જીવતો થયો, તેતો બહાર આવીને ઉભો રહયો.
ત્યારે પાયે લાગીને અસુર ગયો. સનખલપુર ૫
માને ચાચર ચોક બીરાજેરે, શરણાઇને નોબત વાજેરે;
માનું માનસરોવર ગાજેરે, સનખલપુર, ૬
ગુણગાતાં સંભાળ કીધીરે, અષ્ટ સિદ્ધિ નવે નીધી દિધીરે;
માવદાસને કૃપા તેં કીધીરે. સનખલપુર. ૭

# વિભાગ ૪ થો.

## વિરવિજય.

### હિતશીક્ષા છત્રીશી.

સાંભળજો તું સજની મોરી. એ દેશી.

સાંભળજો સજજન નરનારી, હિત શીખામણ સારીજીરે;
રીશ કરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી. સુણજો સજનોરે.
લોક વિરૂધ વિચાર સુણજો, જગત પડયો વ્યવહાર. સુણજો. ૧
મુરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળી નારૂજીરે.
જો સંસારે સદા સુખ વાંચો, ચોરની સંગત વારૂ. સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચ શુ નેહ ન કરીએજીરે;
ખાંપણ આવે ઘર ધન જાવે, જીવીતને પરહરીએ. સુણજો૦ ૩
કામ વીના પર ઘેર ન જઇને, આળે ગાળ ન દિજેજીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ, કુટુંબ કલેશ ન કીજે. સુણજો૦ ૪
દુશમન શું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે;
માત બેનશું મારગ જાતાં વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫
રાજા રાણી ધરનો સોની વિશ્વાસે નવ રહીએજીરે;
માત પિતા ગુરૂ વિણ બીજાને, ગુંજની વાત નવ કહિએ. સુણજો૦ ૬
અજાણ્યા મારગે નવ જાઇએ, ઝાડ તળે નવ વસીએજીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુરજનથી દુર ખશીએ. સુણજો૦ ૭
રમત રમતાં રીસ ન કરીએ ભય મારગ નવ જઇએજી
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહિયે. સુણજો૦ ૮
હુંકારા વિણ વાત નવ કરીએ, ઈચ્છા વિણ નવ જમીએજીરે;
ધન વીદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ, સુણજો૦ ૯
ગુરૂ જોગી રાજા પંડીતને, હાંસી કરી નવ હસીએજીરે;
હાથી વાઘ શરપ નાર લડતાં દેખીને દુર ખસીએ. સુણજો૦ ૧૦
કુવા કાંઠે હાંસી ન કરીએ કેફ કરી નવ ભમીએજીરે;
વરો ન કરીએ ઘર વેચીને જુગટડે નવ રમીએ, સુણજો૦ ૧૧
ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએજીરે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરીએ. સુણજો૦ ૧૨
નાસુ માંડો આળસ છાંડી, દેવાદાર ન થઇએજીરે;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી દેસાવર જઈ રહીયે. સુણજો૦ ૧૩
ધનવંતોને વેષ મલીનતા, પગસુ પગ ઘસી ધુવેજીરે:
નાપિક ઘેર જઈ શીર મુડાવે પાણીમાં મુખ જુવે. સુણજો. ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠાં તરણાં તોડેજીરે;
સોંઈ ચીત્રામણ નગ્ન સુવેતો, તેને લક્ષ્મી છોડે. સુણજો ૧૫
માતા શરણે શીશ નમાવી, બાપને કરો સલામોજીરે.
દેવ ગુરૂનાં દરશન કરીને, કરો સંસારનાં કામો. સુણજો૦ ૧૬
બે હાથે માથુ નવ ખણીએ, કાન નહી ખોતરીએજીરે;

ઉભા કેડે હાથ ન દઇએ, સામે પુર ન તરીયે. સુણજો૦ ૧૭
તેલ તમાકુ દુર તજીએ, અણગળ જળ ન પીજેજીરે;
કુળવંત સતીને શીખામણ. આના ભેગી દીજે. સુણજોસજની. ૧૮
સાસુ સસરો જેઠ જેઠાણી, નણદી વીનય ન મુકોજીરે;
શાણપણે શેરી સંચરતાં. ચતુરા ચાલ ન ચુકો, સુણજો. ૧૯
નિચ સાહેલી સંગ ન કીજે, પરમંદિર નવ ભમીયેજીરે;
રાત પડે ઘર બહાર ન જઇએ સઉને જમાડી જમીએ, સુણજો ૨૦
ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કીજીએજીરે,
સેજે કોઇક આળ ચઢાવે, એવું શીદ આદરીએ. સુણજો ૨૧
નિજ ભરતાર ગયો દેશાવર, તવ શણગાર નવ ધરીએજીરે;
જમવા નાત વચ્ચે નવ જઇયે, દુરીજન દેખી ડરીએ. સુણજો. ૨૨
પરશેરી ગરબો ગાવાને, મેળે ખેળે નવ જઇએ જીરે;
નાવણ ધોવણ નદી કીનારે, જાતાં નિરલજ નવ થઇયે. સુણજો. ૨૩
ઉપડતે પગ ચાલ ચાલીએ, હુન્નર સહુ શીખીએજીરે;
સ્નાન સુવસ્તરે રસોઇ કરીને, દાન સુપાત્રને દઇએ. સુણજો. ૨૪
શોકય તણું નાનું બાળક દેખી , ખેદ ન ધરશો હઈએજીરે;
તેની સુખ શીતળ આશીશે, પુત્રતણાં ફળ લઇયે. સુણજો. ૨૫
બાર વરસનું બાળકને ઘડપણ, એ બે સરખાં કહીછયેજીરે;
ભકતી કરે સુખ લીલા પામે, ખેદ કરે દુખ લઇયે. સુણજો. ૨૬
નરનારી બેઉને શીખામણ, મુખે લવરી નવ હશીએજીરે;
નાત સગાનાં ઘર છોડીને, એકલડાં નવ વસીયે. સુણજો. ૨૭
વમન કરીને ચીત્તા ઝાળે, નબળે આસન બેસીયેજીરે;
વિદીશ દક્ષિણ દીસ અંધારે, ઓટયુ પશુએ પેસી, સુણજો. ૨૮
અંજાણે રૂતુવતી રાતરે, પેટ અજીરણ વેળાજીરે;
અગાસે ભોજન નવ કરીયે બે જણ બેસી ભેળાં. સુણજો. ૨૯
અતિશે ઉનું ખાટું ખારૂં શાક ઘણું નવ ખાવુંજીરે;
મઉનપણે અઠીઘણું વરજી જમવા પહેલાં નાવું. સુણજો ૩૦
અન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી ન જમવુંજીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું. સુણજો. ૩૧
કંદમુળ અભક્ષને બોળો, વાસી વીદળતે ભરજોજીરે;
જુઠ તજો પર નીંદા હિંસા જો વળી નર ભવ સરજો. સુણજો ૩૨
વરત નિયમ ધરીયે ગુરૂ હાથે તીરથ જાત્રા કરીએજીરે;
પુન્ય ઉદય જો મોટો પ્રગટે તો સંઘવીનું પદ ધરીયે. સુણજો. ૩૩
મારગમાં મનમોકળુ રાખી બહુ વિધી સંગ જમાડોજીરે;
સુર લોક સુખ સઘળાં પામે પણ નહી એવો દહાડો, સુણજો. ૩૪
તીરથ તારણ શિંવ સુખારણ સિદ્ધાચળ ગિરિનારેજીરે;
પ્રભુ ભક્ત ગુરૂ શરણે ભવજળ, તારે એક અવતારે. સુણજો. ૩૫
લઉકિક લોકો ત્તરહિત શીક્ષા છત્રીસી એ બોલીજીરે;
પંડીત શ્રી શુભ વીરવિજય મુખ વાણી મોહન વેલી. સુણજો. ૩૬

## પ્રેમાનંદ—વિવેક વણઝારો

### રાગ પરજ

સંત સાધુને હું નમું વણઝારારે;
સતગુરૂને લાગુ પાય સમજ મન મારારે,
સમરણ કરીએ શ્રી રામનું, વણ૦ જેથી મુકતી મનોહર થાય. સ૦ ૧
કાયા નગર સોહામણું, વણ૦ ત્યાં વસતા દીધું ગામ. સ૦
આણુ ફેરે ત્યાં તાહુરી વ૦ પુર નાયક એવું નામ. સ૦ ૨
નવ દશ બે ત્રણ સુંદરી, વ૦ વણઝારી મળી ચોવીશ. સ૦
તે સાથે તું ક્રીડા કરે, વ૦ તેં વીસારયા શ્રી જગદીશ. સ૦ ૩
પટરાણી બે પ્રેમદા, વ૦ તેનાં પ્રવૃતિ નિવૃતિ નામ. સ૦
પ્રવૃતિ વખાણે ભોગને, વ૦ નિવૃતિ વખાણે રામ. સ૦ ૪
સંતાન થયા બેઉ નારને વ૦ માંડયા જુજવાં ઘરસુત્ર. સ૦
પ્રવૃતિને પાંચ પુત્રી થઈ વ૦ વળી સાત થયા છે પુત્ર. સ૦ ૫
આશા ત્રેષ્ણા હિંસા દીકરી, વ૦ વળી ભ્રાંતિ અરીસ્યાનામ. સ૦
લોભ ક્રોધ મદ દીકરા, વ૦ ગર્વ મસ્તર મોહને કામ. સ૦ ૬
પરિવાર પ્રવૃતિનો વધ્યો, વ૦ હવે નિવૃતિનાં સંતાન. સ૦
પુત્રી ચાર ચતુર ઘણી વ૦ થયા પુત્ર પાંચ ગુણવાન. સ૦ ૭
શાંતી ભક્તી દયા દીકરી વ૦ વળી મઈત્રી મળી થઈ ચાર. સ૦
સંતોષ ને ધર્મ દીકરા વ૦ વઈરાગ વિવેક વિચાર. સ૦ ૮
નવ સંતાન નિવૃતિનાં, વ૦ હવે પ્રવૃતિનો વિસ્તાર સ૦
સંતાન જોઇને રાતાથઇ વ૦ પતિ રીઝયો જોઇ પરીવાર. સ૦ ૯
બાવીસ નાર દાસ થઈ, વ૦ કરે પ્રવૃતિરાણીની સેવ. સ૦
નાયક અભિમાન ભર્યો, વ૦ એના મનમાં ઘણા અહમેવ. સ૦૧૦
નિવૃતી કહે મારા નાથજી, વ૦ તમે મુકો ભોગ વિલાસ, સ૦
કાયા નગર છે કારમું, વ૦ તે જુઠાની શી આશ. સ૦૧૧
બંધ બાંધ્યા છે જળતણા, વ૦ માંહે હાડને માંસ રૂધીર. સ૦
શરીર એવું જાણવું વ૦ માટે સમરીએ શ્રીરઘુવીર. સ૦૧૨
માત પીતા સુત સુંદરી. વ૦ મિત્ર સહોદર ભ્રાત. સ૦
તે અંતે કો તારૂં નથી, વ૦ જીવતાને સંબોધે સર્વ. સ૦૧૩
ગોખ જરૂખાં માળીયાં, વ૦ સાત ભુમીના સરશ નીવાસ. સ૦
એક દિવસ પેલી ચાલવું, વ૦ સ્મશાણે કરવો વાસ. સ૦૧૪
માલમતા વાસણ ઘણાં, વ૦ મણી માણક મોતી અનેક. સ૦
જમ કીંકર ગ્રહી ચાલશે, વ૦ સાથે કોડી ન આવે એક. સ૦૧૫
કર્મ કમાય જે આપણું વ૦ તે જાય છે જીવને સાથ. સ૦
વૈતરણીમાં બુડતાં વ૦ નકી મુકાવે શ્રી રઘુનાથ. સ૦૧૬
એવું જાણીને બાળવો, વ૦ તમે પ્રવૃતિ રાણીના ભોગ. સ૦
નહીતો પસ્તાસો નાથજી વ૦ તે તો જાણજો કેવળ રોગ. સ૦૧૭

એવું જાણી મારા નાથજી, વ૦ રખે કરતા સોકયનો સંગ. સ૦
શીખ મારી શ્રવણે ધરો, વ૦ તને સમરો શ્રીસારંગ સ૦ ૧૮
પ્રવૃતિ રહેશે વેગળી, વ૦ જયારે આવશે જમના દુત. સ૦
પંડ મુકી પ્રાણી ચાલશે, વ૦ ભુતમાં મળશે પંચભુત. સ૦ ૧૯
જમરાય લેખું પુછશે, વ૦ તેં તો શો કીધો વેપાર. સ૦
તે વેળા છે ઘણી દોહલી, વ૦ તમે ચેતજો ભરથાર. સ૦ ૨૦
હીણું કોઇનું નવ કીજીએ, વ૦ સદા ચાલીએ સીધી ચાલ. સ૦
પ્રવૃતિ રાણીએ જાણીયું, વ૦ એણે ભોગ કીધો ત્યાગ. સ૦ ૨૧
શણગાર સોળે અંગ ધર્યા વ૦ તેડવા મોકલ્યા પંચ દાસ. સ૦
કંઇ લટપટ કરી લાવીયા, વ૦ પીયુ આણ્યો રાણીની પાસ. સ૦ ૨૨
પેરી પટોળાં પ્રેમદા, વ૦ ચોળીમાં ત્રણ રંગ. સ૦
શરગાર શુભ સુંદરી તણા વ૦ જોઇ વૈરાગ્ય પામ્યો ભંગ સ૦ ૨૩
પ્રવૃતિ રાણી બોલીયાં, વ૦ હેતે નાંખી ગળામાં હાથ. સ૦
ત્યાગી વૈરાગી કયમ થયા વ૦ કંઇક ઉદ્યમ કીજે નાથ. સ૦ ૨૪
બાળક સૌ પરણાવવાં, વ૦ જેમ લોકમાં વાધે લાજ. સ૦
ઘર ઊંચાં ઊંચાં કરાવીયે, વ૦ પુરનાયકમાં કીજે રાજ. સ૦ ૨૫
હસ્તી ઘોડા સંપડાવીયે, વ૦ ત્યારે જીવ્યું તે સફળજ થાય. સ૦
દધી દુધમાં સુખ લીજીયે, વ૦ ઘણી લાવો મહિષી ગાય. સ૦ ૨૬
શજ્યાં સિંહાસન પાલખી, વ૦ આગળ બહુ દાશી દાસ. સ૦
બબે દીપક પ્રગટાવીએ, વ૦ ભલા કીજે ભોગ વિલાસ. સ૦ ૨૭
ધંધો કરી ધન લાવીયે, વ૦ એતો અંતે ન આવે કામ. સ૦
ઠગ-બ્રાહ્મણ તો વસે ઘણા, વ૦ નવ ખરચીએ કોડી દામ. સ૦ ૨૮
બેન બનેવી ભાણેજાં; વ૦ દીકરી દૌહિત્ર જમાઇ. સ૦
દ્વાર કેને નવ દેખાડીયો, વ૦ એતો વસ્તુ મારી જાએ ખાઇ. સ૦ ૨૯
સંવત્સરી શ્રાદ્ધ ન સારિયે, વ૦ એ તો સર્વ છે આળપંપાળ. સ૦
દીકરાને જુજવા કરો, વ૦ મને ગમતી નથી જંજાળ. સ૦ ૩૦
આપણે સુખે ખાઇ પીજીયે, વ૦ રૂડા રમતાં દહાડા જાય. સ૦
વેપાર કરી ધન લાવિયે; વ૦ તો લખેશરી નામ કહેવાય. સ૦ ૩૧
પીતાંબર શુભ પેરીયે, વ૦ ખાઇએ નાના વિધ પકવાન, સ૦
ખાધું પીધું તે આપણું. વ૦ નવ કીજીયે કોડીનું દાન સ૦ ૩૨
લાણાં લાહિયે નાતમાં, વ૦ થાય દેશ વિદેશ નામ. સ૦
દહાડા ભોગ કમાઈના. વ૦ પછી અંતે જપીશું રામ. સ૦ ૩૩
પ્રવૃતિ શીખામણ સુણી, વ૦ પછે રીઝયો મુઢ અજાણ, સ૦
નિવૃતિ થઈ અળખામણી, વ૦ પ્રવૃતિ વહાલી પ્રાણ. સ૦ ૩૪
એકાંત બેસી નરનારીયે, વ૦ મલી માંડી કીધી ગોઠ. સ૦
સંકલ્પ વિકલ્પ બે પોઠીયા, વ૦ પછી ચલાવે કરમની પોઠ. સ૦ ૩૫
લોભ પુત્ર સાથે થયા, વ૦ ગર્વ મત્સર કામને ક્રોધ સ૦
દાશી દસ સાથે થઇ વ૦ પ્રેમતણો વિરોધ. સ૦ ૩૬

મન ઘોડે નાયક ચઢયો વ૦ ગ્રહી ખાશ હાથ લગામ. સ૦
મમત ચાલ્યો વહોરવા, વ૦ અહંકાર નગારૂં નામ. સ૦૩૭
છળ ભેદનાં બે ત્રાજવાં, વ૦ તોળે પ્રપંચ વાણોતર. સ૦
કુડ કપટનાં બે કાટલાં, વ૦ મોટી માયા દાંડી બરાબર. સ૦૩૮
લાભ લેવાને દોડિયા, વ૦ જોયાં લક્ષ ચોરાશી ગામ; સ૦
ઠામઠામ ટાંપુ પડે, વ૦ પુરનાયક મોટું નામ. સ૦૩૯
સંસાર દેશ સોહામણો, વ૦ તેનો જોતાં ન આવે પાર. સ૦
શ્રીફળ સોપારી એલચી, વ૦ તેમાં નવ દીઠું કંઈ સાર. સ૦૪૦
ગોળ ખાંડ શાકર નહીં, વ૦ નવ લીધાં ધરૂત ને ઘઉં. સ૦
શોક દાળ વહોરી નહીં, વ૦ એણી અવગણુ કરી બહુ. સ૦૪૧
માંણુક મોતી સોનું નહી, વ૦ નવ વહોર્યા પટોળાં ચીર. સ૦
લાલચ લોઢું વહોરીયું, વ૦ કોડે લીધું કપટ કથીર. સ૦૪૨
હીંસા હીંગ વહોરી નેની, વ૦ સંગ શીશુ લીધું અપાર. સ૦
પ્રપંચ પીતળ વહોરીયું, વ૦ સંસારમાં દીઠું સાર. સ૦૪૩
મમતા મીઠું વહોરીયું, વ૦ અને વહોરીયું માયા મીણ. સ૦
કુસંપ સોમલ વહોરિયો, વ૦ અતિ વહોરયું વિષય અફીણ સ૦૪૪
અનાચાર વહેર્યો એળિયો; વ૦ વહોર્યો આળસ ટંકણખાર. સ૦
ભ્રાંતિ ભાંગ લીધી ઘણી, વ૦ વચ્છનાગ વધોર્યા વ્યભીચાર. સ૦ ૪૫
વહોરિ અરીસ્યા આમલી, વ૦ કુલક્ષણી વહોરી લાખ, સ૦
કપટ કાપડ તે વહોરીયું વ૦ જેનો રંગ ઘણો: અભીલાખ. સ૦ ૪૬
લઘુતા વહોરી લોબડી વ૦ વહોરા કામળી કાળે રંગ સ૦
છળ છાયલ વહોર્યાં ઘણાં, વ૦ લાભ પુત્રને રાખી સંગ. સ૦ ૪૭
નીંદ્રા ગળી વહોરી ઘણી, વ૦ અતિ વહોરીયું મધ અજ્ઞાન; સ૦
ચાડિ તાડી વહોરી ઘણી, વ૦ ભરયું પાત્ર તે કંઠ સમાન. સ૦ ૪૮
ખુનસ ખાદી વહોરી ઘણી, વ૦ વળી અવગુણ ટાટ; સ૦
શીવી ગુણ અવગુણે ભરી, વ૦ હાંકી પોઠ તે વસમી વાટ. સ૦ ૪૯
મન ચિંતવન બે પોઠીયા, વ૦ શંકલ્પ વિકલ્પ વેપાર. સ૦
અભિમાન ઉંટે નાયક ચડયો વ૦ તેને દેખે સા સંસાર. સ૦ ૫૦
પ્રવૃતિને દિધું ઘણું, વ૦ પ્યારી તું મારા પ્રાણ સમાન. સ૦
નિમ્રતિ આવી પુંઠે પડી, વ૦ એણે ઘણું કીધું અપમાન સ૦ ૫૧
વસ્ત્ર આભુષણે ભરી વ૦ ખોઇ નાયકે સુધ બુધ સાન. સ૦
જે શણગાર નિમ્રતિનો, વ૦ વસ બીરાજે જ્ઞાન. સ૦ ૫૨
સાથે લઇ બાળ બાળકી, વ૦ ચાલે પ્રમ્રતી પિયુને સાથ. સ૦
નવ સંતાન નીમ્રતીનાં, વ૦ એતો ચાલે જેમ અનાથ. સ૦ ૫૩
જ્યાં જ્યાં ટાંડુ ઉતરે, વ૦ પીયુ પોડે પ્રમ્રતીની પાસ. સ૦
નિમ્રતિ આવી ના શકે, વ૦ દ્વારે ઉભા છે પંચ દાશ. સ૦ ૫૪
પ્રવૃતિ કહે પિયુ સાંભળો, વ૦ રખે સોકયનો કરતા સંગ. સ૦
પળ એક પાસે જો બેસશો. વ૦ કરશે મન વેપારનો ભંગ. સ૦ ૫૫

શેખ એના ભીખારી તણા વ૦ જોગીને કીધો અભીલાખ; સ૦
એની શીખામણ માનસો, વ૦ તેતો તમને ચોળાવશે રાખ સ૦ ૫૬
દેખીતી મંદ ભાગણી, વ૦ જ્ઞાન વઇરાગ્ય જેનું મન; સ૦
વેષ સરવે વીધવા તણા, વ૦ કરે તમને માન સુકન. સ૦ ૫૭
નાયક કહે સુણ સુંદરી, વ૦ તારાં વચન તે સુધા સમાન. સ૦
તારી શીખામણ શુભ ગુણ વ૦ મેંતો તને કીધા ભગવાન, સ૦ ૫૮
નિવ્રત્તિ દીઠી ન ગમે, વ૦ તુજ સાથે બાંધ્યો પ્રેમ; સ૦
નિવ્રત્તિ સાથે બોલું નહીં વ૦ મેં આજથી લીધો નેમ, સ૦ ૫૯
કોલબંધ એવો કર્યો, વ૦ પ્રવ્રત્તિનો વાધ્યો ગર્વ. સ૦
નિવ્રત્તિ દાસી થઇ રહી, વ૦ એની સોકે કીધું વશ સર્વ. સ૦ ૬૦
ટાંકું ચલાવી ચોહીસે, વ૦ જોયો દેશસરવ સંસાર સ૦
આગળ લાભ દીઠો ઘણો, વ૦ આવી ખોટ અંતે અપાર. સ૦ ૬૧
કાળ દાણી આવી લાગીયો, વ૦ એણે રોકી છે સઘળી પોઠ; સ૦
વસ્તુ મુલ આવ્યું નહિ, વ૦ થઇ લાખ કરોડની ખોટ. સ૦ ૬૨
જમકીંકરે આવી બાંધીયો, વ૦ ત્યારે નાશી ગયો પરીવાર સ૦
પ્રવ્રતિ પણ વેગળી રહી, વ૦ નહી કોઇ પાણી પાનાર, સ૦ ૬૩
જમરાય કને બાંધી આણીયો, વ૦ વેપારીયે કીધી રાવ. સ૦
કંઈક ખાતાં ખોટાં નીકળ્યાં, વ૦ જ્યારે જોયા મેળ હિસાબ. સ૦ ૬૪
બાંધી માર્યો બહુ ભાતથી, વ૦ વળિ નાખ્યો નરકકુંડ માંય, સ૦
ઘણીવાર દેવાળું કાઢીયું, વ૦ નહી લાજ્યો કરતાં અન્યાય. સ૦ ૬૫
કારાગ્રહનું દુઃખ ઘણું વ૦ કોણ કાઢે ત્યાંથી બહાર, સ૦
પેરી સાડી શુધ બુધની, વ૦ પાસે આવી નીવ્રતી નાર સ૦ ૬૬
નાયક જોઇને રોયો ઘણું, વ૦ દેખી સતીનું તે સમે મુખ, સ૦
નીચું જોઇને કહે સાધવી, વ૦ તે પાપે ભોગવીયું દુઃખ સ૦
આંસુ લોહ્યાં નાથનાં, વ૦ વળી નીવ્રતી નાર; સ૦ ૬૭
પ્રવ્રત્તિ નારી ક્યાં ગઈ, વ૦ સાત પુત્રી ક્યાં ગઈ પંચ કુમાર. સ૦
નાયક કહે શુણ સુંદરી, વ૦ મેં નહીં માની તારી શીખ. સ૦
વહાલી થઈ પ્રવ્રતિ પાપણી, વ૦ ભુંડી રાંડે મંગાવી ભીખ. સ૦ ૬૯
દુખ વેળા નાશી ગઇ વ૦ મને પાણી કોઇ નવ પાય. સ૦
મુકાવ મુજને સુંદરી, વ૦ હું રહીશ તારી આજ્ઞાય. સ૦ ૭૦
નિવ્રત્તિ કહે પીયુ સાંભળો વ૦ ઘણા ડાહ્યા છો ભરથાર. સ૦
ઘણે ઠામથી મુકાવીયા વ૦ લેખે લાખ ચોરાસી વાર. સ૦ ૭૧
ધર્મ કને તેડી ગઇ, વ૦ ત્યાં લીધો કોલકરાર; સ૦
ધર્મ લેહેણું ફરી લાવજો, વ૦ જઇ રૂડો કરજો વેપાર, સ૦ ૭૨
ફરી સંસારમાં અવતર્યો, વ૦ મળ્યા શતગુરૂ એક દલાલ, સ૦
રામ નામ વસાણું વહોરીયું, વ૦ લાભ આવ્યો વસ્તુ રસાળ, સ૦ ૭૩
વિવેક વાણોતર થયો, વ૦ તત્વ વિચાર તાજવાં સાથ. સ૦
ધર્મ કર્મ બેઉ કાટલાં, વ૦ ક્ષમા દાંડી ઝાલી હાથ. સ૦ ૭૪

નાયક વહોરે વસ્તુને વ૦ જેજે નિવ્રતિ કહેતી જાય; સ૦
નિરગુણ ગોળ લીધો ઘણો, વ૦ ગુણ સત્ય મરમ કહેવાય. સ૦ ૭૫

સદવિદ્યા સાકર વહોરી ઘણી, વ૦ વહોર્યાં જાયફળ જોગાભ્યાસ સ૦
શ્રીફળ નામ શ્રી રામનું વ૦ મળ્યા શ્રી હરીના દાસ, સ૦ ૭૬

બ્રહ્મવિદ્યા ખાંટ વહોરી ઘણી, વ૦ સુભ લક્ષણ વહોરયાં લવીંગ; સ૦
ચતુરાઇ ચંદન વહોરીયું, વ૦ વહોર્યો કરૂણા કેસર રંગ. સ૦ ૭૭

જ્ઞાન ઘ્રૃત કૂપે ભરયું, વ૦ સિદ્ધતા તે હથી નીરદોષ; સ૦
પ્રીત પટોળી વહોરી ઘણી. વ૦ લીધા સાળુ શિળ સંતોષ, સ૦ ૭૮

વિશ્રામ પીતાંબર વહોરીયાં વ૦ વહોરી દયા ઘણી દરસાઇ, સ૦
લખતો જાય ચીત ચોપડે, વ૦ લેખણ શુધિ બુધિ રૂશનાઇ. સ૦ ૭૯

નવધા ભકતી મણી વહોરીયાં, વ૦ મુકતી મુકતા માળ સ૦
શ્રી હરીને હાથે ચડયો વ૦ થયું ઘરમાં ઝાકઝમાળ, સ૦ ૮૦

દશ ગુણે ગુણ્ય શીવી ભરી. વ૦ કરે વસ્તુનું દેવ વખાણ; સ૦
મોહ મેવાસી મારીયો, વ૦ હવે કોય ન માગે દાણ, સ૦ ૮૧

નાદ બિંદુ બેઉ બળદીયા. વ૦ વાગે નગારૂં ઓંકાર; સ૦
જ્ઞાન ઘોડે નાયક ચડયો. વ૦ જીતી ચાલ્યો સર્વ સંસાર; સ૦ ૮૨

જમરાયે લેખું આપીયું. વ૦ ચિત્ર વિચીત્ર જોડયા હાથ; સ૦
સનમાન આસન આપીયું. વ૦ જમરાય થયા રળીયાત. સ૦ ૮૩

ન્યાલ થયો શુભ માલમાં. વ૦ ગયો મુળ પોતાના ગામ. સ૦
ફરિ ભવમાં ભટકયો નહી; વ૦ થયો શુદ્ધ તે આતમારામ. સ૦ ૮૪

પ્રવ્રતીને જે કોઇ પરહરે, વ૦ કરે નિવ્રતિ અંગીકાર. સ૦
તે મુકતી ફળ પામે સદા વ૦ નવ દેખે દુખ લગાર. સ૦ ૮૫

ગુજરાત દેશ સોહામણો, વ૦ વીરક્ષેત્ર વડોદરૂં ગામ સ૦
વિપ્ર ચતુરવંશી નાતમાં, વ૦ કૃષ્ણ પુત્ર પ્રેમાનંદ નામ, સ૦ ૮૬

વિવેક વણઝારો તે આતમા વ૦ આ છે અધ્યાત્મનો ઉપદેશ. સ૦
વણઝારો ગાયને સાંભળે, વ૦ ટળે જન્મ મરણનો કલેશ સ૦ ૮૭

જે કોઇ મનને અનુભવે વ૦ થાય મન વાંછીત ફળ કામ. સ૦
સરોતા સજ્જન સાંભળી વ૦ તમે સમરો શ્રી રામ. સ૦ ૮૮

### પ્રેમળદાસ.

#### પદ ૧ લું.

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે;
જેની સુરતી સામળીયા સાથ, વદે વેદ વાણીરે. હરી ૧

વહાલે ઉગાર્યો પ્રહલાદ, હીરણાકસ માર્યોરે;
વીભીક્ષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યોરે હરી ૨

વહાલે નરસિંહ મહેતાને હાર; હાથોહાથ આપ્યોરે;
ધરૂવને આપ્યું અવીચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે. હરી, ૩

વહાલે મીરાં તે બાઇનું ઝેર હળાહળ પીધુંરે;
પંચાળીનાં પુર્યાં ચીર, પાંડવ કામ કીધુંરે, હરી. ૪

વહાલે અમરીષને ઓળખાવ્યું, અવતાર દશ લીધારે;
વહાલે ગજની કીધી સહાય; ગરૂડ પરહરીયારે. હરિ. ૫
આવો હરી ભજવાનો લહાવો, ભજન કોણ કરશેરે;
કરજોડીને કહે પ્રેમલદાસ, ભગતનાં દુખ હરશેરે. હરિ. ૬

## કૃષ્ણારામનાં પદ

### પદ ૧ લું.

ગોવિંદના ગુણ ગાને, તેથી મંગળ થાશે,
પાપ તાપ સર્વે જાશે, તેથી મંગળ થાશે. ટેક.
અભાગીયાનો તું તજને આશરો;
સંત સંગતમાં જાને તેથી મંગળ થાશે. ગોવિંદ. ૧
દેવાદીક તારે પાયે લાગશે;
ગુણ તારા સૌ ગાશે, તેથી મંગળ થાશે. ગોવિંદ. ૨
દાસનાં દળદર દુર કરવાને;
રામ રમાને મોકલશે, તેથી મંગળ થાશે. ગોવિંદ. ૩
સંકટ તારાં હરવા શ્રી વીઠલ;
એતો ચક્ર ધરી પ્રભુ ધાશે, તેથી મંગળ થાશે. ગોવિંદ. ૪
પુરૂશોતમને તું તો કરને તારા પ્રીય;
તેને તે શરણે તું જાને, તેથી મંગળ થાશે. ગોવિંદ. ૫
કૃશ્નરામ કહે છે કૃશ્નને ભજતાં,
તારૂં જન્મ મરણ છુટાશે, તેથી મંગળ થાશે. ગોવિંદ. ૬

## ઠાકોરજીને પોઢાડવાનું.

### પદ ૨ જું.

પોઢો પોઢોરે સારંગપ્રાણી, તેરી અખીઆંમેં નીંદ્રા ભરાણીરે; પોઢો.
હાંરે એમ કહે કઉસલ્યા માઇ, નીંદ બગાસાં આઈરે. પોઢો. ૧
હાંરે પ્રભુ અંગશે આળસ મોડો, કમરસે પટકા છોડોરે. પોઢો. ૨
હાંરે પ્રભુ ધનુષ ભાથા તમે મેલો, હાંરે સજ્યાપર સાલ ઓઢોરે. પોઢો. ૩
હાંરે સીતા સતવંતી નારી, હાંરે એને સુંદર રાજ સુધારીરે. પોઢો. ૪
હાંરે લક્ષમણજીને આગના કીજે, હાંરે પીછે પાંઉ પલંગપર દિજેરે. પોઢો. ૫
હાંરે કૃષ્ણારામ કહે કરજોડી, હાંરે પ્રભુની અખંડ રહીઓ જોડીરે. પોઢો. ૬

## રામકૃશ્ન.

### રાગ વેરાવળ પદ ૧ લું.

આળસ તજને અભાગીઆ, ગોવીંદ ગુણ ગાતાં;
રામે આપ્યા છે રોટલા, રૂઠા લાગે ખાતાં. આળસ. ૧
સારૂ સારૂ કહી શાકને ભલા સબડકા ભરીયા,
હઠીલા હઈડે હામ દેઈ તને હરી કેમ વીસરીયા; આળસ. ૨
અન્ન વસ્રની આશથી, ધાયો ફરે છે અંત્યા,
લખરે ચોરાશીમાં ભટકવું, તેની છે કાંઇ ચિંત્યા. આળસ. ૩
કૃશ્ન ભજન વિના કુતરા, થઈ લખલખ કરશો;

ટુકડો કોઇ નાંખે નહી, માર ખાઈ ખાઇ મરશો. આળસ. ૪
આઠો દેહ મંજારનો કોઇ પેરેરે ધરશો;
છેઠ છેઠ કહી સઉ હાંકશે, મિયાંઉ મીયાંઉં કરી મરશો. આળસ. ૫
કુતરો ઘેર ગોલા તણે, ગરધવ ગુણ નાંખી;
જે જેમ તે તેમ તાણસે, ધણીની બીક રાખી. આળસ. ૬
આજ સેવા કર સંતની, હરી હૈડામાં આણી;
નહિ તો પાડા થઈ પંથમાં, ભરશો જળ પાણી, આળસ. ૭
મારે હરી નાચી રીઝવો, કર્મ કુઠારે કુટો;
ઘોડોરે થઇને ઘાસમાં પગ શાને રે કુટો. આળસ. ૮
કીર્તન કરો શ્રી કૃષ્ણનું, મુકી બીજી રે વાણી;
ભકભક થઇને બોકડા, ખાશો ખરસાંડી. આળસ. ૯
ગરજીને ગાઓ ગોવિંદને, ધણા કાઢીને ધાંટા;
તો ઉંટ નહી અવતરો, ખાવાનેરે કાંટા, આળસ. ૧૦
આનીતી માનવ દેહ વિશે હરિના મારગ ચાલો;
હસ્તિ થઇને મસ્તીઓ, માથે નહી કુળ ઘાલો. આળસ. ૧૧
કૃષ્ણ વિસાર્યા તેં કોઠથું, બહુ અવતાર ધરશો;
વાંદર થઇ વરણાગીયા, કાળે મુખડે ફરશો. આળસ. ૧૨
હરિગુણ ગાતાં ત્રુજને, ટાઢ વાય શરીરે;
બગલાં થઈ કેમ બેસશો, તમે જળના તિરે. આળસ. ૧૩
ગુણલા ગાઓ ગોવિંદના, શું લાગો છો લોભે;
કુઙ થઇને કુધશો, તમે ધરનેરે મોભે. આળસ. ૧૪
કૃષ્ણ કથારસ અનુભવો, કાને છો તમે શરૂવા;
કોળ નોળ વણીચર તણા, દેહ કુટોને વરૂવા. આળસ. ૧૫
પામી ઉત્તમ દેહને, હરિ ચિત્તવા કાં મુકો;
નિત્યે ઘર ઘર માગશો, તમો લુખો ને સુકો. આળસ. ૧૬
રીંછ રોઝને વાઘની, છે નરતીરે કાયા;
તે કુટવા છબીલો ભજો, તમે મુકીને માયા. આળસ. ૧૭
ચેતિ શકો તો ચેતજો, શું કહીએરે ઝાઝું;
હરિવિના જીવતું દુખડું, કહેતા હું લાજુ. આળસ. ૧૮
માનવ દેહ મોંઘા જડયો, કાંઈ સાધન સજીયે;
રામ કૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ. આળસ. ૧૯

રાગ મેવાડો.

દીવેલતો ખુટયું રે કુશકા ખાંડતાં રે, પ્રાણીયા તેં કીધું એવું રે કામ.
આદર કરતાં રે આયુષ્ય વહી ગયુ રે, સુખમાં તો સમર્યા નહિ શ્રીરામ દીવેલતો. ૧
મનુષ્ય જનમરે મહા-મણી જડયોરે, ભજવાને સત્ય શ્રી સારંગપાણ;
વહોરતને વહોરીરે કાચ કથીરનીરે, કહાવે વળી સઉમાં ચતુર સુજાણ. દીવેલતો. ૨
જ્યાં લગી વહેતોરે ગાતર ગાંઠડી રે; ત્યાં લગી સહુકો કરતુ હેત,
દોહલી વેળાનો રે સંગી એક રામ છે રે, ચીતડામાં ચેતી શકાય તો ચેત. દિવેલતો. ૩

ઉઠીને કોટેરે ભાઈ શું દોડતોરે, આગળતો આવે છે મહા આર્ણ;
રામકૃષ્ણ પ્રભુરે સાચા સેવજોરે, તે પ્રભુ રાખશે તુજને સર્ણ. ૪

પદ ૩ જું.

ઓમન સાંભળરે, સંગી તારા ચાલીયારે, જે વળી આવતા તારે સાથ;
ઇંદ્રિયો સઘળીરે શીથળ વીથળ થઇરે, લાકડી તો ઝાલી છે વળી હાથ. ઓમન. ૧
ઉદરને કાજેરે પરને આંગણેરે, ઉભો વળી સાંજે ને પરભાત,
ધંધાને કરતાંરે ધોળાં આવીયાંરે, નવ લહી કાળ કેરી જે ઘાત. ઓમન ૨
આ ભવમાં આવીરે ભલપણ શું કર્યુંરે, ભારે મારી જનેતા નવ માસ;
રામ નામ લેતાંરે રસના આળસીરે, કીધી તેતો વિષીયા કેરી આશ. ઓમન. ૩
બુદ્ધિ બળ સાથેરે બંધનમાં પડયોરે, જઇ ભીડી આવળીયાસુ બાથ,
રામ કૃષ્ણ પ્રભુરે સાચા સેવજોરે, વાલો મારો નર નવારણનાથ. ઓમન. ૪

પદ ૪ થું.

રામ તણા ગુણ ગાઓ પંખી પ્રાણીરે, તારી દુર્લભ મનશા દેહ એવું જાણીરે;
મધની માખી જેમ મધમાં વાહીરે તેમ માયાનો બંધાએલો જીવ જાવુ કાંઇરે.
બાળપણના દીન રમતા ખોયારે કોઇ માત પિતાને લાડ મનડે મોહ્યારે;
જોબનીયામાં રહીને ભોગમાં ખીલોરે, તેં વીસારયા શ્રી રામ વીખીયામાં ઝીલ્યોરે,
ત્રીસ થયાં ચાલીસ તણી ઝડ લાગીરે, કાંઈ સાધન કરવા મુઢ મત નવ જાગીરે,
પચાસે પડીયા દંત સાઠે બુધ નાઠીરે, સીતેરે ન સુણે કાન કરમ હી અભાગીરે
હવે હશે શું થાય અવસર ભુલ્યોરે, પાણી પહેલી ન બાંધી પાર આશાસુકોરે;
પછે ગળે નાસીકા નેહે દેહી તારી ધ્રુજીરે, કાંઈ રાત દીવસ ન જણાય કાંઇએ નસુજેરે
હરિથી વાહલા કેમ વસ્તર વાધારે તારા લાખેણા શા દન લેખે ન લાગ્યારે
માટે પેટ વરામાંપુન્ય કાંઈક કરજોરે, તમે સાધુ તણે સંગે જઈ હરી રસ પીજોરે,
માટે જે જે બોલો રામ મુખ જપો માળારે, હરી ડુબતાં સહાય કરશે શ્રી ગોપાળારે,
અલ્યા જેમ તેમ કરવી પ્રીત તેમ તેમ ભળવુંરે, નદી નાવનો સંજોગ ફરી નથી મળવુંરે,
હેઠળ પેઠળ હેમ ઝુલે ઘર હાથીરે, તારા રમી ગયા જ્યારે હંસ કોલ નથી શાથીરે
કુટુબ સહીત પરીવાર કોઈ નહી તારૂંરે, કોઇ આજ કોઈ કાલ ખીલવટ સારૂંરે;
ગોપાળ બુદ્ધિ આપો સંકટ કાપોરે, મહેતા રામ કૃષ્ણ જન રંક ભક્તિ આપોરે.

મીઠો.

પદ ૧ લું.

જાણ જાણ તું જીવ અભાગી જાણ, આ અવસર નહિ આવે ફરી ફરી;
વાશી વાશી લખ ચોરાશી ખાણ મોઘો મનખો પામ્યો મરી મરી, ૧
પશુ હતો તારે મુખે ચરતો ચાર, તડકા ટાઢ સહેતો તું ઘણી;
ખાતો ખાતો બહુ બહુ વિધના માર પીડા પામ્યો ભુખ તૃષ્ણા તણી. ૨
પંખી હતો ત્યારે જેમ તેમ ભરતો પેટ, ઝાઝા માળા કરતો ઝાડમાં;
ઊંડા ઓળંગતો બહુ જળ કેરા બેટ હવે તું લટકા શીખ્યો લાડમાં. ૩
વન વગડે તું ઉંઘતો કઇ ઝાડ, ઉંધે મુસ્તક રહેતો ઝૂલતો;
તારા ઉપર કઈ પડતાં કહોવાડ, ફટ અજ્ઞાની એ શુ ભુલતો. ૪

મછ કછ ને કીડી તણુ કુળ માંહી, નઉતમ લીલા કરતો નારકી;
પામ્યો પામ્યો રાજ સિંહાસન; આહી હેદળ ગેદળ પેદળ પાલખી ૫
ભાઈ તું તારા દીન તો સંભાર ગુણ ઓસીગણુનાથને ઘેલડા;
કહે મીઠો તું છતીને શું હારે પ્રીતે ગુણ ગાને પેલડા,
એ કવિની તારીફ કરતાં એક કવીએ કહેલો સોરઠો;
કાંધ રવાજ કરીને, ગઢ પતીને ગાયો નહી. ૭

ઢાઢી ધ્યા ધરીજ; માહોગાયો મીઠીયે.

કરીએ કૃષ્ણ ઉપાસના, ધરીયે રૂદીયામાં ધ્યાન;
ફરીયે નહી ગર્ભવાસમાં ઠરીએ એક નીદાન. કરીએ. ૧
ખોટા ખેલ સંસારનો, આતસ બાજીનો રંગ.
કરતાં વર્ષ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ. ૨

ગુરૂ ગમ ગાઇએ; ગોવીંદને જીવનું જોખમ જાય;
દયા દીનને દીનતા તે તરવાનો ઉપાય. કરીએ. ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરીયા રત્ન ભંડાર,
હીરા મોતીની હાટડી સતગુરૂ ખોલણું દ્વાર. કરીએ. ૪
નીરમળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવીચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરીએ. ૫

ચિંતવન કરીએ ચિત રૂપનું પ્રંથ બોલે છે આપ;
એને સમરે સુખ ઉપજે, ટળે ત્રીવીધન તાપ. કરીએ. ૬
છે છતી વસ્તુ દેખે નહિ, જીવનું જેને અજ્ઞાન.
માયા પડદા મધ્યે પડયો ભુલવણીનું એ ભાન. કરીએ. ૭

જન્મ મરણ તણી આપદા નથી કાંઇ સંકટ સેલ;
ધંધો કરતાં ઠરી પડયો જેમ કાંઈ ઘાણીનો બેલ, કરીએ ૮
ઝાઝે લોભે લાગી રહ્યા, માયાની મધ લાળ;
તેમ તેમ ત્રષ્ણા વધી કુટાયો કંક કાળ કરીએ. ૯

નઉતમ દેહ દુરલભ દેવને પ્રાણી પાઠયો શુ તેહ;
હરો નીઝારે નાંખ્યો એમ ન રહયો સંદેહ કરીએ.૧૦
ટેક ધરીએ નીજ નામની સેવા સ્મરણ ધ્યાન;
હેતે હરીરસ પીજીએ મુકી માન ગુમાન. કરીએ ૧૧

ઠીક ઠરીનેરે બેસીએ, રાખીનેરે વિશ્વાસ;
જઠરામાં જેને જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ ૧૨
ડગ મગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહી થાય;
ગમળે થાશે ગોવીંદનુ, કોઇનું જાણ્યું નહી જાય. કરીએ ૧૨
ઢાંકયો પાવક ધુમને, ઢાંકયો વાદળે સુર:
માયાએ ઢાંકયો આતમા, સમજાણે રહી ગઇ છે દુર. કરીએ ૧૪
રણ સંબંધે આવી મંળ્યા, સુતાવના દારાને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ ૧૫

તોળજુતત્વ ત્રીલોકમાં નહી હરી નામ સમાન;
બીજુ સરવે એ બાદલુ, અંતે આવે નહી કામ. કરીએ. ૧૬
ધીરતા કરીને તું ન્યાળજે, રૂદે કમળમાં રૂપ;
બ્રાહ્યાભ્યંતર ભાળજે, હરીનું અકળ સ્વરૂપ. કરીએ. ૧૭
દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહી હરી નામ સમાન. કરીએ. ૧૮
ધ્યાન ધરજે પરીબ્રહ્મનું, જેમ કંઇ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરીયે ચિતવન. કરીએ. ૧૯
નિશ્ચે જાણો રહેવું નથી, જુઠો જગત વિશ્વાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ. ૨૦
પ્રિત નિરંતર કીજીએ, સદગુરૂ સંતની સાથ;
રખે તું ઢોળી નાંખતો, અમૃત આવ્યું છે હાથ. કરીએ. ૨૧
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ;
અંતે કોઈ કોઇનું નથી, તું તો તેનોરે તેહ. કરીએ. ૨૨
બાવન ઉપનીશદ વેદના, તેનું તત્વ વિચાર;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસી પદમાં ચિતધાર. કરીએ. ૨૩
ભારે ભેદ ગુરૂ દેવના, કોઈ નવ પામેરે પાર;
શીવ વીરંચીને સારદા, સેવે પદરજ સાર. કરીએ. ૨૪
માયા મુળ વની વરખડી, મોરી ત્રીભોવન માંય;
નીત્ય નઉતમ ફુલે ફરે, તાતી શીતળ છાંય. કરીએ. ૨૫
જીવ અનેક નીપજાવતી, સેવે સુરનર વ્રંદ;
અણુની આંધે અંજાઈને, સઉને સરખો આનંદ. કરીએ. ૨૬
રહીએ ઇશ્વરને આશરે, ધારણ ધારી તે ધીર;
સુખ દુખ એણીપેરે આવશે, જેમ કાંઈ નાળીએરનાં નીર. કરીએ. ૨૭
લીલા કોઇએ લેતું નથી, આણી ભુલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહી કોય. કરીએ. ૨૮
વિશ્વ રહ્યું છે સઉ મોહીને, જુઠી બાજીને જોય;
તેરે બાજીના ખેલને, જાણે તે જન કોય. કરીએ. ૨૯
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા માંહી દુખ ભોગવે, તે તો જાગેથી જોય. કરીએ. ૩૦
ઓળે ઓહુ સરવે પડે, ન જડે નામને રૂપ;
બાંધી રૂંધી ઉભું કરયું, જેવું કાષ્ટ સ્વરૂપ. કરીએ. ૩૧
સંશય તેને શાનો રહયો, છે તે બ્રહ્મવિચાર;
અગ્નિ ઉધેઈ અડે નહી, રવી નહી અંધકાર. કરીએ. ૩૨
હરીનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
એજ ઉમયાપતી અહીપતિ, નિશદિન ધ્યાનમાં ધ્યાય. કરીએ. ૩૩
પ્રેમ પયોધરે ઝીલીયે, સદગુરૂ સંતોને સંગ;
પ્રીતમ તન મને તે થકી, પ્રગટે પુરણ રંગ. કરીએ. ૩૪

## કક્કો.

કક્કા કર સદગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દુર પળાય;
લીંગવાસના હોયે ભંગ, કક્કા કર સતગુરૂનો સંગ. ૧

ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રી મુખે કહી સાક્ષાત;
જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપા વિણ સિદ્ધિ નથી;
જનમ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨

ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનીંદા પરધન પરહરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચિતમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩

ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય,
સમજીને શંશય ટાળવા, બાહ્યાભ્યંતર હરિ ભાળવા;
જોતાં જીવ દશા તો થાયે, ઘઘ્ઘા ઘણું કહે શું થાય. ૪

નન્ના નિરમળ તેની દશા, જેને હરી રૂદયામાં વસ્યા,
પોતાના અવગુણને હણે, પરના રૂદયે નવ ગણે;
કોના દોશ ન દેખે કશા, નન્ના નીરમળ તેની દશા. ૫

ચચ્ચા ચિતમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે,
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરી રાખે તો રહે, ચચ્ચા ચીતમાં ચેતી લે. ૬

છચ્છા છે માયા ગુણમયી, બળવંત પણ દીસે નહી,
દાનવ માનવને દેવતા, આધીન થઈ હરી સેવતા;
હરી આગળ હારી રહી, છચ્છા છે માયા ગુણમયી. ૭

જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વીધા નિષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિરવેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮

ઝઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ.

નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર;
કાળ કર્મ નહી લાગે લેશ, છે અનાદી હરીનો દેશ;
તે પદને પામે નીરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦

ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરીના ઘાટ, કાંઇ સુક્ષ્મને કંઈ વૈરાટ;
હરીને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧

ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક,
નિરભય નારાયણના વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨

ડડા ડાપણ મુકી દે, સદગુરૂને સરણે જઈ રહે,
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરશે નાશ:
ઉપાધીથી અળગો રહે, ડડા ડાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદીએ રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર, ગાફેલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું,
દાણી ગણતાં ડુબી ગયો, દેવાળુ કાઢીને રહ્યો;
જમકીંકર કરશે તાપણું, રેણારણ ચોરાશીતણું. ૧૫

તત્તા તારૂં આપ તપાશ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહી ત્રાસ, તત્તા તારૂ આપ તપાશ. ૧૬
થથ્થા થિર તો રહેવું નથી કોણ રંક કોણ પુથ્વી પતી,
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહિ;
ભાવ ધરી ભજ કમળાપતિ થથ્થા થિર તો રહેવું નથી. ૧૭
દદા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ,
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દિપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદા દેહ દેવળમાં દેવ. ૧૮

ધદ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર;
શબ્દ તણી સહજ સમશેર, શતરૂ દળમાં પાડે ભેળ;
સદગુરૂ બકતર પેર શરીર ધદ્ધા ધારણ ધરજે ધીર. ૧૯
નન્ના નિશાન ગુરૂનું છેય ધીર વીર પગ રોકી રેય;
કાયર નરનું નહી ત્યાં કામ, શુરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિરગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરૂનું છેય. ૨૦
પપ્પા પુરાની જે પ્રીત, મેરૂ ચળે ન ચળે ચિત,
ધરૂવની પેરે અવીચળ રહે, સ્તુતિ નીંદા સુખ દુખ સહે;
નારાયણને નિરખે નીત, પપ્પા પુરાની જે પ્રીત. ૨૧

ફફા ફોગટ તે કોણ ફરે, સચેત થઈ હરી સમરણ કરે,
જન્મ મરણમાં આવે નહીં, જેનું મન વસીયું હરી મહી;
જઠરાવાસ નિશ્ચે ફરે, ફફા ફોગટ તે કોણ ફરે. ૨૨
બબા બોલે તેને જાણ, મુકી દેને મનની તાણ,
હું મારૂં રૂદયેથી ટાળ, પરમારથમાં પીંડજ ગાળ;
દયા દિનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩
ભભ્ભા ભજન થકી ભય ફળે; નિશ્ચય કાળ કરાળ ન ગણે;
ભેખ ધરે સિધિજે થાય ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો તેવો પણ હરી ફળે, ભલા ભજન થકી ભય ટળે. ૨૪
મમ્મા માયા મનની જાણ, મારૂ તારૂં ખેંચાતાણ,
સઘળે સરખો આતમારામ, સાંધા વાંધા મનના ઠામ;

માટે મન હરી ચરણે આણ, મમ્મા માયા મનની જાણ. ૨૫
થથ્થા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને,
આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
દેહ ધરશી દેખે દેહને થથ્થા ખેવપણું જેહને. ૨૬
રામ રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે,
વળતો શીદ વદે છે વાત, નીર વલોવે ના આવે સ્વાદ;
હરીનુ હારદ હેતે ગ્રહે, રરા રામ ભજનમાં રહે. ૨૭
લલ્લા લેતું આતમ લાવ ફેરી ફેરી નહી આવે દાવ,
જીતી બાજી હારીશ નહી, સમજુને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવો દાવ, લલ્લા લેં તું આતમ લાવ. ૨૮
વવા વદે વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર,
ઊંચ નીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતી:
સંશય રાહુ તજવો અહંકાર, વવ્વા વદે વચન નીરધાર. ૨૯
શશ્શા સાધન સરવે થયું, જેનું ચીત હરી ચરણે રહ્યું,
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વીઘન ભય કૃત ગયું, શશ્શા સાધન સરવે થયું. ૩૦
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે,
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબુ તેવી ભાત;
મીસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૧
સસ્સા સઘળે સુંદર સ્યામ; હરી વીના નહી ઠાલો ઠામ,
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પુરણ ઠામ, સસ્સા સઘળે સુંદર સ્યામ. ૩૨
હહા હરી ભાળો ભરપુર, દોષ કર્મ તો રહેશે દુર,
રવીનો રજની નહી કો કાળ, તેમ આતમા પુરણ ભાળ;
નિરમળ નયણે રાખો નુર, હહા હરી ભાળો ભરપુર. ૩૩
શઉ અક્ષર સંપુરણ થયા, હરી ગુરૂ સંતે કીધી દયા,
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
સંવત અઢાર બાવીની સાલ, ચૈત્ર સુદી સાતમ સોમવાર. ૩૪
સંગેસર સાધુનું ગામ, ઠાકોર કુંજબિહારી નામ,
પ્રીતમ પ્રેરે અક્ષર કહ્યા, હરી ગુરૂ સંતે કીધી દયા.

પદ ૧ લું.

હરિ સમરણ કર હેતમાં, ચેત ચેત અચેત;
આ અવશર ચેત્યો નહી, મુખમાં પડશે રેત, ટેક.
કાયાનુ કાંઇ નહી નીપજેરે, મેલ મિથ્યા અહંકાર;
તનનાં તે ત્રણે વાનાં થશે, કીટ વીટ કે સાર. હરિ. ૧
રહ્યા નહી ને કો રહેશે નહી, શશી સુરજ વંશ;
ખડભડ કરતાં ખપી ગયા, કઉરવ રાવણને કંસ. હરિ. ૨
જેનો સુજસ સંસારમાંરે, તે નર અમર જાણ;

પ્રીતમ એ પરમાણજે, હરી હઇયામાં આણુ. હરિ. ૩

પદ ૨ જું.

હરિ ભજન વિના, દુખ દરિયા સંસારનો પાર ન આવે;
જડ બુદ્ધિ જીવ સંત વિના સુધ મારગ કોણ બતાવે. ટેક.
તે અનેકવાર અવતાર ધર્યા, બહુ કર્મ તણા કોઠાર ભર્યા;
અધ ઓઘ તણા અંબાર કર્યા. હરિ ભજન વિના. ૧
ફર્યો ચાર ખાણ લખચોરાશી, થયો જળચર સ્થળચર ગર્ભવાશી;
માયા બંધનથી ન શકયો નાશીઃ હરિ ભજન વિના. ૨
તું ઝાડ પાડ જડરૂપ થયો, તેં શીત વરષા બહુ તાપ સહ્યા;
તારાં કષ્ટ કેણે નવ જાય કહ્યાં. હરિ ભજન વિના. ૩
કહે પ્રીતમ ચેતી લ્યો પ્રાણી, દુઃખ જન્મ મરણ એવું જાણી;
તું શું બેઠો આળસ આણી, હરિ ભજન વિના. ૪

પદ ૩ જું.

હરિ ભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય;
તન તાપ ટળે, મરણનાં સંકટ તે સર્વે જાય. ટેક.
જુઓ એકલસંગી હરણીના, એવા વ્યાસમુની વણ પરણીના;
કહો સુત પુરાણી કુળ પરણીના. હરિ ભજન થકી. ૧
જુઓ શુકજી કેરૂં મુળ શોધી, જાતે પક્ષી સુરીઓ લોધી;
થયા આપે ઇશ્વર અક્રોધી. હરિ ભજન થકી. ૨
જુઓ પાંડવની મેડકી માતા, એવા વશિષ્ટ વિસ્વે વિખ્યાતા;
એવા ચતુર નર પંકજ જાતા. હરિ ભજન થકી. ૩
જુઓ વાલ્મિકજીની વાત ખરી, જેણે દુર્ભજશાળામાં દેહ ધરી;
જેણે સો કોટી રામાયણ કરી. હરિ ભજન થકી. ૪
જુઓ દાસી સુતશું હીણપણું, એનું પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદ તણું. હરિ ભજન થકી. ૫
જેમ અધ્યમ જળ ગંગામાં ભળે, તેતો ગંગા સરખું થઇને ફળે;
જેમ પારસ પરશે લોહ ટળે. હરિ ભજન થકી. ૬
જાત ભાતતો નવ જાણી, હરિ ભજે એ હરિ સરખો પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એધાણી. હરિ ભજન થકી. ૭

પદ ૪ થું.

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાહલાજી, મહામણિ મુકી પથ્થર ચિત પ્રોયું. ટેક.
જેણે અમૃત ઢોળીને વિખ પીધું, તેણે કુડં કરમ હાથે કીધું;
તેણે મિથ્યા માતાને દુખ દીધું. દેહ મનુષ્ય ધરી. ૧
જેણે જાળવીયો જઠરા માંહી, તેને સંભારે સુપને નાહી;
લંપટને લાજ લગાર નહીં. દેહ મનુષ્ય ધરી. ૨
જેણે જગતપતિને નવ જોયો, તજી કલ્પવૃક્ષ બાવળ બોયો;
તેણે ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ મનુષ્ય ધરી. ૩

જેને કૃતઘ્ની સરખા કહીયે, તેની સંગતે સરખા થઇયે;
કહે પ્રીતમ તેથી દુર રહીયે. દેહ મનુષ્ય ધરી. ૪

પદ ૫ મું.

ગુરૂ મહીમા વિષે દેશીચાલ.

જેજે પરમ ગુરૂ પરમાત્મા, તમારો મહિમા શો તે કહીયે જો;
એક જીભ્હાનો તે શો આશરો, શેષ શહસ્ત્ર વાર લહે જો. જે૦ જે૦ ૧
અગમ નિગમ અનુમાને કહે, સલીતા પુરે વરસ્યા વરસે જો;
ઘુમ્મર દેખીને વેહેની કહે, બાણ પુરૂષની સુરતે ચાલે જો. જે૦ જે૦ ૨
સાગર તીરે જે ઉભા રહ્યા, તેતો ત્રઠમાં વરણવ કરશે જો;
માહાજળમાં પામ્યા આવે નહી, અપાર કહીને તે ઓચરશે જો. જે૦ જે૦ ૩
બાજી બાજીગરને નવ લહે, પુત્ર પિતાને તે શું જાણે જો;
પ્રીતમ પરમારથ જે પ્રીછશે, તેતો અખંડ અભેપદ પામે જો. જે૦ જે૦ ૪

પદ ૬ ઠું.

મનના ખેલ વિષે.

હરિ ભજન થકી, છોટા હોય તે મોટા સઉથી થાય. એ રાગ.
મન માને નહીં, સો ફેરા સમજાવું તોયે શું થાય;
મન કઠણ કઠોર, ચંચર ચિત્ત ચપળ ચિત્ત ચોદશ જાય. ટેક૦
મન ભુત તણી પેઠે ભમતું, મન માયામાં રહેછે રમતું;
તુને હરિ ભજવાનું નથી ગમતું. મન૦ ૧
જમકિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખ શિદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦ ૨
મળ્યો મનુષ દેહ તેમાં નહીં મણા, તુંતો ગાને ગુણ ગોવિંદ તણા;
અઘ ઓઘ તણા અંબાર ભરયા. મન૦ ૩
મુદગળના માથે માર પડે, તોયે ફરી ફરી તે દવાર અડે;
ફળ દેખી મરકટ ઝાડ ચહડે. મન૦ ૪
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, શું સુતો સોડય ઘણી તાણી;
તારે માથે મરણનો ભય જાણી. મન૦ ૫

પદ ૭ મું.

એકાદશીના વર્ત વિષે દેશી ચાલની.

આવી એકાદશી વૈષ્ણવ જનને વ્હાલી કરનારી;
જેને હરી વાહાલા, ઊર અંતરમાં સદાય તેને પ્યારી. ટેક.
ભાઈ જે કોય કરશે એકાદશી, તેને હરીની ભક્તિ રૂદે વશી;
તે જનને મણા નવ રહી કશી. આવી૦ ૧
જે હરી દીવસને ચાહે છે, તેના દુખ દાળીદ્ર સઉ જાય છે;
તેના પિત્રાઈ સુખીયા થાય છે. આવી૦ ૨
જે હરી મંદીર દરશન જાયે, મહા સુખીયાથી સુખીયા થાયે;
તે અક્ષર ધામ વૈકુંઠ જાયે. આવી૦ ૩
જેના કુળમાં એકાદશી ચાહે છે તે વ્રત કરી હરિગુણ ગાય છે;
વળી હરિરસ પીયે ને પાય છે. આવી૦ ૪

એક રાજ કુંવરીએ રસ પીધો, તેણે તે દિવસનો સહી કીધો;
પછી સ્વામીને મરવા દીધો. આવી૦ ૫
તેને ચત્રભુજે કીધો શીધો, તેને આરતીઓ કરીને લીધો;
જેણે એકાદશીમાં કાળ કીધો. આવી૦ ૬
જેમ જોગ યજ્ઞ તીરથ જાશે, જે કાશીમાં જઇ નાહાશે;
તે વ્રત એકાદશી કરતા થાશે. આવી૦ ૭
જે લક્ષ ગાયોનુ પુન્ય કરશે, તે જન મુક્તીમાં ભળશે;
એ એકાદશી કરતાં વળશે. આવી૦ ૮
જે કોઇ હેત કરી જાગણ કરશે, પોહોર હરીનું ધ્યાન ધરશે;
તેના કરમ તણું પાનું ફરશે. આવી૦ ૯
જે બાર મહીનાની ચોવીસ કરશે, તે છેલછબીલો વર વરશે;
કહે પ્રીતમ પ્રેમ ભાવે તરશે. આવી૦ ૧૦

## ધોળ પેલું.

શું કરશું ગીતા ગાઈનેરે, તેં શું કરશું ગીતા ગાઈને ટેક.
પરને પરમોધ્યો ને આપ ન શોધ્યોરે, ધીક પડી પંડિતાઇનેરે; તેં શું૦ ૧
ભાગવત ભાખે ને રૂદિયે ન રાખેરે, ધનને કાજે મુઓ ધાઇનેરે. તેં શું૦ ૨
જેમ ભુજંગને માથે મણી છેરે, તેને તજે જીવે જીવ ખાઇનેરે. તેં શું૦ ૩
ભણ્યો ખરો પણ ભેદ ન જાણ્યોરે, કુટુંબ પોખ્યું કમાઇનેરે તેં શું૦ ૪
મન મેલું ન માંજી શકયોરે, ટાળી નહી દુર્ગં કમાઇને રે. તેં શું૦ ૫
કહે પ્રીતમ પોતાને ડહાપણેરે, હરિ હીરો તે હાથથી ગમાઇનેરે. તેં શું૦ ૬

## ધોળ ૨ જું.

મામેરૂ મોંઘા મુલનું. એ રાગ.

તુંતો રામ રટણ કર રંગમાં, હવે રાખ હરી સાથે હેત;
અવસર આવો નહિ મળે. ટેક.
વિષયાભુતે તે તુજને ભમાવીઓ, ક્ષણ એક બેઠો નહિ ઠરિ ઠામ. અવસર૦ ૧
ખોટા ખેલમાં શું રે ધુસી રહયો, માની સ્વપ્ન તણું સુખસાર. અવસર૦ ૨
પ્રાણી પરપંચમાં શું મચી રહયો માની સ્વપન તણું સુખસાર. અવસર૦ ૩
કાળ ખાશે જે કેસે કહું નહિ, નથી માનતો ગાફલ ગમાર. અવસર૦ ૪
અંતે રંગ પતંગ જાશે ઉતરી, કાચી કાયા નહિ આવે કસે કામ. અવસર૦ ૫
તુંતો સ્મરણ કરજે શુદ્ધ ભાવશું, ટાળી તન મન કેરા વિકાર. અવસર૦ ૬
ભજો પ્રીતમ બ્રહ્મ સ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર. અવસર૦ ૭

## ધોળ ૩ જું.

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલપતરૂ સાર; સમાગમ સંતનો; ટેક.
એક સમજમાંરે અંતર ઘણો તરૂ પારસ ત્રણ પ્રકાર; સમાગમ. ૧
એક પારસથીરે પારસ બન્યો એક પારશથીરે હોયે પ્રેમ; સમાગમ. ૨
એક પારસ લોહને કંચન કરે, સત વર્ષે એમનું એમ. સમાગમ. ૩
એક ચંદનથી વીખ ઉતરે, એક ચંદને અગ્નિ ઓલાય, સમાગમ. ૪
એક તલભાર તેલમાં જો પડે, ફરી તેલ તાતુ નવ થાય; સમાગમ. ૫

સર્વે સેન્યા શુરી નવ જાણવી, સર્વ નારી શતી નવ હોય; સમાગમ. ૬
સર્વે ગજશીર મોતી ન નીપજે; તેની જુક્તિ વિચારીને જોય; સમાગમ. ૭
જ્ઞાનહિણા ગુરૂ નવ કીજીયે, વંઝા ગાય દોયે શું થાય. સમાગમ. ૮

ધોળ ૪ થું

તું તો રામ રટણ કર રંગમાં તારા અંગમાં ઉપજે આનંદ ગોવિંદ ભજ ભાવશું. ટેક.
પરમારથ અર્થ વિચારીયે, તજ સ્વારથનો ફંદ; ગોવિંદ. ૧
કાયા માયા તેતો કારમી, તેણે વણસતાં ન લાગે વાર; ગોવિંદ. ૨
મૃગ ત્રષ્ણાનાં જળ રે જાશક ભર્યાં એવો જાણો શકળ સંસાર; ગોવિંદ. ૩
ગુંજ વહનના અરકટ આણીયા, તેણે ટાઢ ટળે ન લગાર; ગોવિંદ. ૩
સ્વપ્નામાંરે શમૃદ્ધિ પામિયે, જાગી જોતાં ન રહે જરાય; ગોવિંદ. ૫
ધુમાડાના ઢગરે શોહામણા, ભરે મુંઠી નવ્યરે ભરાય; ગોવિંદ. ૭
સાચી સંગત સતગુરૂ સંતની, તેથી જીવપણું ટળી જાય; ગોવિંદ. ૮
કહે પ્રીતમ પ્રભુને સંભારેતો મહા પાપી પાવન થાય, ગોવિંદ. ૯

ધોળ ૫ મું.

પ્રપંચ મુકો મારા પ્રાણીયારે, અંતે સાચા હશે તે ફળશે જો;
કોટીક આગીઆ અજવાળુ કરેરે, રવિવિના તે રજની કેમ ટળશે જો. ટેક.
માયા મીસરી ખાંડસી તેને, મુરખ માંસ થઈ વળગ્યો જો,
તન તુટે પણ છુટે નહિ, મુઢ મારે તોયે ન રહે અળગો જો. પરપંચ. ૧
પરમ ચતુર અંતર જામી હરી, તે કોનો વાંચ્યો તે કેમ જાશે જો;
કરમ શુભ અશુભ કર્યા હશે અંતે આવીને હાજર થાશે જો, પરપંચ. ૨
મુકે હંસતણા પર કાંતરારે એવું મન આતસનું હેતુ જો
પ્રીતમ પોતાના અજ્ઞાનથી દોષ પારકા દલમાં લેતું જો. પરપંચ ૩

ધોળ ૬ ઠું.

આ અવસર હરીને ઓળખો જ્ઞાન પામવા તત્પર થાઓ જો.
ચુકો તો ચોરાસીમાં જશો, એવું જાણી ગોવિંદ ગુણ ગાજોજો. ટેક.
જેવો સ્વારથમાં સુરો થયો, એવો પરમાથ આદરજોજો.
તો તું અવિચળ પદ પામતો, મરતો તે અવતરતો જો. આ. ૧
આગ્રહના સુખમાં શુ રાચી રહયો ઉમર ફળ જંતુની પેરે જો.
હરી માયાનું બળ જાણ્યુ નહિ લીધી ભવસાગરની લેરો જો. આ. ૨
હરીના નામ તણી નૌકા મળે, પ્રાણી સેજે પામીશ પાર જો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, પુનરપી નહીં તેને અવતાર જો. - આ. ૩

ધોળ ૭ મું.

સ્મરણ કરને સીતા રામનું, મુકી મન તણો અહંકાર જો;
આ સઉ જુઠી બાજી જાણજો, જેવો સ્વપ્ન તણો વહેવાર જો. ટેક.
જેવા ધુમાડાના બાચકા, જેવાં ઝાંઝવાનાં નીર જો;
શીશુના સરખો સરવે ખેલ છે. ક્ષણમાં વણસી જાયજો. સ્મરણ. ૧
ઝેર' સેજરીની પેરે સઉ મલ્યુ, તેને વિસરતે સઉ રોયજો

માટે સમજીને સોદો કરે, અંતે હાણુ ન હોય જો. સમરણ. ૨
હેતે પ્રીતે હરીને સંભાળજો, એ તો તરવાનો ઉપાય જો;
પ્રીતમ પ્રભુનુ ભજન ન મુકીયે, તારો જન્મ અકારથ થાય જો. સમરણ. ૩

ધોળ ૮ મું—તુલશી વિહુવાનું.

ત્રીભોવન પાવન તુલસીજીનો પ્રેમી જનરે, પ્રેમતણો રસ પીવારે. ૧
શિવ ચતુરાનન ધારયું લગન વિચારિરે; કારતક શુદ, એકાદશી ઉત્તમ સારીરે. ૨
વરકન્યા, જોવા મળતા વિશેકરે; જેનાં રૂપ, કરમ ગુણ નામ અનેકરે. ૩
વરતો છેલ છબીલો સારંગરાસરે, કન્યા તેતો તુલસી નીરમળ નામરે. ૪
જાનઇયા તો, જાણે હરીના જનરે; જેને તુલસી, વર છે તન મન ધનરે, ૫
પ્રીતમનો સ્વામી, પુર્ણાનંદરે; અખીલ લોકને, ઉપજાવે આનંદરે. ૬

ધોળ ૯ મું.

ગગન મંડળમાં, અનહદ વાજાં વાજેરે; સુંદરતો સાગર સ્યામ વિરાજેરે. ૧
જાણે રીસે, રાજ ધણું રૂપાળારે, કંઠે આરોપી, સુંદર વરમાળારે. ૨
પ્રેમતણા પટકુળ પાડીઃનાઠીરે; ઓઢી છે ઉપરણી, કેસર છાંટીરે. ૩
વરકન્યાતો, વરત્યાં મંપળ ચારરે; સુરિવર મુનિવર, બોલો જેજેકારરે. ૪
જેણે સરજ્યો, આ સઘળો સંસારરે; વરકન્યાતો આરોગે કંસારરે. ૫
અલબેલોજી, પ્રેમે પરણી ઉઠયારે; મંગળકારી, મોતીડે મેહ વુઠયારે. ૬
પ્રીતમનો સ્વામી છે, પ્રેમ સ્નેહીરે; ભુવન પધાર્યા, લાલ લાડણી લેઇરે. ૭

ધોળ ૧૦ મું.

આજ સખી અલબેલોજી ઘેર આવ્યારે, પ્રેમ ધરીને મંદીરમાં પધરાવ્યારે. ૧
રતન સિંધાસન આસન લેઈ આવ્યાંરે. જનમ જનમનાં સંકટ સઘળાં કાપ્યાંરે. ૨
ઓરડીયોમાં દિવડિયા અજવાળોરે, નેણ ભરી નંદ કુંવરને ન્યાળોરે. ૩
આંગણે મ્હારે મોતીચોક પુરાવોરે, કેસર કુમ કુમ છાંટણિઆં છંટાવોરે. ૪
બારણે તોરણિયાં બંધાવોરે, અતિ સુંદર સુગંધ સિંચાવોરે. ૫
મેં પકવાન મંગાવ્યાં મીઠા મેવારે, લહેરે તોરંગી, લક્ષમીવરને લેવારે. ૬
અંગે મહારે સોલે સણગાર સારૂરે, અગર કપુરે આરતી ઉતારૂંરે. ૭
પ્રેમ સ્નેહી જન પ્રીતમનો સ્વામીરે, ઉર અંતરમાં વશિયા અંતરજામીરે. ૮

પદ ૧ લું—ગર્વ વિષે દેશી ચાલ.

તજ દેહ અભિમાન, મિથ્યા સુખ સારૂં શું ફોગટ ફુલે;
સત વચન વિચાર, બેરબેર સંસાર વિષે શું ભુલે. ટેક.
તારી કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો;
રવીનંદન દીલમાં છે ડાહુયો. તજ૦ ૧
તારી જમકીંકર હણશે છાતી, ત્યારે કયાં જાસે તારી કુળ જ્ઞાતી;
જઈ અવતરશો પશુની જાતી. તજ૦ ૨
દુઃખ રૂશી પુત્રનાં દીઠાંરે નથી, તેતો પંચમ સ્કંદમાં કહ્યાં કથી;
તે ભોગવશો તમે રતી રતી. તજ૦ ૩
કહે પ્રીતમ કંઈક સાધન કરજે, ભાઇ હરી નામ રૂદીયે ધરજે;
નામ નાવ માંડી ભવ સીંધુ તરજે. તજ૦ ૪

### પદ ૨ જું—શુદ્ધ ભાષણ વિશે—દેશી ચાલતી.

તમે હરી બોલો, મિથ્યા ભાષણ મનથી મુકી દીજે;
ચિંતવો હરીરૂપ. બીજુ તે ચિંતવન શું કરવા કીજે. ટેક.
આવીવાણી વ્રથા નવ બોલીયે, હરી હિરા હલ દોરે પ્રોઇયે;
રોતાં દેખીને નવ રોઇયે. તમે હરિ૦ ૧
હરી નામ વિના વંઝા વાણી, તે નવ રાખો ઉરમાં આણી;
તે કથની કાગ તણી જાણી. તમે હરી૦ ૨
લાગે ખોટું નવ ભાખીયે, કોઇને કુડ નવ દાખીયે;
એક રામ રૂદેમાં રાખીયે. તમે હરી૦ ૩
વાણીથી વેહુપણું વાધે વાણીથી સ્નેહપણ સાધે;
વાણી છોડે ને વાણી બાંધે. તમે હરી૦ ૪
એવી વાણી વીચારી જે બોલે, કોઈ નાવે તે નરને તોલે;
અહીં બોલ્યાથી બંધન ખોલે. તમે હર૦ ૫
કહે પ્રીતમ ધન્ય તે પુરૂષ કહીયે, જેને સદા વિચાર વસે હઇયે.
તેના ચરણ ચિત આરોપી રહીયે. તમે હરી૦ ૬

### બાર મહીના જ્ઞાનોદય વિષે.

કારતક કરમનીવાર, કહુ તે મારેરે , આવ્યો લક્ષ ચોરાશી વાર, આણી વારે રે;
તું જન્મમરણ અવતાર,બહુ અવતરીયોરે, તોયે નાવ્યો પંથનો પાર, ફેરા ફરીયોરે;
તારો જન્મ અવરથા જાય, જીવ અભાગીરે, તારૂ આયુષ ઓછુ થાય, જોને જાગીરે;
તેં ભજન ઉપર રેખ ભાવ, કંઇ ન કીધોરે, તેં સંતસમાગમ લાવ મુઢ નવ લીધોરે;
તેં અવનીમાં અવતાર, એળે ખોયોરે, કહે પ્રીતમ ચેત ગુમાર, જનમ વગોયોરે. ૧
માગશરે મુઢ ચેત, હિંમત રાખીરે, તારો અવશર જાય અચેત જોને જાગીરે;
તારા પીંડમાં કર્યો પ્રવેશ, જરા દુખ લાવીરે, તારા કાળા ફીટયા કેશ, સફેતી આવીરે;
તારા ગળે નાશીકા નેન, લાઠી કરમાંરે, કહ્યું કોઇ ના માને વેણ, ગણે નહી ઘરમાંરે;
તારે કરતા નવલા નેહ, નઉતમ નારીરે, તને તજવા બેઠા તેહ, દેહ વીસારીરે;
તારો ઝટ બોલતાં બોલ, સુણે નહી કાનેરે,તારો ભાગી પડયો સઉ તાલ, કોય ના માનેરે;
હવે કરી લે હેત હરીની સાથેરે, કહે પ્રીતમ ચીતમાં ચેત તારે હાથેરે. ૨
પોષે અઉષધ એક, અંગ ન લાગેરે, જો ઉપાય કરે અનેક, પીડા ન ભાગેરે;
તને વિષ વાધ્યુ વીપરીત ભીતર ભેદુરે, તોયે પીવા વધારી પ્રીત મુળ ન છેદુરે;
તને જે આવે ને જાય અઉષધ આલેરે, એવો વૈદ મળે નહી કોય રોગને ટાળેરે;
સાચા મળે તો સુખ થાય દુખ સઉ ભાગેરે, તારો રોગ જનમનો જાય, વારન લાગેરે;
તારૂં શુળ મુળગું જાય વેદના વરતેરે, જેમ પીએ તેમ પ્રેમરસ પાય વીખની સરતેરે;
તારે હોય અમણા ભંગ કરમને કાપેરે, જન પ્રીતમનો તને સંગ સઘ સુખ આપેરે.૩
માહા વાયક નિજ જ્ઞાન જે જે જડીયુરે, તેને જીવ ઇશ્વરનું ભાન પ્રીછું પડીયુરે;
જેને ભાગી ભિન્નાભિન્ન વરસુ વિચારીરે, રસ રૂપ હરીમાં લીન દીસે દેહ ધારીરે;
જેમ ચીંતામણ તરૂ છાંય, જેવી દીશેરે, એક અહી લખ્યો તે માંહે, પય કેમ પીસેરે;
એમ જડ નથી ચૈતન, સેહેજ સ્વરૂપેરે, એમ તત્વદરસીનું તન, એમ અરૂપેરે;
તેને કરે કલ્પના કોણ, પ્રગટે પોતેરે, જેમ ગળ્યું ઉદકમાં લુણ, જડે નહી જોતેરે;

તેને નહી શંશય લવલેશ, આપ પરનોરે, જનપ્રીતમ એઉપદેશ ગુરૂના ઘરનોરે. ૪
ફાગણ ફુલ્યો ફુલ, કેવળ કરોરે, રમે લેરના રંગીલાલ, રંગ ઘણેરોરે;
જ્યાં જોઇએ ત્યાં તેમ, થઇને વીલસેરે, તેને કળી શકે કોહો કોણ આપે ઊલસેરે;
પશુ પંખી નર ના , છે બહુ નામીરે, એવા આનંદ રૂપ અખંડ, અંતરજામીરે;
તેને જાણે વિરલાજન, ત્રિગુણા ત્યાગીરે એવા આનંદ રૂપ અખંડ સમાધી લાગીરે;
અરસ પરસ થયો એક, સાગર લેરીરે, તેની ઉઠે ઘાત અનેક, ન પડે ન્યાળીરે;
જેમ પલટતું નહીં હોય, દુગ્ધા ટાળોરે; જનપ્રીતમ અવર ન કોય,વસ્તુ નિહાળોરે. ૫
ચઈતરે ચિત્ર વિચિત્ર, વહાલો વીરાજેરે, તે ભરી હરી બાધા ભીનઘટ ઘટ ગાજેરે;
કોય ધરે એકાંતે ધ્યાન, આશન વાળેરે, તેમ ચડે ચોગણું માન, ગર્વના ગાળેરે;
કોઇ કુંભ કરે ચક્ર કરી, પવન ચહડાવેરે, કોઇ અમૃત પીવા આદરી, જીભવટાળેરે;
કોઈ ધોતી નેતી ધ્યાન, સાધન સાચેરે; તોયે ટળે નહી અભીમાન, વાસના વાધેરે;
એમ ક્રમે રાતને દીન, કસોટી કરવીરે; તારે બળે વાસના બીજ, ટળે દેહ ધરવીરે;
રળે ભજનમાં સોય, સેજસમાધીરે; જનપ્રીતમ કરે કહી કોય, આવી ઊપાધીરે. ૬
વઈશાક વીચાર, યાદ ન આવેરે; કઇ પતીત પામ્યા પાર સંત પ્રસાદેરે;
તું સંત ચરણજ લેને, જીવન જાણીરે; તુ તન મન અરપી દેને, ઉલટ આણીરે;
તારા તનના તાપ ટળે, ન પીડે હદમાંરે; એક તારે તાર મળે, જઈ માહા પદમાંરે;
એક બ્રહ્મ ભરપુર, સચરાચરમાંરે; તેનું નીરખી જોને નુર, નર નારીમાં રે;
જેનેરૂપરંગનહીકાંય,નીરાલંબભરીયોરે; જનપ્રીતમએકઅનુભાન, અખંડબ્રહ્મદરીયોરે;
જેઠ પદારથ જોઈરે, રંગ લાગ્યોરે; મારી ખલ બુદ્ધિ સઉ ખોઇ, શંશય ભાગ્યોરે; ૭
આધ સનાતન એક, સઘળે સરખોરે; તમે નીશંક થઇને તેહ, નીજરૂપ નરખેરે;
જનક સનક સુખ દેવ,જેને જાણેરે, તેના અંતર ટળ્યા અહમેવ, મહાસુખ માણેરે;
જેણે પ્રીછ્યું પરાની પાર, તેનું સ્થળ કેવુંરે; તે શ્રીફળ સાકરનું, સમજી લેવુંરે;
તે ગોટલી ચોટલી સહીત, સરવે પીઠુંરે; તવ હોતિ તું દેહરહીત, ફળ નર દીઠુંરે;
જેઅકળપુરૂષઅવીનાસ, બળવંતબળીયોરે; જનપ્રીતમપ્રગટો પાસ, તેજનરળીયો રે;
આવ્યો માસ અષાડ, અમૃત વરસેરે; તું અનુભવ આંખ ઉઘાડ, આતમદરસી રે; ૮
સનમુખ સમુદ્ર ભર્યો, સાગર મોટોરે; તે મધ્યે જીવ કર્યો, બુગરે પ્રપોટોરે;
તેની ઉઠે લેર અનંત અનંત ઠેકાણેરે; તે મુખમાં ઝીલે સંત, જતના જાણેરે;
જીવન મુક્તા જેહ, જક્તથી ન્યારારે; ત્રીવિધી તપે નહી તે, શીતળ અંગ સારાંરે;
બ્રહ્માનંદ ભરપુર, સુખમાં ભરીયોરે; જેમ રવીને તેજે જરૂર, તપે નહી દરીયોરે;
એવોમાહાદશાનો મર્મ; અનુભવ આવેરે, કહે પ્રીતમ તેપરબ્રહ્મ, બંધનમાં જાવેરે. ૯
શ્રાવણે સુરતના ખેલ, નિરંતરઆણેરે. હવે થઇ રહી રંગની રેલ, જથારથ જાણેરે;
હવે ઠરી રહયો નિજઠોર, ઘટમાં ગાજેરે, ઊંનમુનીએઆઠે પહોર, અલખબીરાજેરે,
નીરાલંબ ઠીરથા [illegible]મ ન લાગેરે, તેણે પ્રાચી મેહો સંસાર સોહાગબ્રહ્મ માગેરે;
જેણે જાણી પોતાની જોત, પાંચ પચીસેરે, તેની દગ્ધ પટોળે ભાત, કેવી દીશેરે;
ન ઓડાય ન પેહેરાય, જોવા જેવુંરે, તે દુર થકી દેખાય, ઓપે એવુંરે;
તેની દેહનાદવેશ [illegible]કારદહાબ્રહ્મઅગનેરે; કહે પ્રીતમ મળેએકતાર, ગાજે ગગનેરે. ૧૦
ભાદરવે બ્રહ્મ સ્વરૂપ, જેને ભાસેરે; તે કોણે પડે ભવકુપ, તત્વ તપાસેરે;
ઇચ્છા થકી અવતાર કેવળકીધોરે, આ મન કલ્પીત સંસાર માની લીધોરે;
અજીસ આકાશ, ચંદ્ર કહેવાનોરે, આમ નિશ્ચે જગતનો નાસ, નહી રહેવાનોરે;

મૃગજળ દેખેર જાય, દીનકરદાઝેરે, તપેતુપ છાંડે કાય, પીવા કાજેરે.
એમ જગતને જાણ મિથ્યા માનેરે, જેમ નીર અરે હોય હાણ, કાગળ પાનેરે;
બાજીગરનો ખેલ બન્યો બહુ રૂપેરે; જન પ્રીતમમમતા મેલ, રહે નિજ રૂપેરે. ૧૧
અસોહંગ રામ રમે, સકલ ધટ સ્વામીરે; તે પોતે પોતાને નમે અંતર જામીરે;
જ્ઞાન ઉજાગર જેહ, અનભે જોગીરે; તે વસ્તુ રૂપ વિદેહ, બ્રહ્મ રસ ભોગીરે.
સુખના સાગર સંત આનંદકારીરે; તે વિક્ષાતા વેદાંત, પર ઉપગારીરે;
શીખે શુણે જે ગાય, અનુભવ આણીરે; નર તે તદરૂપે થાય, એ એંધાણીરે;
તું એ શીખામણ માન, ભાવઠ ભાગેરે, હરિ એક નિરંતર જાણ, જુગોજુગજાગેરે;
હરિગુરૂસંતપસાય, સમરથ સ્વામીરે; જનપ્રીતમઅનુજનો ગાયચરણશીર નામીરે. ૧૨

પંદર તિથીયો બોધવિશે.

પડવે પંડ છે કાચોરે, પરમારથ પ્રીછો; હરીગુરૂ સંતની સંગેરે, આ આતમલા ભઈછો ૧
બીજે બીજી વાતો, સહુ મનથીમેડેલો; ચિત્તમાં ચેતી ચાલોરે. અવસર છે છેલો. ૨
ત્રીજે ત્રણે ગુણનીરે, આવી છે આંટી, આગળ છે મહા અપરી, માયાની ઘાંટી. ૩
ચોથે ચાર દીવસનોરે, દુનિયામાં અટકો તે સુખને સતમાનીરે, કાં ભવમાં ભટકો. ૪
પાંચમે પંચ વિષયનુંરે, પરીમળ છે મોટુ; સુર વિચારીને વરતોરે, ખેલો માં ખોટુ ૫
છઠે છો ખટરસમાંરે, સઠસમજો કાંતજ. આઠ પહોર એમ ઝીલેરે, માયાજળમાંહી. ૬
સાતમે સુરત તુરતથીરે, સાહેબ શું બેસો, મન ઇંદ્રીનીમાયારે, હદેથી મેલો. ૭
આઠમે અખંડ વર વરીએરે, ફરીએનહીફેરનધ્યાન પ્રભુનું ધરીયેરે, ટળેતાપઅનેક. ૮
નુમે નથી હરી અળગોરે, ગુરૂગમજોજડશે; અંતરમાંઅનુભવનીરે, આંખો ઉગડશે. ૯
દશમે દશા પરહરીએરે, વિહંગમ ચાલેગમન; ચડી ઘર કરીએરે મહાસુખછેમાટે. ૧૦
એક દશામાં આવોરે, અમ્રતરસ પિવા; તિમીર ટળી જાય તારાંરે, પ્રગટેબહુદીવા. ૧૧
દ્વાદશ આંગુલ ધરશેરે, પરસે કોઉ સુરા, અગ્નીઅગરપરએવેરે, સાચા સંત સુરા. ૧૨
તેરશે તાર ન તુટેરે, લગીતેશું તાળા, ભલાભલા મહામુનીરે રહ્યા ભવમાં ભાળી. ૧૩
ચૌદશેએકચરાચરછેરે, અખંડઅવનાશી, મધાભીતરભરીયારે, જુઓતનમાંતપાસી. ૧૪
પુનમે પરમાતનેરે, પ્રગટ કરી દેખો; એમ વશે પ્રભુ તનમાંરે, અસ્તામાં દેખો. ૧૫
પંદર તિથો થઈ પુરીરે, શીખેને ગાયે; કહે પ્રીતમએ પીંડમાંરે, પ્રભુપ્રગટથાયે. ૧૬

શ્રીભોજન કૃત પદો.

પદ ૧ લું—રાગ કાફી જવાનીનો મદ ટાળવા વિશે.

જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે—એ રાગ.
પ્રભુ રટણ પ્રાણીરે, કાયા તો તારી કરમાણી;
ફરી લે ઓળખાણીરે, જવાની રહી નવ જાણી. ટેક
જોબન પણે મદ મછરે ભરીયો, બાળપણે શું પડતી સુજય;
વૃદ્ધપણે વન બેહેતાલે પડીયો, ચક્ષુથી હારી ગયો સુજય,
ખોળીને નવ જોયું રે, રતને લીધું તાણી. પ્રભુ૦ ૧
ધંધો ધારી કરી દિન ગમાવ્યો. સત ગમાવી નિંદ્રાય;
આઠ પહોરે ચાર ઘડી પ્રભુના ભજ્ય. એમ ગયા અવતાર,
અવનાશી નવ દીઠારે. જુઓ તું ભવ રેઠાણી પ્રભુ૦ ૨
અંત વખત ઘોર છાંયડીરે, દિઠા બેઠા ભજ્યા શ્રી રામનામ;

આરે સંસારમાં વૃથા જનમ કાહાડો, રળેલું નહી આવ્યું કામ;
પડીયો લક્ષ ચોરાસીરે, જેમ બેલ ફરે ઘાણી. પ્રભુ૦ ૩
એવું વિચારી ઉર પ્રાણીયા, ભજ શ્રી જુગ કીરતાર.
મનુશા દેહ મળવો દેવને દુર્લભ, ત્રીભોવન દ્રષ્ટે ક્ષપદવાર;
અવર નહી બીજુરે, કાયા માયા મિથ્યા માણી. પ્રભુ૦ ૪

પદ ૨—સતસંગ વિશેનું.

અલખ ગુરૂ શેવોરે, શેવાથી પામો પદ મોટું;
સિરોમણ સાર લેવોરે, સતસંગ વિના સર્વ ખોટું. ટેક.
ત્રિલોકમાં એ કરતા રહયા છે, ચઉદ ભુવન વિશ્વ માંહી;
નામ નિરંજન અલખ ધણીએ, ઓળખ્યા વિના ખોટો કયાંહી;
ન્યાહાળી લો અંતર ભીતરરે, નિકટ રકટ રણ છોટું. અલખ. ૧
અંતરજામી વિધવિધ નાંમી, સ્વામી સ્વરૂપની એંધાંણ;
હદયામાં સાક્ષી એની તો કહીયે, સંસાર અલપ સુખમાણ;
અલખ આપ નાંણોરે, પારખ વિના શિદ લોટું. અલખ. ૨
મોહ માયામાં વીટાઇ રહીને, મોહી રહ્યાણ ઘરબાર:
અંતે તો જાવું એકલાં તો, પડે ત્યાં જમ કેરો માર,
પોકારા જીવ મારેરે, મુરખ મનડુ મોકું. અલખ. ૩
વૃથા જનમ તું એળે શું ખુવે, કરીલે સદગુરૂનો સંગ;
નંદનું નાણુ નહી ખુટવાનુ, જેમ ખુમારી ચડે રંગ,
એમ લાલચથી લપટાયોરે, ભુધર ભાવે ભક્તિ દોટું. અલખ. ૪
ધન જોબન કુડની સર્વે કુડની બાજી, માનો એમાં નહી બીજો ભેદ;
ગુરૂગમ શેવા વિના શાનુ અજવાળુ, ત્રીભોવન દીસે ઉરભેદ,
ટળવાને અંધારૂંરે, ચિત ચરણે ચોટયું. અલખ. ૫

પદ ૩ જુ—મનની દોટ વિશે.

મન ભટકા મારેરે, જ્ઞાન ઘોડે લગામ નથી;
દિવેલ વિના અંધારૂરે, વારે વારે શું કહેવું કથી. ટેક.
શિવ જીવ બે ભેદ ન જાણે, ફોગટ ઠામે અથડાય;
ઘેર ગંગા મુકી જાય તે કાશી, મનખો સફળ કેમ થાય;
ઓળ નથી તુજનેરે, પાખંડી પુજે ઉમંગથી. મન. ૧
કાં પુરૂષને કાં વળી નારી, ચિત ઠરયું નથી ઠામ;
માટે ભમતાં ભાવ જડે નહિ, મિથ્યા રાખી અભિમાન,
વિના તો લાલચથીરે, પતંગ દિવે ઝડપે પ્રેમથી. મન. ૨
શૌંત બ્રાહ્મણ દેખી નવ હરખે, તમાસો જોઈ મલકાય;
હસાવી પઇસો લેતે છીનવી હાથ હલાવી ઘેર જાય,
ધીકાર તુજ મનખોરે. વળગો નઠારિ સોબતથી. મન. ૩
સાચા જન તન મનથી જાણી, આજ્ઞા માને ભરપુર;
જ્ઞાન ગોડે ચડી લગામ પકડી, વેમાન જાવ ત્યાં હજુર,
લેખુ તો ધણીનુંરે આપો શંકે રાતનથી. મન. ૪
પુરણ પ્રીતી કરી લ મુર, અચાનક ઝડપશે કાળ;

તે ચોટમાંથી જો ઉગરવા, જોવા જેને ગુરૂ દયાળ;
બાળમાંથી ફરવારે, નિરમળ નહા તું પેર ગંગથી. મન. ૫
આ સંસારમાં સગું નહી તારૂં, મિત્ર બાંધવ મિથ્યા માણ;
એમ માત પિતા સુત દાસને ભગની, તેની ચાલે નહી આણ,
આણ શી લેખમાંરે, માર ખાય જીવ માયા નેહથી. મન. ૬
સાચી માયા હરી બીનાની, ઉતારે પલ્લો પકડી પાર;
સંસારની માયા રોવા કુટવાની, લેશ નહી સાર,
ભવસાગરથી તરવારે, ત્રીભોવન ચાહે અંગ રંગથી. મન. ૭

પદ ૪ થું—કિંચીત. બુદ્ધિ વિશે.

અલપ મતિ મહારીરે, પ્રભુજી લેજો ઉગારી;
અકળ ગત તહારીરે કળી ના શકે નરનારી. ટેક.
ગુણ ગોવિંદના ન ગાતાં લાજુ, બીજુ અખંડ તારે નામ;
પુરણ ભક્તિ પ્રેમથી ચહાવું, સુખે દુખે વિશરામ,
સમાગમ કર સુરાનો, વખતે જાય જય હારી. અલપ. ૧
મોપણ કરતાં ભવ સંભારૂ, ઘડી નવ ટાળો તુજ હેત;
એનાથી અદીકરે પુરણ, તો પ્રીતમ પ્યારી,
મનુશા દેહ ધરીયો તેણે શુ થયું, અવતર્યો ઉતમ પેટ; અલપ. ૨
દસ મહીના મસ્તકે ઝુલતો, ઉંધે હરીથી નેટ,
જમાન આપી છુટયોરે, જોબન ગયો વિસારી. અલપ. ૩
કળજુગમાં ઇશ્વર નજીક છે, તેથી જોતો તું ગુમાન;
ફુદયાની પેઠે ફુલ્યો ફરે છે, અંતે ભુલી ગયો ભાન,
અથડાતો અથડાતોરે, પડયો ચોરાશી ખાણ્ય ભારી. અલપ. ૪
સતસંગ વિના વિકાર પડયો, કુખે જનમ્યે કપુત;
હરી તણા દાસને દેખી તું નાશે, એકે ક્ષણે અદભુત,
સંદેહ નહી એમાંનોરે, ત્રીભોવન વદે વીચારી. અલપ. ૫

પદ ૫ મું—નિતીની ભક્તિ વિશે.

સંસારમાં રહી, ભવસાગર તરવાને શેવે સંતને;
આનંદ ઉમ મહિ, જેમ દરપણમાં વસ્તુ દેખે અંતને. ટેક.
મણી મોંઘો હાથ જો આવે વેલો, ભક્તિ પ્રેમમાં જારે થઇશ પેહેલો;
કર હરી શેવન ચિત પ્રાછ ઘેલો. સંસારમાં. ૧
છે અલૌકિક વસ્તુ એક સહી નથી જાત્રાએ જોવાનું અહીં તહીં;
મન મારી તું સોધન કર અહી. સંસારમાં. ૨
ગુરૂ ગમ વિના મુઢ ગાંડો ફરે, કરવા ન કરવાનું કામ કરે;
તેમાં સાર ન જોયો કાજ સાનું સરે. સંસારમાં. ૩
ભુલ્યો હમેશ મુરખ આ દેહી, પુછે વારંવાર જો બતાવે સ્નેહી.
હરી ઉચ્ચારના પદને ગેહી. સંસારમાં. ૪
ભરપુર અખંડ જેનું નામ ભણે, ત્રીભોવન પર લેતાં અનંત ગણે;
આદ્ય અંતે અકળ રૂપે ક્ષણે ક્ષણે. સંસારમાં. ૫

પદ ૬ ઠું—પ્રભુના વિષે.

પ્રભુ દીન દયાળ, ચઉદ ભુવનમાં વ્યાપીક સઘળે રામ.
નથી ઠામ ઠાલો, મનુષ્યા દેહને કારણ ધરીયાં નામ. ટેક.
પશુ પંખી ફળ ફુલને ઝાડી, નિર નાઠાં જાય પ્રગટ પહાડી;
અવની દરીયા સમુદ્રને ખાડી. પ્રભુ. ૧
ચંદ્ર સુરજ તારામાં રામ રમે, ગજ જંતુને તંતુમાં તુજ ભમે;
જ્યાં જુવો ત્યાં તુહી તુહી રામ સમું. પ્રભુ. ૨
તાહરૂં એક રૂપ જોતાં અનેક ભાસે, અનેકમાં એક રૂપ પ્રકાશે.
સ્થાવર જંગલ વનવેલી રહ્યો પાસે. પ્રભુ. ૩
એવું અકળ ઉમા રૂપ છે ન્યારૂ, મોહ મદની છાયામાં રહી નવ ધારશું;
ઓળ્યો એવો ગયો તેમાં કાજ શું સારશું. પ્રભુ. ૪
તારી ગતીનો કોઇ નવ પાર લહે, નારદને માયા બતાવી કહે;
અંતરધ્યાન સમી ગંગા તટે રહે. પ્રભુ. ૫
હું પામર પ્રીતી કરવાને, નિજ જન્મ મરણ ભય હરવાને;
ત્રીભોવન શેવ સંત ચરણ તરવાને. પ્રભુ. ૬

પદ ૭ મુ, પસ્તાવા વિષે.

લહાવો લેવા અવતરીયો, આ અવસર પારખ હીરો;
જો ઝવેરી માગે, ઓળખવા જીવ રાખે સ્થિરો. ટેક.
જેનો સંબંધ લાગ્યો તેને નત્ર ફરે, પરભવથી આળસ પિછાંન મરે.
કલી શકે ન નરનારી કુટી મળે. લાહાવો૦ ૧
પરિશ્રમ કરતાં અચાનક ફળે, સાર જોતાં ગોવીંદ કૃપાથી મળે;
બાકી આતમ ચેતનમાં જઇ ભળે. લાહાવો૦ ૨
નથી કામ ઘણુ કંપ દામતણું, પણ લેતો નથી નામ એક ક્ષણું;
દાવાદળ દુખ પડશે અંતે ઘણું. લાહાવો૦ ૩
રણ લાગ્યું ભાવ જેનુ તારે, કરણી પ્રમાણે કામ સારે;
કિરતાર લખ્યા લેખ ન વધારે. લાહાવો૦ ૪
જેને લગન લાગ્યું તે નહી છુટે, માયા વાધે અતીશે એવી તુટે;
પ્રભુ ભક્તિ નાણુ લુટેરે લુટે. લાહાવો૦ ૫
પ્રભુ પ્રાણજીવન ત્રીભોવન તારો, દયા વાવી વિઘન તાપ નિવારો;
પ્રાણપતિ ભુવનમાં તમારો લાહાવો૦ ૬

પદ ૮ મું જ્ઞાન વઢરાગ વિષે. ( હાંઠીશેર )

રામ સમરતાં લે જન નામ, અંતે વખત આવે કામ હોજી;
નહી લેતાં પસ્તાવો પડશે, હઇયેથી હારી જઇશ હામરે. હાં હાં રામ. ટેક.
નાથ નિરંજનથી થા રનજન, ઓહંકાર એ ઘનસ્યામ હોજી;
નિરગુણ સગુણ રૂપ બનો એમ, પેખે આઠ આમરે. હાં હાં રામ. ૧
બ્રહ્મ કહો ભગવત કહે, કિરતાર કહે, કિરતાર કહો શ્રી રામ હોજી,
સઘળાં માંહે રૂપમ રૂપા, અવસરે અક્ષર ધામરે. હાં હાં રામ. ૨
દેહ મનુષ્યમાં અવતરી લહાવો, પામો પેગી આમ હોજી
ત્રીશવસા સત કોકજ વીરલા, ઠરે ઠેકાણુ જઇ ઠામરે. હાં હાં રામ. ૩

પરભવની કરણીથી આ ભવ, કુહેણી એ વિશ્રામ હોઇજી;
નરનારી તપના બાનામાં; તાપ ત્રીવેધી ટળે વામરે. હાં હાં રામ ૪
એકજ પલક જુગ જેવી; જાણી, રામ દિવસ રહે ઠામ હોઇજી;
ત્રીભોવન સંત કૃપાથી ચરણે, અખંડ ઉપાસના નામરે. હાં હાં રામ ૫

પદ ૯ મુ સુધરા વિષે.

મુખડા કયા દેખો દરપનમે—એ રાગ.

સુધરા નવ જડે તુને આરો, મીંઢા માનીલે સંસારો સુધરા. ટેક.
જુગ જુગમાં અવતરીયો, ફેરી ફેરી મનુષ્યે આયો જનમારો;
ફેલ ફીતુરે ધશો રહે જન તુજ એથી ક્રોધ નઠારો. સુધરા. ૨
સાંભળતાં શીખામણ માની, ન માની જીવને ઠારો;
જ્ઞાન તણી વાત વેતી મેલી, અચાનક જમ દે મારો. સુધરા. ૩
શુ સારૂ ને શુ ખોટુ, તુને ભેદ ન જડીયો પારો;
ફેટ ફેટરે મનખા દેહ તુજપર, મનને ચરાવે ચારો. સુધરા. ૪
ફુલવણી વાતો મીઠીથી; નકામો વખત કાહાડો;
હે જીવ સુધરા ઠામ નથી રહયો, સોધ્યો નહી ગુરૂ સારો. સુધરા. ૫
ત્રીભોવનરાય તું ચેતીલે, ભવજળ એ ખારો;
સંત સમાગમના અનુભવથી, નીરંજન નિરાકાર પ્યારો. પેધરા. ૬

પદ ૧૦ મુ. જીવને શિક્ષા વિષે.

'કૃષ્ણ જીવન કયારે આવશે' એ ઢાઠી,

ફોગટ ફેરો સાનો ફરે, પકડી લે આધાર;
દીપક લેઈ કુપમાં પડે, રહે કેમ નીરધાર. ફોગટ. ૧
સુકીર્તમાં જનશું કરશું, પાપ કરીશુ ભર્મ;
અરથ ન જોયો મુરખા, ખોટો પ્રાણુ અધર્મ, ફોગટ. ૨
અવતાર તુજ એળે ગયો, લેશ ધારી ન ધર્મ;
બુદ્ધિ બળી ગઇ શેઠની, કરવા બેઠો કુકર્મ. ફોગટ. ૩
આવીને લાભ લીધો નહી, તાણ્યો બોજ અથાગ;
ભાર ખેંચી ખેંચી વહી ગયો, નવં જડીયો કંઈ માલ. ફોગટ. ૪
મારૂ મારૂ તેમાં કાંઇ નથી. તાહારૂં નથી તુજ તન;
માંધ્યા નાની લે એ જીવડા, જેમ ફુણી પવન. ફોગટ. ૫
સંસારમાં સુખ દુખ છે, સુખી કોણ કેહેવાય;
જેણે શામરયા શ્રી હરી; અંતે સફળજ થાય. ફોગટ. ૬
સુખ દુખની કહુ હવે વીનતી, દુખી કોણ કહેવાય;
શેવ્યા નહી હરી હેતથી, તેના કાજ કેમ થાય. ફોગટ. ૭
તરવું તારવું ને બુડવું, એ છે મન લગી સાથ;
મનની સંગત જો નીવરતામાં, પ્રવરતી નહી કાય. ફોગટ. ૮
મરવું એમાં સંદેહ નથી, ધતી ચાલ ઉપયોગ;
જોગ કદાપી સાચવે, જેને સંત સંજોગ. ફોગટ. ૯
આરે દેહ કાચી જાણજે, માટે ગર્વ ન કરય;
વછભાવ મેલીરે એકલું, કાં તો નારી કે નર. ફોગટ. ૧૦

ચોરાસીના ચાળવા, મુક મુકી અભીમાન;
જમડા લેશે લેખુ દોહલુ, ત્યારે ભુલીશ ભાન. ફોગટ. ૧૧
આત્મા વડે ઉર ચેતીને, શેવે જન મહંત;
દરશન તો દેવતા ભણે, ત્રીભોવન એક સંત ફોગટ. ૧૨

## બાપુ.

### પદ ૧ લું રાગ કાફી.

પાણીના ખેલ બનાવ્યોરે, એની તો કહીયે અકલ ઘણી;
સહુથી રમનારો રે, શોભા તો એના નામ તણી. ટેક.
ખરૂ એ પાણી ને ખોટુ એ પાણી, પાણી અફીણને ખાંડ;
એ પાણીથી થયાં નરનારીને, એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી. પાણીનો. ૧
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનારે પશુપંખી બનાવ્યાં: પહાડ પથરને ઘાસ:
પાણીન હાથી ઘોડારે, પાણીની શાલ પામરી બની. પાણીનો. ૨
પાણીનારે પચરંગ બનાવ્યા, અઢાર ભાતનારે અન્ન;
હુથી ન્યારો મારો શાંઇ બીરાજે, તેને દેખીને થયો પુંઢંગ;
સંગ કીધો તેનોરે, સત્તા તો આત્માની ગણી. પાણીનો. ૩
અક્ષરાંતિ અક્ષર સહુ નીપાવ્યા, ને અક્ષરથી નરનાર;
ઓંકારથી ત્રણ ગુણ નીપજાવ્યા, એ અઠાવીશ નીરધાર;
ઓગણત્રિશમા મહા વિષ્ણુરે, ત્રિશમા બાપુ ગાય ભણી. પાણીનો. ૪

### પદ ૨ જું.

નામ જેણે જાણ્યુંરે તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બણ્યો. ટેક
બતરીશ આભ્રણ અંગે ધરી નારી, નાક વિના સો શણગાર;
કવીયે જે આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર:
સાર ત્યાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ. ૧
વાંઝણી નારીને સુપનું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ કજન દેખા દેખી કરે છે, તેની કેમ પુરી થશે આશ,
કેને બાપ કહેશેરે, વેશ્યાએ જે પુત્ર જણ્યો. નામ. ૨
નામ ગુણ ને રૂપનો નાશ, વળી ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે તેને, કહીએ હરીતણો દાસ;
ના કરી કર્મનોરે, સંશે એક પળમાં હણ્યો. નામ. ૩
ગરીબી રાખી તમે ગુરૂને સાહો, કરો શબ્દનો તોલ;
આપણ દેહી જો અદકો મળે તો, તેનો ધારણ કન્જો બોલ;
ગુરૂને સંગ બાપુરે, અનામી નામ પોતાનો બન્યો. નામ. ૪

### પદ ૩ જું.

પુનમીયા તેને કહીયેરે, જેણે પુરો નીમ રાખ્યો;
હરી સાથે પ્રીતીરે, અમૃત પ્યાલો તેણે ચાખ્યો;
રણ મુકાવે તેને રણછોડજી કહીએ સદ્દગુરૂ તેનું નામ,
મરણ જનમનો સંશય મટાડે તો, વીશ વસા થયું કામ;
આત્મારામ જાણેરે, ભેદ ભાવ કાઢી નાંખ્યો. પુનમીયા. ૧
ગુરૂમતિ જગમાં સ્નાન કીધું, સાકર માખણ પ્રેમ,
સુરતા તુલસી વાલાને ચડાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જુનુંરે, ગુણસાગર દ્રવ્ય રાખ્યો. પુનમીયા. ૨
દેશ દ્વારકામાં દીનોનાથ બીરાજે, હરિ નામની છે છાપ,
સદ્દગુરૂ દેવે કૃપા કીધી ત્યારે, ટળ્યા ત્રિવિધના તાપ;
પાપ ગયું નાશીરે, ગુરૂએ આપી જ્ઞાન આંખ્યો. પુનમીયા. ૩
સચરાચરમાં હરી દેખાડયા, જેમ જગમાં સુર,
વાલા વિના કોઇ ઠામ ન ઠાલો, જ્યાં જોઉ ત્યાં ભરપુર;
ગુરૂ નામ સાચુરે, ગુરૂ કૃપાથી હરી ઝાંખ્યો. પુનમીયા. ૪

### પદ ૪ થું.

કૈવલ્ય પદ સાચુંરે, પંડીત ઉરમાં આણો;
જેનેરડે બોલોરે, તેને તો તમે નવ જાણો. ટેક.
ખત વાંચે તો પાર ન આવે, ને વસુલ કરે વસુલ થાય,
કુરાન પુરાણ સઉ વાંચીને થાકયો પણ, આત્મા સમજેતો દુખજાય;
સુખ થાયે ઝાઝુરે, મત તમે શીદ તાણો. કૈવલ્ય. ૧
પીઉ પરદેસે ગયો ને મુકી ગયા, પોતાના ઘાટનો રંગ;
મન મનોરથ ત્યારેરે થાય, જ્યારે સ્વામી મળે અભંગ;
આપે આપ નવ શોધ્યુંરે, તો જ્ઞાન દીવો કીધો રાણો. કૈવલ્ય. ૨
લાજ મુકી માથે છેડોરે નાંખ્યો, તેને સ્વામીનો નહી પાર,
પતિવ્રતા સ્વામીની વાતો કરે છે ત્યાં, વચલાને આવે ખાર;
એક આંખ વાળોરે, દુખી થાય કહેતાં કાણો. કૈવલ્ય. ૩
તાંબાનો રૂપૈયો કહીયે ન ચાલે, ગમે તેવી પાડો છાપ,
જમને જાયે કરજોડીને તોય, ન મટે ત્રિવિધી તાપ;
બાપુ નામ સાચુરે, સંત તમે સત્ય માણો. કૈવલ્ય. ૪

### પદ ૫ મું બાપુ સ્વધામ પધારયા તે વિષે રાગ પરજ.

જગતને મરણની બીક છે, આનંદ આનંદ મારે મનરે,
સાંધો સાંધો મળી ગયો, મારે ગુરૂજીને ધન્ય. જગતને. ૧
સામાનો જોગ આવી મળ્યોરે, બીંદુ પડયાનો આ જોગરે,
તાશીર આવી મળી દેહની, ઉદે થયો છે આ રોગરે. જગતને. ૨
બીંદુ પડને બીજ સુધરેરે, દહી રહે ઘણા દનરે;
મુળમાંથી પાઇયો ખસી પડયો, ક્ષણભંગુર આ તનરે. જગતને. ૩

એકવીશ હજાર જપે અળછેરે, દિનરાત કહીયે કાળ રે;
અમને રૂંધીને જો રાખશો માગે મરણ તણી ફાળરે. જગતને. ૩
અંતઃકરણ તો ગુણમાંરે, ઇંદ્રી બ્રહ્મમાં કહેવાયરે;
પંચતત્વ ને તન માત્રા, તમો ગુણમાં સમાયરે. જગતને. ૫
ત્રણે ગુણ ઓંકારમાંરે, ઓંકાર માયા લીનરે;
પુરૂષ પ્રકૃતિ મળી આતમા, ભેદ કહ્યો ભીનભિનરે. જગતને. ૬
મન હતુ તે મટી ગયુંરે, આત્મ પરમાત્મા એકરે;
બાપુ સમાયા સતધામમાં, કોઇ સમજે વિવેકરે. જગતતે. ૭

પદ ૬ ઠું.

બાપુ પધાર્યા સતધામમાં સઉને કહ્યા જેશ્રીરામરે;
નામ નિરાંત નિવાસમાં, અમો જપશું ગોવીંદ ગામરે. બાપુ૦ ૧
ફુલ ખીલીને ખરી પડેરે, એવું કાયાનું છે કામરે;
માટે ચેતી ચોંપે ચાલવું, મુકી મમતા તમામરે. બાપુ૦ ૨
આજ આનંદ મારા અંગમાંરે, પરિબ્રહ્મ વેળા થઇરે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સત માનો સાચી કહીરે. બાપુ૦ ૩
સ્વપ્નું હતું તે સમાઇ ગયુંરે, સુરતા થઈ એક તારરે;
સલિતા સિંધુમાં ભળી ગઇ, પળમાં પામી ભરથારરે. બાપુ૦ ૪
સંવત અઢાર નવાણુરે, ઉપકારી આસો માસરે;
સુદી એકાદશી બુધ રાત્રીયે, ગયા ધામ બાપુ—દાસરે. બાપુ૦ ૫

કવિ ભાલણ.

પદ ૧ લું રાગ ગોડી.

કપટે આવી કામની, સારી સર્વ સંસારજી;
બાળકને બોલાવે પછે, ધરયું રૂપ અપાર. હરીને નવ જાણું૦
મોકલી તે પ્રેરી પ્રભુ, કાળ તણો જે કાળજી;
હસતી હીંડે તે ત્યાં સઘળે, ઘરઘરનાં જે બાળ. હરીને નવ જાણું૦
છુટી લટ કુચ ઉપર શોભતી, મુખ ઉપર ત્યાં લટકેજી;
વૃજ જનનાં ચિત ચોરતી, અંગ તણે ત્યાં મટકે. હરીને નવ જાણું૦
વેણી માંહે માલતી, લીલા ગજ ગત્ય ચાલેજી;
કરે કંકણને મુદરીકા, શ્રવણે ઝુપાલ. હરીને નવ જાણું૦
પોઢની ત્યાં સાડી પહેરી, કટી કંકણ ઝણકારજી;
સુંદરી મલપતિ ચાલે, તે ડગ ડગ ભાર. હરીને નવ જાણું૦
મંદહસ્ય મુખ મરકલડા, ચંચળ નયન નિહાળેજી;
પાગે વીંછીયા રણઝણે, ચોદીશ મીઠડી તાણે. હરીને નવ જાણું૦
ઉરવર ને વિષે ભરી, મલપતી તે આવીજી;
વિસ્મે પામી ગોપીકા, કોણે નવ બોલાવી. હરીને નવ જાણું૦
વ્રજ વનીતાયે ચિતવ્યુ, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેરના ખોવા. હરીને નવ જાણું૦
સુંદરી બહુ સામુ જુએ; તે આવી નંદને ઘેરજી;

યશોદાજી વિસ્મે થયાં, ને લહ્યા અંની પેર. હરીને નવ જાણે૦
પાલણા માંહે પોઢીયા, સ્વામી જુગજીવન;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરીને નવ જાણે૦
પાવક ભસ્મે ઢાંકીયો, ત્યમ આપણું તેજજી;
શામાયે સ્યામજીને તેડયા, અંતર અરણુ તેજ. હરીને નવ જાણે૦
વઢીયારે તેમ ખડગ ઢાંકયું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહી, ઉત્તમ સ્ત્રી કરી જાણી. હરીને નવ જાણે૦
જે જાણી દોરડી સુતો, ઉપાડી લે ભુજંગજી;
તેમ તેણીયે કાળ આપણો, લીધો ત્યાં ઉછંગ. હરીને નવ જાણે૦
કહે એ નાનડીયો નીરખતાં, અતીશે લાગે મીઠોજી;
મેંતો કોટિક બાળક નિરખ્યાં,પણ એવો નથી દીઠો. હરીને નવ જાણે૦
દુરમતિ સ્તન વિષથી ભરીયાં, મુખમાં મેલે નારજી;
બેઉ કર ભીડીને ધાવે પીએ પ્રાણ મુરાર. હરીને નવ જાણે૦
મુકો મુકો મહારાજજી, કરતી અતી આક્રંદજી;
ચરણ પાણ્ય ચોદશ નાંખે, શબ્દ ગાત્ર મતિમંદ. હરીને નવ જાણે૦
આંખ ફટારી કેશ મોકળા, વિકળ થયાં બહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢી પર્વત જાણ. હરીને નવ જાણે૦
ગામ વાજરૂ ચુરણ કીધાં પડતાં તેનો દેહજી;
શબ્દ દેશ સઘળી વળી, ગ્રહ તારા ગણ જેહ. હરીને નવ જાણે૦
શબ્દ સાંભળી તેનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતાં દીઠાં બાલક પ્રભુ રઘુનાથ. હરીને નવ જાણે૦

પદ ૨ જુ.

માતાને મોહન ધાવે અતીશે લાગે મીઠું રે;
ચુલે પય ઉભરાવા લાગ્યુ, યશોદાયે તે દીઠુ રે. માતાને૦
અધ ધાવતો મુકયો અવની, જનુની વેગે ચાલીરે;
આંખે અતી ખરતાં આંસુ હરજીએ છેડલે ઝાલીરે. માતાને૦
અતી આકળી થઈ નીસરી, બળ કરી વછોડીરે;
દશ લેઇ ગોવંદ તે વારે, મહીની ગોળી ફોડીરે. માતાને૦
પુર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાયરે;
ઉતારીને આવે જેટલે, તેટલે કઉતક દીઠુ માયરે. માતાને૦
મહી માંકડલાંને ખવરાવે, નાચે પ્રેમે સુદિન થાયરે;
જનુનીને આવતી જાણી, ભયભીત થઇ નાઠા રાયરે. માતાને૦
કામિની કર માંહે લેઇ, છીમટા પુઠે ધાયરે;
સાસ ભરાયે ભાખ્ય પ્રભુરામની, લીલા બ્રહ્માદીક ગાયરે. માતાને૦

પદ ૩ જુ રાગ ગોડી.

નાશીને જાશો એટલે, હવડાં શહાચુ કહાન;
હઠકુ દાઝેછે મારરે ઘણું કરયું છે જાન. નાશીને૦
કરમા લેઇ કાંબડીર કુંવર પુંઠે ધાય;
રીસે લોચન રાતડાંરે, યસોદાને સાસ ભરાય. નાશીને૦

મુખડું માખણ ખરડ્યુંરે, ખરડ્યા છે બે હાથ;
નારી નયણે નીર ઝરેરે, ચૌદ ભુવનનો નાથ. નાશીને.
એવા આવી ગોવાલણીરે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજીરે, મહિડું વહે છે અપાર. નાશીરે.
અંતરીક્ષ અમર તે આવીયા રે, ચઢી ચઢી દેવ વધમાન;
કઉતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મી પતી ભગવાન. નાશીને.
આંગણે ફેરવે માતને રે, સુત કહે વચન;
મુને સાહા શકે નહી રે, જો શ્રમ કરે મહાસુન્ય. નાશીને.
સ્વેદ ભરાઇ યશોમતી રે, હાથ ન આવે તન;
હાસ્ય કરે સર્વ ગોવાલણી રે, દુખે દાઝી મન. નાશીને.
આ ણુ મારૂં લુટિયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું બાળને રે, માકલડાંને ખવરાવ્યું. નાશીને.
દાઢી કહેતી ગોવાલણી રે, માનતી નહી હુ તેહ;
આજ પ્રતક્ષ દેખીયુ રે, ભાગ્યો મનનો સંદેહ. નાશીને.
નાંનાડિયું એક માહારે રે, સહુનું મારે કાજ;
શીખામણ દઊં અતી ઘણી રે, જો કર આવે આજ. નાશીને.
થાકી જાણીરે માતને રે, બેઠા સુંદર સામ રે;
જસોદાએ આવી બાંધીયા, ભાલણ પ્રભુ રામ. નાશીને.

પદ ૪ થું.

બાઈ ઘેર જાઓને આપણે હો, સોદ ભલાઈ ફોગટ લેતી આજ હે;
ઓલંભા એના દહાડી લાવતાં હો, સાંભળીને મુને થાતી લાજ હો. બાઇ.
કુંવરશો તો અમારે હો, તમારૂં કઈ આવે ને જાય હો;
માખણનો ચોર સૌ એને કહો હો, અમારે મહિમા ઓછો થાય હો. બાઈ.
નવલખ ધેન દુજે માહારે હો, બાળાગાળો કરતો હીંડે બાળ હો;
ખાવું ને પીવું મંદીર છે ઘણું હો, ફોગટ મારેપરઘેર જઈ ખાય ગાળ હો. બાઇ.
શિખામણ તે મારી માને નહિ હો. નહિતો કંઇએ શાને જાય હો;
દુધ દહિ માંખણ છે ઘણું હો, જાણે તો નાનું શું રાજ. બાઇ.
મોહનનાં મીઠાં મનમા મેલ્યાં હો જાણું છું પ્રેમ છે અપાર હો;
સ્વારથ સહુને વાલો આપણો હો; પરને દુખ લાગે નહિ લગાર હો બાઇ.
આવા શ્રમ ખાશે તો ઉડશું હો, શિખામણ લાગે એકવાર હો;
ભાલણ પ્રભુની લીલા કો જાણે નહિ હો, જો આવે બ્રહ્મા ત્રિપુરાર હો. બાઇ.

મુળદાસ.

જુગને અંતેરે નકલંકી આવશે રે, હરે ભાઇ હરશે ભોમીનો ભાર;
અસુરને ઉથાપી રે ધરમ થાપશે રે, હરે ભાઈ સૌની કરશે રે સાર,
જીરે મારગ મોક્ષને સુગટ પુન્યે પામશે રે. ટેક.
વેદનાં વચન રે પોતે પાળશે રે. હરે ભાઇ સુર તેત્રીશે રે સાથ રે;
આપણી થાપણરે આલંમ આવશેરે, હરે ભાઈ વસ્તુ હાથોરે હાથેરે. જીરે. ૧
માતને ધરમેરે સતજુગ થાય છે રે, હરે ભાઈ આનંદ વરત્યોરે આંદ રે;

ઓ એને દયેરે ચાકર ચાલશેરે, હરે ભાઈ દૈત્ય ન મારેરે દાણા રે. જીરે. ૨
મેદની મથીરે મહાજગ માંડિયોરે, હરે ભાઇ ગઢ જુનો ગિરનારરે;
બ્રહ્માને ઉદરે બ્રાંતી માગશેરે, ચૈતન વરણ અઢાર રે. જીરે. ૩
મારગ એછે મોક્ષનોરે, હરે ભાઈ જો આવે વિશ્વાસરે;
દેવને દ્વારેરે દોષ ન નાંખિયેરે, હરે ભાઇ એમ મહાજન કહે મુળદાસરે. જીરે. ૪

પદ ૨ જું.

ગુરૂને ગોવિંદને દુર્લભ દેવને રે, હરે ભાઇ ભક્તિ સમો નહિ ભેદરે.
મહારસ પિયારે માટે મુનીવરરે, હરે ભાઇ નથી વિ[illegible] વેદ રે;
જીરે આ ધમ આદ છે અેાદરે અનાદરે, જુગ જુગ જાણજોરે. ટેક.
વિશુની માયા રચી આ મેદનીરે, હરે ભાઇ કોટિ કલારસ કાનરે;
અખિલને આનંદરે આત્મારામનેરે, હરે ભાઇ નિજ ધર્મનું ધ્યાનરે. જીરે. ૧
દયાને ધરમરે ભકિત ભવાનીરે, હરે ભાઈ શુપ ધર્મનીરે રીતરે;
નવધાને ભકિતરે નિર્મળ નામનીરે, હરે ભાઇ પરમ સ્નેહની પ્રીતરે. જીરે. ૨
શેવાને સમરણરે અખંડ આરતીરે, ભાઇ હિનગણુ નિજ ધામરે;
વંદન અરચનરે અનુભવ આરતીરે, હરે ભાઈ પરીક્ષા ધમ પ્રકાશરે, જીરે. ૩
કથા ને કીરતનરે શ્રવણુ સાંભળેરે, હરે ભાઇ જગન કરે લક્ષ જોગરે;
સ્વામિને શિખેરે સંતને સેવતાંરે, હરે તન મને જાણુરે ત્યાગરે. જીરે. ૪
પ્રહ્લાદ ને પરિક્ષતરે પઢિત પ્રેમદારે, હરે ભાઇ બહુનામી બળિરાયરે;
અને મને આગેરે બહુ નર નિપજ્યારે, હરે ભાઇ ભકિત ભલી ભવ માંયરે. જીરે. ૫
આપણી થાપણુ રે આલમ આપશે રે, હરે ભાઈ સાઘુનો શણગારરે;
નકલંકી પિઉ રે જ્યારે નિવાજ રે, હરે ભાઈ સાચો સમજણ હારેરે. જીરે. ૬
ગુરૂને વચને રે વસ્તુ હોરજો રે, હરે ભાઈ લેતાં દેતાં રે લાભ રે;
પાપ ને પાખંડ રે પરપંચ પરહરો રે, જેમ અચળ રહયો છે આભરે. જીરે. ૭
તપને તીરથ રે ચરણુ સાધતે રે, હરે ભાઈ અનમ કરશોરે આશા રે;
જીવન ને મુક્તારે હરિજન જાણજોરે, હરે એમ મહાજન કહે મુલદાસરે. જીરે. ૮

ધોળ ૩ જું.

વચન વિચારી રે સંતો તમે ચાલજો રે, હરે ભાઈ એ મોટાનો ધરમરે;
વખમાં અમૃત રે ભાવે ભેળતાં રે, તેરે તેનું કોટિક બેસે કરમ રે;
જીરે સેવો શામાને રે સેવો શામાને રે, નકલંકી નામનેરે. ટેક.
ગોરસને માથેરે નવનીર નીપજે રે, હરે ભાઇ પાની મથે નવ પાયરે;
ચુનને ભક્ષુ રે જેના લાભમાં રે, હરે તેનો વીજીાનશ્રાં ન જાય રે; જી. ૧
દળીને સાકર રે દુધમાં ભેળીએ રે, હરે તેનો લાભ ને પતંગને પાય રે;
વશીઅર સંગેરે વિખત ઉપજે રે, હરે તેનો વખ અમૃત ન થાય રે. જી. ૨
તેલરે ભેળ્યુરે લઇને તુપમાંરે, હરે ભાઈ નહિ કે તુપ નહિ તેલરે;
તેલમાં ભેળ્યારે કોરા કોદરારે, હાંરે ભાઇ ખળ વાદાનો ખેલ રે. જી. ૩
સોનુંને અંગરે પોતે નિર્મળ રે, જેની કોમળ દીસે કાંત રે;
મુલને ગટયું રે ઘણા ઘણા ઘાટમાં રે, જેના ભીતર પેઠીરે બ્રાંત રે. જી. ૪
અણુરે કણુ રે પડયું જેની આંખમાં રે હરે તેને જોયાનું સુખ જાય રે.

અંજન વિદારે આંજે જેની આંખમાં રે, તેનાં નેત્ર નિર્મળ થાય રે. જી. ૫
નિસ્ને નિર્મળાં રે ગંગા ઘાટનાં રે, હાંરે જેને પ્રાશ્ચીત જાય રે;
મળી રે ભળી રે જળના જોગમાં રે, હરે સંતો ઢંભીક જળ કહેવાય રે. જી. ૬
રાવણે પીધું રે અમરીત પાનમાં રે, હરે જેને શાન કરી સનમુખરે;
પાત્રને કુપાત્ર રે એટલો પટંતરો રે, હરે તેતો દેઈ દેવતાને દુખરે. જી. ૭
રતન જતન રે હરિજન જાવો રે, હરે ભાઇ જેમ મહાજન સાચેરે માળ રે;
ખાઓ પીઓ ને ખરચો વાવરો રે, હરે તેનું દુઃખદાઇક છે દલાલ રે. જી. ૮
અંતઃકરણ રે જેનાં નથિ ઉજળાં રે, હરે ભાઈ તેથી પામિયે ત્રાસરે;
વેદનાં વચન રે સંતો તમે સાંભળો રે, એમ મહાજન કહે મુળદાસ રે. જી. ૯

ઘોળ ૪ થું

પરથમ પુજીએ ગુરૂના પાય, કે નણે નિરખીએ જીરે;
ધરીએ ચરણકમળનું ધ્યાન, કે હૈડામાં હરખીએ જીરે. ૧
જો મેલાએ મન મરજાદ, કે લાવો લિજીએ જીરે;
જાય કોટી જનમનાં પાપ, સુધારસ પીજીએ જીરે. ૨
ગુરૂ અક્ષરાતીંત આનંદ, કહયો વેદ વાણિયે જીરે;
સદગુરૂ છે ચેતન બ્રહ્મ, જીવન ધન્ય જાણિયે જીરે. ૩
તેમાં આણીસ માં દેહભાવ, કે મોટો ધર્મ છે જીરે;
તેની પુરે છે શાખ પુરાણ, કે પુરણ બ્રહ્મ છે જીરે. ૪
અડસઠ તીરથનું ફળ કે સંતના ચરણમાં જીરે;
તેમાં નાતાં નીરમળ થાય કે અંતઃકરણમાં જીરે. ૫
માનોજી કહું એક વાત, નિશાન કામની જીરે;
સદગુ જી છે પુરણ બ્રહ્મ, કે સુરત રામની જીરે. ૬
વળતાં જોડીને કર પ્રાણ, પ્રકંમા કિજીએ જીરે;
સદગુ જી શું રમિયે રસરૂપ, કે તન મન દીજીએ જીરે, ૭
કરતાં તપ તિરથ વ્રત યોગ, કે ફુરત ખુટીએ જીરે;
સંત ટાળે ત્રિવિધના તાપ, કે શબ્દે છુટીએ જીરે. ૮
એ છે તિલક ત્રિભોવન સાર, ત્રિગુણ પ્રાતિત છે જીરે;
એ છે ગુણ વાણીના ઇશ, કે પુરણ પ્રીછજો જીરે. ૯
જો આપે થાઈ બ્રહ્મરૂપ, તો બ્રહ્મને ભાળીયે જીરે;
મુળદાસ કહે મહા નિધ, કે વસ્તુ નિહાળીએ જીરે. ૧૦

મુકુંદ.

પદ ૧ લું રાગ કાફી.

ટીરાંડી કહે તજિયે રે, ભુમી ઉપર ભાર થશે;
અઢાર અક્ષોણી રે, દળ અઢવાઈ જશે. ટેક.
ભુમિ તજી જઈ વ્યોમે વસિયે, પણ ભવિષ્ય ન ભુલે;
કૃષ્ણે કરયું તે કોઇથી ન મટે, શું ડહાપણમાં ફુલે;
હજુર હુકમથી રે, હોનારૂં તે સેજે હશે. ટીરાંડી. ૧
રામ પ્રગટીને રાવણ રોળ્યોને, પાણીમાં બાંધી પાળ,

સોનાની લંકા ક્ષણમાં લુટાવીને વિભિષણ કર્યોરે ભુપાળ;
વીશે ભુજ વાઢ્યા રે, છેદ્યાં મસ્તક દશે. ટીટાડી.
પ્રહ્લાદજીની પ્રતિજ્ઞા પાળી, હિરણ્યાકશ્યપુ હણ્યો,
નરસિંહ રૂપ ધર્યું મારે નાથે, બ્રહ્માના વરને ગણ્યો;
હરિથી સરવે હેઠું રે, ઉગરે નહી ઉપાય કરો. ટીટાડી. ૨
ગજઘંટ નાંખીને ઇંડાં ઉગાર્યાં, પક્ષીની કીધી પ્રતિપાળ;
અનેક ભક્તોને સહાય કરી એમ, કીરપા કરો જદુરાય,
બાળ મને લાધી રે, હરિ હરિજનમાં વસે. ટીટાડી. ૩

પદ ૨ જું.

કપોતની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો;
સીંચાણાનો ભે છે રે, પારધીએ બાણ ધર્યો. ટેક.
અહીંથી ઉડી જઇ અળગાં રહીયે, આ દેશ તજી પરદેશ,
મરમ વચન પીયુ મારાં રે માનો, લાજ નહી આવે લવલેશ;
પ્રમાદને મેલો રે શંક ચેણ રૂધે ધરો. કપોતની. ૧
કપોત કંથ કહે કાયર કામની, હોનાર છે તે હોશે,
ચતુર્ભુ સાલ તે સેજમાં ટળશે, કર્યું કર્તારનું થશે;
હરદે હરિ રાખો રે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચરો. કપોતની. ૨
અહી ડસ્યો પારધીને પાયે, ડગ્યો બાણ તે વાર,
સીંચાણાનું છેદીયું શિર, કૃષ્ણ કરણી કરતાર;
ભાવે ગુણ ભાખોરે, ભવજળ તારો તારો. કપોતની. ૩
તન તરૂવર પ્રાણ પંખીડાં, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર;
અહંકાર આપને જરા પારધી, ક્રોધ સીંચાણો નિરધાર;
મુકુંદ મનમાંથી રે પ્રભુ નવ રાખો પરો. કપોતની. ૫

## તુલસીદાસ.

પદ ૧ લું રાગ બીહાગ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ,
બાનારે મારે જો દુખ દેશો તો, કોણ પુરે તારી સાખ. ટેક.
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઈ જાતને ભાત;
શાને મારે સનમુખ રહીને નાક કહેવાયા હો નાથ. પ્રભુ. ૧
પ્રહ્લાદનીરે પ્રતિપાલણ પાળીને, સ્થંભે પુર્યો વાસ;
તાતી કડા તમે શીતળ કીધી, મુરનવાને પાસ. પ્રભુ. ૨
પંચાળીનાં પટકુળ પુર્યાને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતામાં ગજરાજ. પ્રભુ. ૩
ઝેર હતાં તેનાં અમૃત કીધાંને, આપ્યાં મીરાંને હાથ,
મેહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુ. ૪
ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં, ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામીને કહુ કરજોડી, પુરો અંતરની આશ. પ્રભુ. ૫

પદ ૨ જું રાગ કાફી.

લાંબી સોડે સુતારે સુખની તે સજ્યા કરી;
કદાયે નવ બોલ્યોરે મુખથી તું હરી હરી. ટેક.

આછેરે તારૂં ને આછેરે મારૂં, તેમાં બંધાણું તારૂં ચિત,
અલબેલીનો સંગ ન મુકયો, તે વીના આંધળો ભીંત,
એક ઘડી તું તો રે થીર નવ બેઠો ઠરી. લાંબી. ૧
સિર ઉપર તો કાળ ભમે છે જેમ તેતર પર બાજ;
કહિએ ખરા પણ કહ્યું ન માને કરે મમતથી કાજ;
જે જેમ તે તેમજરે, મુકી તારે જવું મરી. લાંબી. ૨
ઊંચી ઊંચી મેડીને બાગ બગીચા, નવી ભાતના રંગ;
તે ઘર બેઠા કાગ કકળશે, કોઈ ન આવે તારી સંગ;
તુળસી કહેવરે લીધી લખ ચોરાસી ફરી. લાંબી. ૩

## હીમો.

### પોતાની મરણ તિથિ વિષે પદ ૧ લું રાગ મેવાડો.

પિયાંણાને પોચ્યારે, તેડાં તતપર થયાંરે, હવે અમે વળશું અમારે દેશ;
પ્રણામ ને કહેજોરે જે કોઈ અમને ઓળખેરે, જેને હોય ભક્તિતણો ઉપદેશ. પિયાં. ૧
રમવા આવ્યા સાસરે સૈયર સાસરેરે, રમીયા ને જમીયા ગમીયા સંસાર;
વેર નથી વસ્યાંરે સઉ સાથ વાલ છેરે, દેરાણી જેઠાણી નરને નાર. પિયાં. ૨
ઘણા સુખ પામીરે સઈયર સાસરેરે, પામી સદગુરૂનો પરતાપ;
ભવ ભવ ભાગેરે, નામ નિર્ભે થયુંરે, ટળી ગયો વિવિધ તનનો તાપ; પિયાં. ૩
સખી કેને કહીયેરે, સંવત અઢારમાંરે, વરષે તો ચોસઠો નીરધાર;
આસોને ઉતરતાંરે કારતક બેસતાંરે, તિથી કહીયે પડવે ને શનીવાર, પિયાં. ૪
છ ઘડી દહાડો ચડતાંરે વૈમાન આવશેરે. હળમળ કરીને બેશીશું માંય;
અમારા તો જાવુંરે પેલડા પહોરમાંરે જે વેળાએ અનુકુળ એ ક્રત થાય. પિયાં. ૫
સગાંને સંબંધીરે સહુ મળી ચાલશેરે, તો તે પછી પામશે વૈકુંઠ વાસ;
પ્રીત કરીને એણી પેરે પ્રીછવુંરે, હરખથી ગાય છે હીમદાસ. પિયાં. ૬

## મુક્તાનંદ.

### ચોપાઇ ત્રણ તાળની.

શુણ દુતના વચન શ્રીરામ, પુછયું સર્વેને તે સુખધામ;
બોલ્યા સર્વ કુટુંબી એમ, એછે દુતે કહી વાત તેમ. ૧
વાલે શીખ સભાને તો દાધી, પોતે વાત વીચારી લીધી;
તેડયા ભરત શતરૂઘન વીર, તેડયા લક્ષમણ પરમ સુંદીર. ૨
આવ્યા હરીને હુકમ સર્વ ભાઇ, ચરણે શીખ નમાવ્યાં છે ધોઈ;
શોકે રામનું મુખ થયું એમ ગ્રહયો રાહુએ ચંદ્રને જેમ.
દીઠા બંધુઓ આંખા ભુપાળ, ડરયા ભરતાદીક તતકાળ
બોલ્યા શોક સહીત રઘુવીર. સુણો ભરત તમે થઈ ધીર. ૪
લેશ કરશોમાં મનમાં સંતાપ, પુછું તેનો તે આપો જબાપ,
પુરવાશીને દેશના લોક મને ઉપજાવે અતી શોક. ૫
બોલે સીતા નમીત અપવાદ; સુણી અંતર થયા વિષાદ,
બોલે વેણ મુરખ આવી આવી, મને પીડે છે અંતર આવી. ૬

અપજશથી મરણ ઘણું સારૂં, મારા મનમાં હું વિચારૂં;
મુક્તાનંદના વાલાની વાણી, સુણી રઘુ રહ્યા ભય આણી. ૭

કડવું ૨ જું.

ઓધા બોલ્યાં વળી રઘુવીર, મને લોકે કર્યો છે અધીર;
અમે સુરવંશી નરેશ નીંદા થાય તે કરીયે ન લેશ. ૧
સીતા પાપ રૂપ અતિ જેહ, પછી લાવ્યો હું ઘરમાં તેહ;
તમે જાણો છો લક્ષ્મણ વાત જેમ વનમાં થયો ઉતપાત. ૨
કીધું સીતાનું રાવણે હરણ, પામ્યો કુંટુંબ સહીત તે મરણ;
સીતા લાવ્યો વિભીષણ જ્યારે અમે ગ્રહણ કરી ત્યારે. ૩
આવ્યા પાવક મારૂત સુર, આવ્યા ઇંદ્રને ચંદ્ર હજુર;
આવ્યા બ્રહ્માને દશરથ તાત, તણે આવી કહી મને વાત. ૪
સીતા પરમ સતિ રઘુનાથ, એને ત્યાગશો માં લીયો સાથ;
આવી અગ્નિમાં ચાલીને જ્યારે મને ઈંદ્ર સમરપી છે ત્યારે. ૫
સુની દેવ મંડળ મોઝાર જાણી સીતાને સુદ્ધ અપાર;
શુદ્ધ જાણી હું લાવીયો આંઇ, બોલે લોક તો કાંઇનું કાંઇ. ૬
મિથ્યા છે તોય અપજશ વીર મને ખટકે અંતર જેમ તિર;
મુક્તાનંદનો નાથ કહે ભાઈ, કાઢો સીતાને થાશે ભલાઇ. ૭

કડવું ૩ જું.

ઓધા વળી બોલ્યા રઘુરાય કરવા પ્રથમ વચનની;
જેની અતીશે અકીરતિ થાય, તે તો નિસ્ચે નરકમાં જાય. ૧
સઉને કીર્તિ આભુષણ ભારી ઇછે કીર્તીને સઉ નરનારી;
કીરતી સ્વર્ગલોક સુખ આપે, મહા કર્મના બંધન કાપે- ૨
સર્વે આરંભ કીરતીને કાજ, શિર જાતાં ન ખોવી લાજ;
મૃત્યુલોક કીરતીથી ભાઈ, પામે સુખ સંપત પ્રભુતાઇ. ૩
આપે ઉભવ લોક સુખ એહ, રાખી કીરતિ તે ત્યાગવો દેહ;
કાહાં મરૂ ને સીતાન મારૂ, લોપો વચન તો તમને સંહારૂ. ૪
મારે લોકની લાજ અપાર, પડયો સોકના સિંધુ મોઝાર;
મન ખટકે છે એ દુઃખ ભારી, લેજો લક્ષમણજી ઉરધારી. ૫
કરો રથને જવાને તૈયાર માનો વચન થઇ હુશીયાર;
તમે સીતાને રથમાં બેસારી જાજો વનમાં વચન દ્રઢ ધારી. ૬
સુની વાલ્મિક દ્રઢમતી જેહ, ગંગા પાર વશે છે તેહ;
મુક્તાનંદનો નાથ કહે પ્યારી, ત્યાં જઈ મુકજો સમજી વિચારી. ૭

કડવું ૪ થું.

ઓધા એમ બોલ્યા રઘુવીર, સુણો લક્ષમણ પરમ સુધીર;
વસ્તી માત્ર ન હોય જેણે ઠાર, મુકો સીતાને વન મોઝાર. ૧
વેલા આવજો મુકીને દુર, મારૂ વચન ગ્રહો થઈ શુર;
આ ન કહેસો વૈદેહીને વાત, તમે જાણ પ્રવીણ છો ભ્રાત. ૨
એમાં ના કહેસો તમે કોઈ; મારે શત્રુ સમાન જો સોય;
માટે કરજો વિચારીને કાજ મારે કામ પડયું છે આજ. ૩

મારી તો તમે મોટમ જાણી, જો ન લોપ કરો મારી વાણી;
કાઢો જાનકી આંહીથી જ્યારે મારૂ વચન પ્રઉં દ્દઢ ત્યારે. ૩
એણે લંકાથી આવતા તાત, મને સંભળાવ્યું સાક્ષાત;
મારે રૂષીને પુજ્યાની છે આસ, જ્યારે હુકમ થશે અવિનાશ. ૪
એવું પુછ્યુતુ જાનકી જેહ, આજ આવ્યો છે અવસર એહ;
એવું મનગમતું કરી આજ, સારો જુક્તિથી આપણું કાજ. ૫
એવાં વચન કહી રઘુવીર, પામ્યો કષ્ટ કહે દ્દગનીર;
મુક્તાનંદનો વહાલો કહે બોલ, ઓધા સર્વ અધીક અતોલ. ૬

કડવું ૫ મું.

ઓધા સાંભળી હરીનો ઉચ્ચાર, પામ્યા લક્ષમણ કષ્ટ અપાર;
કાઢી રાત રૂદન કરી સોય, તેનો મર્મ ન જાણે કોય. ૧
પાતઃકાળે તે લક્ષમણ વીર, તેડયો સુમંત્ર સારથી ધીર;
લાવ્યા સારથી રથ તતકાળ, આજ્ઞા આપી તે દીન દયાળ. ૨
નાંખે રથમાં તે આસન સાર, કરો અશ્વ જોતરી તઇયાર;
સીતા રાજભુવન થકી આજ, જશે મહામુની પુજવા કાજ. ૩
દોડયો સારથી સાંભળી વાત લાવ્યો જોતરી રથ સાક્ષાત;
બોલ્યો સુમંત્ર જોડીને હાથ, થયો તૈયાર રથ પૃથ્વીનાથ. ૪
શુણી લક્ષમણ શીઘ્ર સિધાવ્યા, વેગે રાજભવન મધ્ય આવ્યા,
વધાં સીતાજી પુજ્ય પ્રમાણી, કરજોડીને બોલીયાં વાણી. ૫
ગંગાતીરે મુનિ વિખ્યાત, તમને ત્યાં પહોંચાડવા માત;
રાય રામની આજ્ઞા છે એહ, તેમાં લેશ નહિ સંદેહ. ૬
વેહેલાં તઇયાર થાઓ રાજકુમારી, પુજા સાથ તે લેજો સંભારી;
મુક્તાનંદને વાલે કહ્યું જેહ, કરવું આપણે હરખશું તેહ. ૭

કડવું ૬ ઠું.

સીતા સુણી દીયરીયાની વાણી, વણ સમજે ઘણુ હરખાણી;
લીધા આભરણ વસ્ત્રના ભાર, લીધી પુજવા સામગ્રી સાર. ૧
રૂષિ નારીને મુનીવર કાજ, લીધો અમુલીક સાજ;
સીતા બોલીયાં લક્ષ્મણ સંગ, લીધાં આભરણ વસ્ત્ર સુરંગ. ૨
વીરા સંગ લીધું છે મેં જેહ, રૂષિ પત્નીને આપીશ તેહ;
મારે આશા હતી મન એજ, રઘુવીરે પુરી કરી તેજ. ૩
સુણી લક્ષ્મણ બોલ્યા ન કાંઈ, સઉને વાત જુદી મનમાંહ;
પછે સીતાને રથમાં બેસારી, કરી શીઘ્ર ચલાવા તઇયારી. ૪
રાખી ચાટને હાકયા તોખાર, ચાલ્યો રથ અતી ઝણકાર;
સીતા વાટે જતાં કહે વાત, મને અશુભ શુકન થાય ભ્રાત. ૫
મારૂ ધરૂજે છે થર થર અંગ, મારા ઉરમાંથી ભાગ્યો ઉમંગ;
મારૂ જમણુ નયન ફર જોય, ફરકે દુખદાયક સોય. ૬
મારા મનમાં તે શુખ નથી લેશ, થયો રોમાંચિત તન વેશ;
મુક્તાનંદના પ્રભુ સંગ પ્યાર, ઓધા જાનકી ડરપ્યાં અપાર. ૭

કડવું ૭ મું.

ઓધા અપશુકન દેખી અપાર, સીતા ડરે છે વારમવાર;
બોલી લક્ષ્મણ સંગ વચન, મારૂં ભયથકી દાઝે છે તન. ૧
મને સુનો લાગે છે સંસાર, મારો જીવ થયો નિરાધાર;
તેનું કારણ પરમ સુધીર, મને બોળ્યે મળ્યુ નહિ વીર. ૨
રખે અવધ નગરમાં ભાઈ, આવી પીડા અચાનક કાંઈ;
મને અશુભ જણાય છે આવું, આથી નિશ્ચય ભુંડ થાવું. ૩
સીતા એમ કહી જોડયા હાથ, રૂડું કરજો ત્રીલોકના નાથ;
એવા આતુર જાનકી જાણી, વંદી બોલીયા લક્ષ્મણ વાણી. ૪
માત અઉત્ત વિચારો છો શારૂં, તેણે કરી શુભ થાશે તમારૂં;
એવી કરતાં પરસ્પર વાત, આવ્યો ગોમતી તટ સાક્ષાત. ૫
રહ્યાં ગોમતી તટ એક રાત, જોડયો રથ અતી સીઘ્ર પ્રભાત;
હાંકયો રથને બે પોર તે જ્યારે, પોત્યા ભાગીરથી તટ ત્યારે. ૬
દેખી ગંગા વધ્યો ઉર તાપ, રોયા લક્ષ્મણ મન કરી સંતાપ;
મુક્તાનંદને વાલે કહ્યું જેહ, સાલે લક્ષ્મણને ઉર તેહ. ૭

કડવું ૮ મું.

ઓધા એનીપેર લક્ષ્મણ વીર, રોયા દીન થઈ તજી ધીર;
તન કંપેને વ્યાકુળ ભારી, મુખ સુકે વહે દગ વારી. ૧
દીઠા લક્ષ્મણ દુખીયા અપાર, બોલ્યાં જાનકી કરીને વિચાર;
જોઈ જાન્હવી તટ સાક્ષાત, કહો કારણ દુખ કેરૂં ભ્રાત. ૨
બહુ કાળથી ઇછતાં જેહ, પામ્યા ગંગાનું દરશન તેહ;
અતિ હરખ સમે ભય આવો, તેનુ કારણ કહી સમજાવો. ૩
નિત્ય રહોછો તમે પ્રભુનાથ, આજ દુર જાણી રઘુનાથ;
આવા દુખીયા થયા હશો તાત, કહો દુખના કારણ કેરી વાત. ૪
મને પ્રાણથી વાલા શ્રી રામ, તેને જાણી આનંદનું ઠામ;
ન કરૂ શોક હું બાળની પેર, ફરી પુજી જાશુ કાલ ઘેર. ૫
તમે બાળપણુ તજી ભાઇ, રાખો ધીરજ રહો સુખદાઇ;
ગંગા ઉતરી મહા મુનિવૃંદ, વેગે પુજીએ થઇને સ્વછંદ. ૬
વેગે નાવ મંગાવો ઉદાર, જઇએ શીઘ્ર વીરા સામે પાર;
મુક્તાનંદને વાલે કરી ઘાત, નથી જાણતી જાનકી વાત. ૭

કવિ રઘુનંદન.

જો જાગીને, માયાનુ અંધારૂ મુરખ મોહુ. એ રાગ.
ઓ અણુભાગી, માયા ઘેંન તજી જોને જાગી;
મમતા ત્યાગી સહજાનંદ લગનમાં રહેને લાગી. ટેક.
ધન ધામ પ્રજા પરની નારી, એ અસત્યપણે ઉપમા ધારી;
રવી કીરણે જે મોકલ્યું વારી. ઓ અણુભાગી. ૧
કરે પ્રીત કરી પાલણુ તેનું, નવ દીઠું અંગ અમર કેનું;
તેંતો અતુલ્ય ગુમાન કર્યું એનું. ઓ અણુભાગી. ૨
સંસારતણા સુખમાં મોહયો, નિજ ધર્મ વિચારી નવ જોયો;
નર દેહ ધરીને એળે ખોયો. ઓ અણુભાગી. ૩

સતસંગ મહાનિધિમાં નાચે, વિષ—રૂપ વિષમાં નવ ધાચે;
રઘુનંદન ગુરૂ શરણે જાચે. એ અણુભાગી. ૪

પદ ૨ જું.

ગુરૂ શરણ ધરી, સાધન સાર વિચાર કરી મન ધારો;
અભીમાન કરી, મનુષ્ય જનમ હીરો શા માટે હારો. ટેક.
દેહાદિક સકળ અસત્ય કહીએ, સચ્ચિદાનંદ સત્યપણે ગ્રહીયે;
તેમ વસ્તુ વિવેક કરી લહિયે. ગુરૂ. ૧
ખોટું છે સુખ વિષયતણુ જેવું, બ્રહ્માદિકને પણ છે તેવું;
તે માટે આતમ સુખ લેવું. ગુરૂ. ૨
મન તો મોરલીધરમાં ધરીયે, રસનાયે રામ રટણ કરીયે;
શુભકર્મ કરી ફળ સંગરિયે. ગુરૂ. ૩
ગુરૂ જ્ઞાન થકી સંસય નાસે, સાધનની ચપળપણુ ભાસે;
રઘુનંદન રૂપ પ્રગટ થાસે. ગુરૂ. ૪

પદ ૩ જું.

હુંપદ ગળતાં, કારજને કારણ દેખ્યુ નહિ કોઇ,
તત્વ પદ ટળતાં, તતપદને ભુલ્યોરે, અસિપદ જોઇ. ટેક.
નહિ નામને રૂપને રંગતણું નહિ લાભને ખોટને અલ્પ ઘણું;
નહિ સ્થાનક તેજને તિમર ઘણું. હું પદ. ૧
નહિ જ્ઞાનજ્ઞાન વિબુધ મંદા, નહિ આશ્રમ જાતિ વરણ ફંદા;
નહિ ઉડગણ દિનકરને ચંદા. હું પદ. ૨
નહિ પુણ્યને પાપની વિષમ—મતી, નહિ સ્વર્ગ નિવાસને નરકગતિ;
નહિ નિરગુણ સગુણ વીવાદ રતી. હું પદ. ૩
ઉપનિષદ લક્ષ અવાચ્ય કહે, સદગુરૂ કરૂણાથી શિષ્ય લહે;
સમજુ રઘુનંદન મૌન રહે હું પદ. ૪

## કવિમંજુકેશાનંદ.

પદ ૧ લું.

હરી ભજન થકી, છોટા હોય તે સૌથી મોટા થાય. એ રાગ.
નર અજ્ઞાની, સાંભળને શિખામણ મુરખ મારી;
કસે હેત ધરી, સત્ય માની અંતરમાં લેજે ધારી. ટેક.
પ્રભુ નવ ભજ્યા નર દેહ ધરી, આણી ખોટમાં પરતીત ખરી;
તું મહા દુઃખ પામીશ મુંઢ મરી. નર. ૧
સુત નારી કુટુંબી જે કહાવે, તે તારા ભેળાં નહી આવે;
તોય મુરખ તારે મન ભાવે. નર. ૨
તું ધન દોલત સાચાં જાણી, તેમાં બંધાણો અતિશે પ્રાણી;
માટે નવ ઓળખ્યા સારંગપાણી. નર. ૩
તમારૂ ધન જોબન સર્વે કાચું, જમ લેઈ જાશે અરદી ટાચું;
કહે મંજુકેશાનંદ સાચું. નર. ૪

પદ ૨ જું.

શું સમજીને મુખથી વેણાં બોલે ચાવી ચાવી;
વળી જ્ઞાન કરે, ભોળા જનને ખોટી સાખ બતાવી. ટેક.

તું ખોટા ગુરૂને સાચા જાણે, તેના દોષ હઈયામાં ન આણે;
તને પડશે ખબર મરવા ટાણે. શું સમજીને. ૧
બાવળમાં આંબ બુદ્ધિ લાવે, તેને કેરી કદીયે નવ આવે;
તેની શુળ વાગી પીડા પાવે. શું સમજીને. ૨
વળી નપુંશકની નારી કહાવે, તેને પુત્ર તણુ સુખ નવ આવે;
તેને રાત દિવસ દુખમાં જાવે. શું સમજીને. ૩
તેમ ખોટા ગુરૂને શરણે જાય, તેનું કલ્યાણ ક્યારે નવ થાય;
મંજુકેશાનંદ એ સત્ય ગાય. શું સમજીને. ૪

પદ ૩ જું.

જોને જાગીને, અંતરમાં અંધારૂ મુરખ તારે;
સાચા સંત હરી, ઓળખીને તું હઈડામાં નવ ધારે. ટેક.
તું દેહમાંયે પ્રભુને શોધે, તે કપટી ગુરૂ કેરે બોધે;
તેમાં તારૂ મનડુ નવ રોધે. જોને ૧
વળી નાગપાંચમ આવે જ્યારે કરી સર્પ લિટો પુજે ત્યારે;
સાચા નાગને લાકડીએ મારે. જોને. ૨
જેમ ઘુડ રવીને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે;
તેનો મનુષ્યાદેહ જાય અલેખે. જોને. ૩
તને જમડા લેઈ જાશે તાણી, ત્યારે મુખથી નહી બોલાય વાણી;
મંજુકેશાનંદ કહે સત્ય વાણી. જોને. ૪

પદ ૪ થું,

નર તન પામી, હાર્યો જીતી બાજી મુઢ અજ્ઞાની;
ખોટા સંતતણી, શિખામણ તેં અંતરમાં સત્ય માની. ટેક.
કામી ક્રોધી ગુરૂ તને એમ કહે છે, તારા દેહમાંહીજ પ્રભુ રહે છે;
તું બહાર તે શું શોધે છે. નર. ૧
એમ કહી પરનારી સંગ કરે, કરિ ચેલા તેનું દ્રવ્ય હરે;
તેનું પાપ હઈયામાં નવ ધરે, નર. ૨
કોઈ કહે છે મન મારો ભાઈ, કોણ છે ભગની પુત્રી માઈ;
તેનો સંગ કરે મહાતમ ગાઈ. નર. ૩
એમ દુષ્ટ ગુરૂ શિક્ષા દેછે, તેને મુરખ સત્ય માની લેછે;
મંજુકેશાનંદ સાચું કહે છે. નર. ૪

અલખબુલાખી.

પદ ૧ લું રાગ વેરાળ.

પડપંચ પડદા પરહરો, નેહ નાથથી જોડો;
સદગુરૂ સાન બતાવે ભવસાગર છોડો. પડપંચ. ૧
તમેરે તમારૂં વશ કરો, તનનાં તાળાં તોડો,
પછી ભલું જો આપનું માઠી સંગત છોડો. પડપંચ. ૨
આજ્ઞા ગુરૂની ઓળંગીને આગળ નવ દોડો;
કોલકરાર કર્યો ઘણો, માની લેજો થોડો. પડપંચ. ૩
સદગુરૂને કરો વીનતી, ફંદ ભવનો ફેડો;
અલખબુલાખી કરી ખરો, ખોડો સદગુરૂ મોડો. પડપંચ. ૪

# વિભાગ ૫ મો.

## મનોહરદાસ.

### પદ ૧ લું.

જેને કૃષ્ણ વચન વીશ્વાસ, તેને ન રહે યમનો ત્રાસ;
વીસ્વેશ્વરનાં વચન વીચારે, વર્તે બાર માસ,
વાકય વીરૂદ્ધ ન બોલે મુખથી, કરે સંતમાં વાસ. જેને. ૧
કામ ક્રોધ તૃષ્ણાદીક કેરો, કરે રૂદયાથી નાસ;
શીળ દયા સંતોષાદીકની, ખરી જમાવે રાશ. જેને. ૨
નીરાધાર આધાર સર્વનો, તે હરીનો વીશ્વાસ;
તેને ભજે યજે ધ્યાયે નિત્ય, અન્ય ન રાખે આસ. જેને. ૩
સાવધાનવંત થકો નીત્ય સાધે, એક રૂપ અવિનાશ;
ભેદ રહીત નીજરૂપ જણાયે, ચીદાકાશ સુખરાશ. જેને. ૪
કૃષ્ણ કૃપાથી નીશદિન તેને બ્રહ્માનંદ વીલાશ;
મનોહર મુક્તા જગતમાં વીચરે, છુટે માયા પાસ. જેને. ૫

### પદ ૨ જું.

મન તું મેલ્ય જુઠ જંજાળ, આવી ભમે અચાનક કાળ; ટેક.
માતાપીતા દારાસુત બંધુ મીત્ર શીષ્ય રખવાળ;
પ્રાણ સતસહુ સંગ જણાયે, વૃદ્ધ યુવાને બાળ. મન. ૧
પ્રાણ ગયાપર પળ ન રખાયે, ફોગટ કરે ક્તાળ;
બળી જાય ખાખ કદિને, વાંસે નાંખે વાળ. મન. ૨
કાળતણા મુખથી નવ છુટે, જો પેસે પાતાળ;
જેમ આવ્યો તેમ ચાલ્યો, જાયે શું બુઢાને બાળ. મન. ૩
ભવસાગરમાં ચાર ખાણના, જંતુ લઘુ વિશાળ;
અગણીત પ્રગટે અગણીત કારે, કાળ પથારી જાળ. મન. ૪
કાળતણો જે કાળ નરહરી, તે સાચો રખવાળ;
વેગે શરણ ગ્રહે જે હરીનું, લેશે શીઘ્ર સંભાળ. મન. ૫
ચેત ચેતરે ચેત શીઘ્રથી, મુકી આળ પંપાળ;
મનોહર મૃત્યુ થકી મુકાવે, ચીદઘન દીનદયાળ. મન. ૬

### પદ ૩ જું. રાગ જંગાલો.

કપટી પાપ આપતો, હીંડે ઠારો ઠાર ટેક.
ચપટી ચોખા લઈ ફરે, સર્વ દેવના દ્વાર;
કરજોડીને વીનવે, મારા પાપ નીવાર. કપટી. ૧
એકાંતે પુજા કરે, ગંધ પુષ્પ બહુપેર;
કાલો થઈને કરગરે, જાણે આણે મેહેર. કપટી. ૨
નીચો થઇ પાયે નમે, બહુ બહુ નાચે ગાય;
આંખો મીચી પ્રેમથી, મન માગે ન ધરાય. કપટી. ૩

કામ ક્રોધ ઉરમાં અમીત, ધન માટે બહુ ધાય;
ચોરી ચાડી કપટ છળ, જયમ ત્યમ કરીને કમાય. કપટી. ૪

મન જાણે કહેવા થકી, પાપ થાય છે નાશ;
પાપ મુળ પસરી પડયાં, નવ મટે ફુંધ્યાકાશ. કપટી. ૫
પાપતણાં તો મુળ છે, કામાદીક મનમેલ;
ત્યાં સુધી નહી સાંભળે, દેવ ગણે છે ફેલ. કપટી. ૬
પાપ ટળવા ચાહ તે, કામાદીકને ટાળ;
સત્ય દયા સંતોષની, આદી કરને પાળ. કપટી. ૭
નિર્મળ થઈ હરી ભજન કર રાખી દઢ વીશ્વાસ;
મનોહર સદ્ય મુકાવશે, કાપી પાતક પાસ.

પદ ૪ થું.

મુરખ પાપ ટાળવા, વાળે વધા કરોડ.
કાશીમાં ખટમાસ જઇ; રહેવા રાખે કોડ;
નીત્ય જઈ નાહે ગોમતી, સેવે શ્રીરણછોડ. મુરખ. ૧
ભવ બાધે ભટકયાં કરે, અડસઠ તીરથ નહાય;
પગલે પગલે પાપનો અધીક ઉમેરો થાય. મુરખ. ૨
ગોમય માટી લેપશું, માઘવદી બહુ નહાય;
ચડચડ બોલે ડાઢી, કડકડ ડાચા થાય. મુરખ. ૩
પંચાગ્ની સાધવ કરે ઉલટી ત્વચા કઠાય;
ધુમ્રતાપ તપ આદરે, મુખમાં ધુમ્ર ભરાય. મુરખ. ૪
કછાદીક બહુ વ્રત કરે, તેથી તન સુકાય;
લાલચ ધારા ચાલતી, તે પળ નવ સુકાય. મુરખ. ૫
દેવ વીવીધ વીધી વીનવે; પુજા કરી અખંડ;
દહે આંગળાં દાંતદઇ, પાય પડે જયમ દંડ. મુરખ. ૬
એણીપેર ધાય અતી ઘણુ઼ા, ન લહે પાતક મુળ;
ખીલો ડાંસે કયમ મટે, અંધ ઉંદરનું શુળ. મુરખ. ૭
શત સંતવત્સર તુંબડી, જળમાં ડબકાં ખાય;
અંતર ધોયા વણ કદી, કડુતાઈ નવ જાય. મુરખ. ૮
ત્યમ અંતરથી પાપનુ, મુળ કર્યો વણ દુર;
કાય કળેશ વ્રથા કરે, મમતા તણા મજુર. મુરખ. ૯
કામાદીક મનથી તજે, સત્યાદીકને સાહે;
અંતરયામી ઇશનું ધ્યાન, ધરે મનમાહે. મુરખ. ૧૦
ભેદ રહીત હરીને ભજે, સગળે હરી દરશાય;
તો સાધન સરવે ફળે, પાતક દુર પળાય. મુરખ. ૧૧
દેહોહંમતી વીસરે, શુદ્ધ સ્વરૂપ પમાય;
મનોહર માયા ઝાંઝરવાં, દેખત મીથ્યા થાય. મુરખ. ૧૨

પદ ૫ મું.

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય; ટેક.
તારી ઉલટી ચાલ ન જાય પ્રભુ.
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરૂ, તે સુણતો નથી કાને;
જગ કુતાનાં વેણ સુણીને, ભટકે છે રાને રાને. પ્રભુ તને૦ ૧
બાલ રોગ સંતાનાદિકની માનતમાં ધન નાખે;
શીકોતર હનુમાનાદિકને, ઇશ કહી મુખ ભાખે. પ્રભુ તને૦ ૨
કામ વિવશ પામર વિષયીને, દેવ ગુરૂ કહી માને;
સો મણ સાબુએ ખર ધોયે, અશ્વ ન થાય દિનદાને. પ્રભુ તને૦ ૩
વૈરાગ્યાદિક સાધન જે ગુરૂ, પ્રભુ પામ્યા ન બોલે;
તે ગુરૂ તો તારા મનમાંહે, નહિ પામરને તોલે. પ્રભુ તને૦ ૪
જેવર અશ્વાદીક જોઇને, પ્રભુ કહી પાયે લાગે;
ત્યાગી સંત મળે સામા તો, અવળુ મુખ કરી ભાગે. પ્રભુ તને૦ ૫
કોઈ સુણે વેદાંતે કથાતો. મનમાંયેથી ખીજે;
શોભા અન્ન વિષય અરચાને, ગાન તાનથી રીઝે. પ્રભુ તને૦ ૬
જગકર્તા પાતક સંહારતા, સાક્ષી સઘળે પોતે;
બાહાર ભીતર ઘટઘટ વ્યાપક, તેને તું નહિ ગોતે. પ્રભુ તને૦ ૭
આકાશાદિક ચોદ લોકમાં અગણીત તન ઉપજાવે;
કલ્પલગી તે હોય કેવો, એ કાંઇ ન મનમાં લાવે. પ્રભુ તને૦ ૮
કલ્પલગી બ્રહ્માંડતણાં તન, અગણિત પાળી જાણે;
એક પલકમાં સૃષ્ટિ કાળે તુ તેને ન વખાણે. પ્રભુ તને૦ ૯
સર્વે મનબુદ્ધિ પ્રેરક, અલગ રહયો ન જણાયે;
વણ મહેનત એ સગળાં કામ, કરે ન આવે જાયે. પ્રભુ તને૦ ૧૦
નીંદ્રામાં આનંદ ભોગ, આપી સહુને સંતોકે;
કહેવાથી એ કામ બને તે, વાત ન મનમાં ટોકે. પ્રભુ તને૦ ૧૧
સર્વ કાળ તે સરખો જાણે, ઠામ ન એ વણ ઠાલો;
તે ઉપર તને નહિ પ્રીતિ, નિત્ય અતક છે વાલા. પ્રભુ તને૦ ૧૨
કરતાદિક જે કારજ સઘળાં, ઇસ તણાં કહેવાય;
અલ્પ એક દેશી શું કરશે, ભુલે કાં ભરમાય. પ્રભુ તને૦ ૧૩
માયાના હું ચકડોળ વિષે, જે બ્રહ્માંડ રમાડે;
છે મેલી તું અલ્પસિદ્ધ, પાસે જઇ પગ પછાડે. પ્રભુ તને૦ ૧૪
બ્રહ્મા વિંષ્ણુ શનકાદિક સર્વે, જેથી થરથર ધ્રુજે;
તે પ્રભુ થકી ઘાસ ફુલને, ઇશ કહી તું પુજે. પ્રભુ તને૦ ૧૫
એથી ભિન્ન નહી તું તોપણ, દેહો હંકરિ નાસે;
કર્તા ભોક્તા થઇ ફુલ્યો તેથી, પડીયો યમને પાસે. પ્રભુ તને૦ ૧૬
જે દિન રેણ જુવેછે સહુને, તેને તુ નથિ જોતો;
ક્ષુદ્ર દેવ મંત્રોની માળા, તાણછ રોતો રોતો. પ્રભુ તને૦ ૧૭
પેદા કરતાં જો કદિ કાયા, પશુની કરતો તારી;
તો દેવાદિક આડા આવત શું, તુ જોને વિચારી. પ્રભુ તને૦ ૧૮

તન જોબન પામી ફુલ્યો, મન ગમતો મારગ ધાર્યો;
આયુષ ખુટે પાછો પશુમાં રઝળીશ માર્યો માર્યો. પ્રભુ તને૦ ૧૯
જો પ્રભુ પુરણ પ્રકાશક સઘળે, ગુરૂ શરણે જે ટાણે;
નરતન ચટપટ ચાલ્યું જાયે, પાણી નાવે જાણે. પ્રભુ તને૦ ૨૦
જે કર તે કર અરપણ તેને, જે સચરાચર સ્વામ;
રાત દિવસ રહે મમતા મુકી, તુ તેને શિર નામી. પ્રભુ તને૦ ૨૧
વૈરાગ્યાદિક સાધન સાધી, સચ્ચિદાનંદ બ્રહ્મ તપાશી;
જો પામિશ તો છુટીશ તે, વણ રહેશે કામ ખવાશી. પ્રભુ તને૦ ૨૨

## પુરીબાઈ.

રાગ ધોળ.

સતી સીતાને ચરણે લાગુજી, નિર્મળ વાળીને શુદ્ધ બુદ્ધ માગુજી,

કડવું ૧ લું. રાગ ઢાળ.

માગુંછુંરે શુદ્ધબુદ્ધ મનોહર, સ્વામી સારંગ પ્રાણ;
ગુણ વરણવું રે હું તાહરા, મને આપ અવિચળ વાણ. ૧
શાવરા મંડપ રચ્યો જ્યારે, તેડાવ્યા બહુ ભુપ;
રૂષી સાથે રાઘવ આવ્યા એનું મહા મનોહર રૂપ. ૨
પાતાળનારે પનંગ તેડયા ને આવ્યા ગગન મુનીદેવ;
રાવણ કહે હું ધનુષ્ય ભાગુને, કન્યા વરૂ તતખેવ. ૩
સતિ જાનકીયે સામું જોયુને, દિઠા શ્રી મહારાજ;
સ્વામી ભવોભવ હું પદ સેવક, કેમ વિસારી આજ. ૪
સતી તે કેરાં વચન સુણીને, હસ્યા શ્રી રઘુવીર;
ક્ષણમાં વરૂરે હું તુને, રાખ્ય મનમાં ધીર. ૫
કરજોડી પુરી ભણે, જેનો અમરાપુરીમાં વાસ;
સ્વામી સૌ શંતની દાસી છું, રઘુનાથ રાખો પાસ. ૬

કડવું ૨ જું. રાગ ઢાળ.

રતનાવળિ સીતાજીએ વેણુ વજોડી શેષનાગ સઘળા રહ્યા કરજોડી,
મુખની છબી અતી શુંદિર શોભયેજી મહી, રોહીણીપતી દરશનને આવ્યો ધાઈ. ૨
નાશીકા શુકચંચુ અધરરસ સોહે, દંત દેખીને માનવીનાં મન મોહે. ૩
શણગાર સજે રાજા જનક કુમારી, તેની શોભા બની ત્રણ લોક ન્યારી. ૪
કુળ કોમળને રાતા કુમકુમ જેવો, ચુડલો રતનાળો બાજુબંધ તેવા; ૫
કોદંડને ભાગતાં હાથ ચંપાણા, મોટા ભુપતી માંહી પડયા ખશીયાણા. ૬
સ્વામિ આજે તમે મને કેમરે વીસારી, જુગ જુગ માંહી હું તો હતીરે તમારી. ૭
ત્યાં તો ધનુષ ભાગીને સાત ખંડ કરયારે, પછી જનકની કુંવરીને રામ વરયારે. ૮
ત્યારે ચઉદ લોક માંહી ચાલી વધાઈ, કરજોડીને એમ કહે પુરીબાઇ. ૯

કડવું ૩ જું રાગ ઢાળ.

જાન લઈ ચાલ્યારે દશરથ રાય, હસ્તી ઘોડા બહુ કહ્યા નવ જાય. ૧
કાળાકાબરા ને રાતારે ઘણા સુંદર તે મહારાજાને તણા. ૨
લીલા પીળાને ધોળા જેહ, ઘોડા પાખરીયા પલાણ્યા તેહ. ૩

રથ સુખપાલોની રચનારે ઘણી, જાન વખાણુંરે રાઘવતણી. ૪
ભારે શેષ પાતાળે ગયો, રજે સુરજરે આંખો થયો. ૫
ભેર ભુંગળ બહુ નાદજ થાય, જાનની શોભા કહી નવ જાય. ૬
ક્ષણમાં પહોંચ્યારે દશરથરાય, સામઇયે રાજા જનકજી જાય. ૭
ભેટયા વેવાઈને મળીયાં મન રાજા જનક કહે દિવસ ધન્ય ધન્ય. ૮
એળચીયે વાસ્યારે જળ આણી, ખાંડ ગોળીને પાયાંરે પાણી. ૯
જાન જોઈને રાજા જનકજી હરસ્યા એ આગળ આપણ રાજારે કશા. ૧૦
ચંદનના ઓરડા ઉઘાડયા, દશરથ રાજાને ત્યાંરે ઉતાર્યા. ૧૧
પાલખડી મેલોરે પરશાળ, જોતા સામી દાશરે રસાળ. ૧૨
જાનરડીયોનીરે જુક્તિ ઘણી, પાથરણાં આપ્યાંરે પાથરી. ૧૩
ઘોડાની ગોડારો ઘણી, વળી વિધ કરી રૂડી માફાતણી, ૧૪
આવી જનકજી બોલ્યા વાચક, કલુઆ લેઈ ચાલો નાયક. ૧૫
નાગરી સઉ મળી નારી જેહ, કલુઆ લઇને ચાલી તેહ. ૧૬
ગાતી ને વાતી જાની વાસે જાય, ઘણું સંતોકયારે રાઘવરાય. ૧૭
કૌશલ્યા બાઇએ દીધાં માન, સઉકોને આપ્યાં ફોફળ પાન. ૧૮
જનકરાજાની જે દીકરી; તેને તે ફોફળ ફરી. ૧૯
માતા તે નયણે અંજન કરે, કુંકુ ચંદન રઘુપતિને ધરે. ૨૦
માતા તે મનમાં આવું ભણે, રખે કુંવર કોની દ્રષ્ટે પડે. ૨૧
ભરત શતરૂઘન લક્ષમણ વીર, વર પાસે બેઠા ત્રણ વીર. ૨૨
માતાજી ચિંતા ન કરશો તમો, રક્ષા કરીશુ રાઘવ અમો. ૨૩
એતો કહીયેરે કારણ રૂપ, સુરજ વંશીમાં મોટોરે ભુપ. ૨૪
ધનુષ તો એણે ભાગીયું. ઘણા અસુરનું કુળ લાજીયું. ૨૫
તોરણે ન છજે નાચે મોર, મંડપમાં દીશે ઘનઘોર. ૨૬
મંડપમાંરે ઉભાં મહામતી, તેણે નવરાવ્યાં મહા સતી. ૨૭
ગોત્રજ માંયરે વર આવીયો, રૂદે કમળમાં તે ભાવીયો. ૨૮
ગોત્રજ આગળ બેઠાં સીત, રાઘવજી શું પુરણ પ્રીત. ૨૯
દશરથનાં ભાગ્યરે પ્રગટયાં, રઘુનંદન વરઘોડે ચડયા. ૩૦
કરજોડી કહે પુરી સહી લગન સાધવાની વેળા થઇ. ૩૧

કડવું ૪ થુ રાગ ઢાળ.

ચંચળ અરવે ચડયા રઘુનંદન, ઢોલ દદામા ગાજેજી,
સીતાનો વર શોભે તોરણ, જોઈ કોટી કામ લાજેજી. ૧
ફુટી કોમળ મેખલા સે યે, પાયે નેપુર વાજેજી;
બાંહે બાજુબંધ બાંધ્યા છે, કોટે કઉસ્તુભ મણી છાજેજી. ૨
જાનરડી વરની માંહી સંગાતે, ગીત મધુરાં ગાયજી;
સાસુ પ્રેમ પનોંતાં ધાઇ; વરને પોંખવા જાયજી. ૩

કડવું ૫ મું. રાગ ઢાળ.

નાક શાહીને નિરખ્યા અંતરયામી, મારી લાડકવાઈ રૂડો વર પામી, ૧
એની ચોરીએ ચોતરફ હીરની દોરી, રાજા જનક કહે રામ કે સીતા ગોરી. ૨

ત્યારે મધુરી શી વાણીકૌશલ્યા બોલે ત્રીલોકમાં નહી મારા રામને તોલે. ૩
સીતા પહેલુ મંગળ વરત્યુ રઘુરાય, ત્યાંતો હીરા કેરાં દાન અપાય. ૪
સીતા બીજુ મંગળ વરત્યુ રઘુરાય, ત્યાંતો મુદ્રીકા કેરાં દાન અપાય. ૫
સીતા ત્રીજા મંગળ રામની સાથે કીધાં, ત્યારે શ્રી રઘુનાથે મહાદાંન દીધાં. ૬
સીતા ચોથુ મંગળ વરત્યુ રઘુરાય, ત્યાંતો કન્યા કેરાં દાન અપાય. ૭
ત્યાં બુરાનપુરી બાજોઠી મંગાવો, ત્યાં વીસનગરની થાળી અણાવો. ૮
ત્યાં ડુંગરપુરની ઝારીરે આણી, કંસાર પીરશે રાજા જનકની રાણી, ૯
કંસાર પીરસ્યો રૂડી રીતે, સીતા રામ જમ્યા તે પુરણ પ્રીતે. ૧૦
ત્યાં પાન સોપારી છાબડી છોડી, સીતા રામ રહ્યાં બેઉ કરજોડી. ૧૧
કરજોડી પુરી કહે જે જેરે કીજે, ત્યાં કન્યા સજોડાનાં ભામણાં લીજે. ૧૨

## પ્રેમાનંદ.

અવીનાસી આવોરે જમવા કૃશ્નહરી, શ્રીભકતી ધર્મ સુતરે જમાડુ પ્રીતે કરી. ૧
શેરડીયો વાળીરે ફુલડાં વેર્યા છે, મળીયાગરે મંદીર લીપ્યા લેર્યા છે. ૨
ચાખડીયો પેરીરે પધારો ચટકતા, મંદારીયે મારારે પ્રભુજી લટકતાં. ૩
બાજોટ બેસાડીરે ચરણ કમળ ધોઉં, પામરીરે, પ્રભુજીરે પાવલીયાં લોઉં. ૪
ફુલેલ સુગંધીરે ચોળુ શરીરે, હેતે નવરાવુરે હરી ઉને નીરે, ૫
પેરાવું પ્રીતેરે પીતાંબર ધોતી, ઉપરની ઓઢાડુરે અતી ઝીણી પોતી. ૬
કેસર ચંદનનુંરે ભાલે તીલક કરૂં વંદન કરી વિષ્ણુ ચરણે શિશ ધરૂં. ૭
ઉર હાર ગલાબીરે ગજરા બાંધીને, નિરખુ નારાયણરે દ્રષ્ટિ સાંધીને. ૮
શીતળ સુંગધીરે કળસ ભર્યા જળના ઉસીર બાંધ્યા છેરે ઉપર મખમલના. ૯
કંચન બાજોઠ બીરાજે બહુ નારી, પકવાનરે પીરશી થાળ આપુ સ્વામી. ૧૦
મોતઈયા લાડુ સેવૈયા સારા, તમકાજ કર્યાછેરે લાખરશાઇ પ્યારા. ૧૧
મગદળને શેવદળરે લાડુદળના છે, ખાજાને ચુરમાંરે અરધા ગોળનાં છે. ૧૨
જલેબી ગેબરને બરફી બહુ સારી, પેંડા પતાસાંરે સાટા સુખકારી. ૧૩
મરકી મેસુરરે જમો જગવંદનજી મુતરફેણી છે રે ભકતી નંદજી. ૧૪
ગગણુને ગાંઠીયારે ગુંદવડાં વાલા, ગુલાબપાક જમજોરે ધર્મ તણા લાલા. ૧૫
એલાઇચી દાણારે ચણા છે સાકરીયા, ગુંદરપાક સુંદર જમજોરે ઠાકરીયા. ૧૬
ટોપરાપાક ટાઢોરે સકરપારા સારા, શેવો ઘી સાકરરે તમે છો જમનારા. ૧૭
કેસરીયો બીરંજરે ગળ્યો ને મોળો છે: સાકરનો શીરોરે હરીશો ધોળો છે. ૧૮
લાવશી કંસારરે ઘી બહુ રસબસછે, ખીર ખાંડ ઘી રોટલારે લીધા બહુ સરસ છે. ૧૯
બદામ ચારોલીરે દ્રાખ તે નાંખીને, દુધપાક કર્યોછેરે જુઓ હરી ચાખીને. ૨૦
પુરી કચોળીરે પુરણ પોળી છે, રોટલીઓ ઝીણીરે ઘીમાં બોળી છે. ૨૧
પાપડને પુડલારે મીઠા માલપુવા, માખણને મીસરીરે આવો દહી વડા. ૨૨
મઉની બાટીરે બાજરીની પોળી, ઝાઝીવાર ઘીમાંરે હરી મે જબકોળી. ૨૩
તલસાંકળી સુંદરરે બીજી ગળપાપડી ગાંઠીયા કળીરે ત્રીજી ફુલવડી. ૨૪
ભાજીપાં છે વઘારે સુંદર દહીં થરીયાં, વઘાર્યા ચણરે આંહી મીઠી મરીયાં. ૨૫
જાંને મઠીયાંરે ફાફડા ફરસા છે. અળવી આદાનાંરે ભજીઆં સરસાં છે. ૨

કંચન કટોરેરે પાણી પીજોજી, જેજે કાંઈ જોઈયેરે માગી લેજોજી. ૨૭
રોટલી સાકરરે જમજો અલબેલા, રાયણુને રોટલીરે ખાંડ કેળાં છેલાં ૨૮
મોરબા કર્યા છેરે કેરી દ્રાખતણા, સુંદર વર જમજોરે રાખસો માં મણા. ૨૯
કટોરા પુર્યાંરે સુંદર શાકના, કેટલાંક ગણાવુરે છે ઝાઝાં વાના. ૩૦
સુરણ તળ્યા છે રે સુંદર ઘી ઝાઝે, અડવીને રતાળુરે તળ્યાં છે તમ કાજે. ૩૧
મેં પીત કરીનેરે પરવર તળીયા છે, વંતાકને વાલોળરે ભેળાં ભળીયાંછે. ૩૨
કંકોડાં કેળારે કેળાં કાલેરાં, ગલકાંને તુરીયારે રૂડા વધારેલાં, ૩૩
ચોળા વાલોળોરે પ્રીતેથી તળીયા, દુધીયાને ડેડારે ગુવારની ફળીયો. ૩૪
લીલવા વધાર્યારે થયા છે બહુ સારા ભીંડાની ફળીયોરે હરી લેજો મારા. ૩૫
તાજો તાંદળજોરે મેથીની ભાજી, મુળા મોગરીયોરે સુવાની ભાજી. ૩૬
ચોળને ડોડીરે ભાજી સારી છે, કઢીને વડીરે સુંદર વધારી છે. ૩૭
નઈવનાં રાઈતાંરે અતિ અનોપમ છે, મીઠુ ને રાઈરે માંઈ બે સમ છે. ૩૮
કેટલાંક જણાવુંરે પાર તો નહી આવે, સારૂ સારૂ જમજોરે જે તમને ભાવે. ૩૯
ખાઈને મોળુરે હરીવર કહેજોજી, મીઠુ મરી ચટણીરે માગી લેજોજી. ૪૦
અથાણાં જમજોરે સુંદર સ્વાદુ છે લીંબુને મરચાંરે આંબળાં આદુ છે. ૪૧
રાઈતી ચીભીરે કેરી બોળ કરી, ખારેકને દ્રાખમાંરે નાંખ્યાંરે લવીંગ મરી. ૪૨
કેરાંને કેરદારે તળી બહુ કાચરીયો, બીલાં સારાંરે વાંસને ગરમરીયો. ૪૩
પંખાળીના ભાતમાંરે સુંદર સુગંધ ઘણો, એલાઈચીનો પરસ્યોરે અંબા મહોરતણો
મેં કઠણ કરીછેરે દાળ હરી તુવળની પાતળ પીરશીછેરે દાળ મસુરની, ૪૫
મગને અડદનીરે કરીછે ધોઈને, ચોળાને ચણાનીરે ઘીમાં કરમોઈને. ૪૬
દાળ ભાત જમજોરે તમને ભાવે તે, ચતુરાઈએ જમતાંરે પ્રીતી ઉપજાવે છે. ૪૭
દહીને ભાત જમજોરે સાકર નાંખીછે, દુધને ભાત સારૂરે સાકર રાખી છે. ૪૮
દુધની તર સાકરરે ભાત જમો પહેલા, સાકર નાંખીને દુધ પીઓ છેલા. ૪૯
જે જે કાંઈ જોઈએરે તે કહેજો અમને, કાંઈ કસર કરોતોર મારા સમ તમને. ૫૦
જીવન જમીનેરે ચળુ કરો નથ, ચંદન ગોરેશુરે ધોવરાવું હાથ. ૫૧
તજ એલચી જાયફળરે જાવંત્રી સારી, કાથોને ચુનોરે સારી સોપારી. ૫૨
નાગર વેલીનાંરે પાન લાવી પાકા, ધોઈને મુક્યાંછેરે અનોપમ છે આખા. ૫૩
માંહી ચુરણ મેલીરે બીડી વાળીછે, લલીત લવીંગનીરે ખીલી રસાળીછે. ૫૪
મુખમાં હું મેલુરે બીડી પ્રીત કરી આરતી ઉતારૂરે પ્રભુજી ભાવભરી. ૫૫
ફુલ સેજ બિછાવુંરે પોઢો પ્રાણપતી, પાવલિયા ચાંપુરે હઈડેરે હરખ અતિ. ૫૬
થાળ ગાયો પ્રીતેરે ધર્મકુળ મુગટ મણી, આપો પ્રેમાનંદને પ્રસાદી થાળ તણી. ૫૭

## ગોપાળદાસ.

### પદ ૧ લુ રાગ વેરાવાળ.

રૂદયે વસ્યા મારા નાથજી, જેનુ અવિચળ નામ;
ચાર પદાર્થ પામીયો, આપે અવીચળ ધામ. રૂદયે. ૧
ઘટઘટમાં વ્યાપી રહ્યા, પરિપુરણ બ્રહ્મ;
જનમ મરણ જરા નહીં, નહિ ત્રીવીધી કર્મ. રૂદયે. ૨
કાળ તણા મહા કાળજે, તેતો દેવનો દેવ;

ખટ દરશન જેને ભજે, કરે સુરનર સેવ. રૂદયે. ૩
તે હરિને કેમ વિસરૂં, જે છે જગદાધાર;
સનકાદીકને શાંસા પડયા, વેદ પામે ન પાર. રૂદયે. ૪
લક્ષચોરાશીમાં રખડયો, મળ્યો માનવ દેહ;
દેવ અનેક ઉપાસિયા, નવ આવ્યો છેહ. રૂદયે. ૫
શાસ્ત્રતણો સાગર મથી, જોયાં વેદ પુરાણ;
હરિથી બીજો કોઇ નથી, અંતે નિરવાણ. રૂદયે. ૬
મન માન્યું અવિનાશી શું, થયું નિરમળ મન;
કહે ગોપાળ પાવન થયો, તેનું જીવત ધન્ય. રૂદયે. ૭

પદ ૨ જું.

વણ પ્રીછ્યા તમે કાં કરો, ભાઇ કલ્પિત ધર્મ;
ધરમે ભર્મજ ઉપજે, ન મળે પરિબ્રહ્મ. વણ. ૧
સાધન એ સંસારમાં, કરે છે ગર્વ કોય;
કહો ભાઈ હરી કોને મળ્યા, તું વીચારીને જોય. વણ. ૨
એણે તું કયાં નિર્ગમે, મનુષ્યા અવતાર;
વિધિનિષિધિયે વાહિયો. સગળો સંસાર. વણ. ૩
સતયુગમાં મુનીજન વઢયાં, આણીને અભિમાન;
કવેપે ખટ દરશન હુવાં, થૈ તાણા તાણ. વણ ૪
શાસ્ત્ર કર્યા સરવે જુજવાં, લખ્યાં વચનરે વિરોધ;
જેને સુઝે જેવા મળ્યા તેને તેવોરે બોધ. વણ. ૫
આપ આપના મતે આચરે, અવળા આચાર;
આચારે ઉન્મત હુવી, ઉપનો અહંકાર. વણ. ૬
કીરતી કેરે કારણે, ખરચે બહુ ધન;
જેમ જેમ જશને સાંભરે, તેમ તેમ હરખે મન. વણ. ૭
હું માર મન નવ ટળ્યું, ન ગળ્યું અભિમાન;
દોષ રહ્યા સરવ દ્રષ્ટિમાં, કીધું ગજ સ્નાન. વણ. ૮
અવિગત શ્રી અવીનાશની, રહી અળગીરે વાત;
પરમતત્વનું પારખું કોઈ સંતને હાથ વણ. ૯
એવા તે સાધુને સેવિયે, ઓળખાવે રામ;
જીવ મળે જગદીશને, પામે વિશ્રામ. વણ ૧૦
મહાંત મોટા મહારાજના, ભાઈ છે પરધાન
માન મુકીને કીજીયે સેવા સાવધાન વણ. ૧૧
એ ઉંફરં જે સાધન કરે તેતો આળપંપાળ;
શીખામણ સારી સુણો, કહે દાસ ગોપાળ, વણ ૧૨

કવીપ્રભાશંકર.

મનહરછંદ.

રામકૃષ્ણ ભજનથી ઝેર ન ચડર વિષે.

વછનાગ નાષનારી, સોમલ અરીણુ જારી, તાડીને મદીરાં વીંછી, સભાઝેર મરે છે.
ગંધક ને પાનો હડતાળ, રસ કપુર જો; હિંગળોક મોરથુથુ રસાયણ નડે છે;

તમાકુને ભાંગ ગાંજો; કનક તરૂનાં બીજ, ત્રીજ એત્રી ખાઇએતો, ફંદમાંહી પડે છે.
કહે પ્રીતે પ્રભારામ, નામ રસ પીતાં સઉ, ઝેરની ખુમારી મટે, ભજનમાં પડેછે ૧

## છપ્પા—પરનારી તથા પર પુરૂષ વિષે.

નહી પરનારી નેહ, દેહ તેની નહી દુઃખે, નહી પરનારી નેહ, ભાવ તેનો રહે સુખે;
નહી પરનારી નેહ, પ્રભુ છે તેની પાસે, નહી પરનારી નેહ, ભાવ તેનો રહે સુખે;
નહી પરનારીના નેહથી, કલંક કાંઇ લાગે નહી;
કહે પ્રભાશંકર પ્રેમશું, તે સ્વર્ગમાં જાએ સહી. ૧
નાવે નીદ્રા નામ, કામ એકે નવ સુઝે, નાવે નીદ્રા નામ, ભજન ભાવે નહી બુઝે;
નાવે નીદ્રા નામ, ચિતમાં ચિંતા ચાલે, નાવે નીદ્રા નામ, મગન મનમાં નહિ માલે;
વળી નાવે નીદ્રા નામતે, અસુખમાં આઠે ઘડી;
કહે પ્રભાશંકર પ્રેમશું, પરનારી નેહે ચડી. ૨
નેહ ઘટ્યા નિત્ય પ્રીત્ય પરનારી કેરી, નેહ ઘટાડે નિત્ય રૂદીયામાં ઘેરી;
નેહ ઘટાડો નિત્ય,સુજન મનમાં જશ જાણી; નેહ ઘટાડો નિત્ય તજો વ્યભિચારનીવાણી
એહ નેહ ઘટાડો નિત્યથી, દિન દિન દુઃખ જાશે સહી;
કહે પ્રભાશંકર પ્રેમશું, સુખ સંપ થાશે તહી. ૩
પાળી છે પરનાર, કાળજું કુમળ કાપે; પાળી છે પરનાર રોગ રૂદીયામા વ્યાપે;
પાળી છે પરનાર કાતરે અંતર ઊંડે, પાળી છે પરનાર, પાન બીડામાં બુડે.
આ પાળી છે પરનાર તે ઝેરનું ઝાંખરૂં;
કહે પ્રભાશંકર પ્રેમશું, અવગુણમાં છે આકરૂં. ૪
પરનારીનું મુખ, સ્વપ્નમાં સળકે ધાતુ, પરનારીનું મુખ, ચળકતું જાણો કાતુ;
પણ પરનારીના મુખને, જોતાં જોખમ થાય છે;
કહે પ્રભાશંકર પ્રેમશું, નારી નરને ખાય છે; ૫
પરનારીનો સંગ, રંગમાં ભંગ પઠાવે, પરનારીનો સંગ અંગને આળ ચડાવે,
પરનારીનો સંગ, ઢંગ ઢાંકયો નવ રાખે, પરનારીનો સંગ, ભંગ સુખમાંથી ભાખે
વળી પરનીરીના સંગનો રંગ રાવણને જાગીયો;
કહે પ્રભાશંકર પ્રેમશું, લંકાગઢતો લાગીયો. ૬
પરનારીથી દુઃખ, સુખ સ્વપ્નામાં નાઠ્યું, નંદરાયનું શીશ રીશ પ્રધાન કટાવ્યું;
ઇંદ્ર ચંદ્રની સાથ, ગયો ગઊતમ દ્વારે, ફુટયો પાપનો કુંભ, શ્રાપને પામ્યા ત્યારે;
વળી વિમકેશ તાતની, વિશ્વમાં વીખરી;
તે ગંધર્વ યોની પામ્યા, ભોગવીતી તેણે પરી. ૭
અફીણ ને પરનાર, ગળેથી ગાંઠ નવ છુટે, અફીણને પરનાર, બંધ વજર નવ તુટે;
અફીણ ને પરનાર, લેહેર લાલચની લાગી, અફીણ ને પરનાર; સગાંની શર્મજ ભાગી
જો અફીણ ને પરનારથી, કામ કાંઇ સુઝે નહી;
કહે પ્રભાશંકર પ્રેમશું ચાતુર નર ચેતો સહી. ૮
પર પુરૂષનું નેણ, વેણ લાગે છે ગ્રહનું, પર પુરૂષનું નેણ બાણ વાગે છે નર ગ્રહનું;
પર પુરૂષ નેણ હોય અણીયાળી આંખે, પર પુરૂષનું નેણ, નારીયો જોતું ઝાંખે
વળી પર પુરૂષનું નેણ તે વેગે વિનતાપે પરું;
કવી પ્રભાશંકર કહે, કામણ તેમાં છે ખરૂં. ૯

પર પુરૂષની પ્રીત, રીત તેની નહી રૂડી, પર પુરૂષની પ્રીત નીત્ય કહે તે કુડી;
પર પુરૂષની પ્રીત, ચિત ત્યાં ચોટયું રહે છે; પર પુરૂષની પ્રીત, કથન કડવું સઉ કહે છે,
વળી પર પુરૂષની પ્રીતથી લોક લાજ વાધે નહી;
કહે પ્રભાશંકર પ્રેમથું, ચતુરા સહુ ચેતો સહી. ૧૦
પર પુરૂષની પ્રીત, દુખ દુનિયાનું માગે, પર પુરૂષની પ્રીત વેર વનીતા આ સાથે
પર પુરૂષની પ્રીત, પતીને પુરણ પીડા, પર પુરૂષની પ્રીત, બંધ વજરના બીડયા,
થઇ પર પુરૂષ પ્રીત તો, મુકે નહી મરતા લગી;
કહે પ્રભાશંકર પ્રેમથું ઠરે નહી કોઇથી ઠગી. ૧૧
પુરૂષને તજી પ્રેમ, ઝેર દે છે જુવંતિ, પુરૂષને તજી પ્રેમ ગાળ દે અવગુણવતી;
પુરૂષને તજી પ્રેમ, જારને ઝાઝું માને, પુરૂષને તજી પ્રેમ ભોગવે ભોળે ભાવે;
પર પુરૂષની તજી પ્રીત તો અન્ય નાથ અબળા કરે;
કવી પ્રભાશંકર કહે ખરૂં તે નારીનો ભવ ઠરે. ૧૨
વ્યસન અને વ્યભીચાર, હીરની ગાંઠો પડીયો, વ્યસન અને વ્યભીચાર નારીને નરનડીયો
વ્યસન અને વ્યભીચાર, છાપ પટકુળે છાપી વ્યસન અને વ્યભીચાર, કાળજુ નાખે મપી
વળી વ્યસન અને વ્યભીચારમાં વળગ્યુ મને તે ત્યાં રહે;
કહે પ્રભાશંકર પ્રેમથું, જ્ઞાન કોઈ ગરવું ગ્રહે. ૧૩
વનિતાઓનો વાંક પુરૂષથું પ્રેમ જણાવે, વનિતાઓનો વાંક વાત વ્યભીચારણ ભણાવે
વનિતાઓનો વાંક, ભોળવે ભીતર ભાવે, વનિતાઓનો વાંક દરદમાં લાવે દાવે;
વળી વનિતાઓના પ્રેમમાં પુરૂષ પતંગી થઇ પડે;
કહે પ્રભાશંકર પ્રેમથું, પ્રીતે નરનારીને નડે. ૧૪

મનહર છંદ.

માનુનીકો મુખ દેખી મોહત મહુન જન ચુકે ચતુરાઈ ચીત, મનહર મેરી હે;
નાગની સરખી નાર, ડંસ કરે સબ ઠાર બીસત બીસય, બીચ:તનકો એ ઝેરી હે
કારતક કામની સંગ, પરત ભજન ભંગ, ઝરત જુવાની રંગ એહી નારી વેરી હે
ડુબનકો એહી નાવ, ભરપુર જાકો ભાવ, કહે જયુ કવી પ્રભા નરકકી ઢેરી હઈ. ૧

ડુંગર કૃત.

પદ ૧ લું.

અનભે વાતો અટપટીઓ, જેની જોગ કળાગત છે ઝેણી;
દેવ ગુરૂના વેચ્યા વેચાઉં, સઉ સંતો એ લેશે વેણી, ટેક.
નાભી કમલથી સુરતા ચાલી નીરાધાર જઈ ઠેરાણી;
માનસરોવર મોતી આવણુસે, જ્ઞાન સભામાં ઘેરાણી. ૧
ચડી ફોજને હુવા નગારા નિરભે નોબત ગેરાણી;
સુરત નુરત દો ચડી સરદાર ઝટ, બ્રહ્મ અગ્નિમાં હોમાણી. ૨
સુન સકર ધક ઘેરીયો નોબત વાગે માંહે નેસાંણી;
ગુસ ગોળીયો જ્ઞાનરી લાગી, પડ ફુટાંને ઉઘડાં પાણી. ૩
ઘેરી લીધાં કોટ કમુદ્રા ભુલ ભ્રાત ભ્રમના ભાગી; •
અકળ સ્વરૂપી કળા ન જાય ભાઇ, આસણ બેઠા એ અવિનાસી. ૪
તોડી માંહેના ત્રણ ગુણોને મારેલ માંહેલો મેવાસી;

ચાર વેદાંત પર ચોપટ ખેલે અલખ પુરૂષ શું લ્હે લાગી. ૫
જોતી લ્યોતો ગગન મંડળમાં, આખ મંડળમાં ઉન મુની;
દેવ ડુંગરપુરી ચરણુની સેવા, જાહેર વાતો એ થઇ જુની. ૬

## નરસીંહ મહેતો.

### ઘડપણ વિશે ઘોળ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌકાળ. ઘડપણ કેણે. ટેક.
ઉમ્મર તો ડુંગર થયારે, પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ કેણે. ૧
નોતું જોઇતું તે શીદ આવીયુંરે, નોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવાં થયાંરે, કહેશે ખુણે ઢાળો એની ખાટ. ઘડપણ કેણે. ૨
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઈએ રાબડીરે, એવી બળીરે ઘડપણનીએ ટેવ.ઘડપણ કેણે. ૩
આંખે તો સુજે નહિરે થર થર ધ્રુજે કાય;
ખાધું તો અન્ન પચે નહિરે વળી બેઠાંતો નવ રહેવાય. ઘડપણ કેણે. ૩
પ્રાતકાળે પ્રાણ મહારારે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે છે મરતો નથીરે તને બેશી રહેતાં શું થાય. ઘડપણ કેણે. ૫
દીકરા તો જુજવા થયારે, વહુવર દેછે ગાળ;
દીકરીયોને જમાઇ લેઈ ગયારે, હવે ઘડપણના શારે હવાલ. ઘડપણ કેણે. ૬
નવ નાડિયો જુજવી પડીરે આવી પોગ્યો કાળ;
બઇરાં છોકરાં ફટ ફટ કરેરે, નાનાં મોટાં મળી દે છે ગાળ. ઘડપણ કેણે. ૭
આવી વેળા અંતકાળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળી તેણે લેઇ લીધી તેણી વાર. ઘડપણ કેણે. ૮
એવું જાણી સઉ હરિ ભજોરે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશોરે, જે કાંઈ દિધું હશે જમણેહાથ ઘડપણ કેણે. ૯
એવું નફ્ટ છે આ વૃદ્ધપણુંરે, મુકી દો સઉ અહંકાર;
ધર્મના સત્ય વચન થકીરે, મેહેતો નરસઇ ઉતરો ભવપાર.ઘડપણ કેણે. ૧૦

## છોટસ કૃત.

### નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાગનાં કીર્તન ૫.

### કીર્તન ૧ લું. ( એ ગોડી રાગમાં પણ ગાય છે. )

ભુલ્યા શું ફ્રે ભમતો નફ્ટ નર ભુલ્યો શું ફ્રે ભમતો.
તને જ્ઞાન મારગ નથી ગમતો નફ્ટ નર ભુલ્યો શું ફ્રે ભમતો. ટેક.
દીનદયાળે દેહ દીધો છે તે સુકૃત સાધન સારૂં;
અમૃત મુકી આસન કરે વિષનું તેમાં ભલું નથી તારૂં. નફ્ટ. ૧
નવરો થયો ત્યારે નિંદાને ચાડી કે ગંદા ગપોડાં મારે;
એ જીભ તારી સરપ જીભ જેવી જો તું અનીતી ઉચારે. નફ્ટ. ૨
દિવ્ય પિતાનાં કારજ દેખી આંખ્ય ન ખીલે તારી;
સૂર્ય પ્રકાશે ઉલકને ન સુઝે દેખે જે ડોયા અંધારી. નફ્ટ. ૩

અને સુણે નહિ કરતાની કીરતિ કે શાસ્ત્રના શબ્દ રસાળા;
ફોગટ વાત સુણે ફળ સુની તે સુના સુથરીના માળા. નફ્ફ્ટ. ૪
હાથવડે ન કરયું પરમારથ અનરથ દીન ગયા આખા;
ભુજ તે ભુજંગફણા સમ જાણો કે શીમળા કેરી શાખા. નફ્ફ્ટ. ૫
પુણ્યને પંથે પગ નવ ચાલે ને પાપ વિશે પળે પ્રાણી;
દગ્ધ વૃક્ષ સરખા દુનિયામાં જન એવું મનમાં લો જાણી. નફ્ફ્ટ. ૬
આવું કહીને વેદ વદે છે તે ભ્રષ્ટ બુદ્ધિને ન ભાવે;
દુરગુણમાં જે દેહ ગમાવે તે પીંઠ પરેત સમ કહાવે; નફ્ફ્ટ. ૭
શુદ્ધ ધરમથી સજ્જન ચાલે ને તુચ્છ અવિદ્યાને ત્યાગે;
છોટમ નીતિને ભક્તિ નિરંતર તે પ્રભુને પ્રિય લાગે. નફ્ફ્ટ. ૮

કીર્તન ૨ જું.

છે સુપનાની બાજી જગત સુખ છે સુપનાની બાજી;
રૂડી જાણી થવું નહિ રાજી જગત સુખ છે સુપનાની બાજી. ટેક.
જાગૃતનું સુખ કે દુખ સઘળું સ્વપ્ન વિષે નથી રહેતું;
સ્વપ્નમાં સુખ દુખ જેજે થાય તે નિદ્રામાં કોઇ નથી લહેવું. જગત. ૧
મરણ અવસ્થા એજ પ્રમાણે જાણ વિના જડ થાસે;
નીતી અનીતી તણાં ફળ સઘળાં જીવની સાથે જાશે. જગત. ૨
મુરખ નર તે મરમ ન જાણે સમણાને સાચું જાણે;
સુત વીત દારા વઈભવ દેખી ગરવ અતીશે આણે. જગત. ૩
હાણ્ય જાણીને રોવા લાગે હોય લાભ તો હરખે,
ક્ષણ ભંગુર છે ખેલ ખલકતો પામર જીવને પરખે. જગત ૪
સમબુદ્ધિ રહે સઘળે ઠામે તે નર સાચા જ્ઞાની;
છોટમ સર્વે હરીને સમરે તેને ચિંતા શાની, જગત. ૫

કીર્તન ૩ જું.

આયા તે જરૂર જાવાના જગતમાં આયા તે જરૂર જવાના;
જેવા હોય વંટોળિયા વાના, જગતમાં આયા તે જરૂર જાવાના. ટેક.
જળના બિંદુ જમાવિ પ્રભુએ કીધી છે ઉત્તમ કાયા;
કરતાએ કાંઇ શંકેત કરિને મુકી છે મોહને માયા. જગતમાં. ૧
ઇંદ્રજાળ જે ઇશ્વિર કેરિ અદભુત અગણિત ભાતિ;
શા થકી ઉપજેને શામા સમે ને જોતાં નથી તે જણાતી. જગતમાં. ૨
હું હું કરીને રહે છે હુંકારો, તે તન માને છે મારૂં;
દીપ જ્યોતીની પેરે બુઝાતાં આવરી રહેશે અંધારૂં. જગતમાં ૩
મરણ પછી જવું શરણ કોને, તે હશે કેવે રૂપે,
જીવ સ્વરૂપ જીવતાં ન જોયું તે પડીયા ભવકુપે જગતમાં. ૪
જ્યાં લગી સ્વાધીન શરીર તમારે કરી આપ્યું કીરતારે;
ત્યાં લગી સજન શાણા હોય તે વિમલ વિવેક વીચારે. જગતમાં. ૫
ભાગવંત નર ઘડીયે ન ભુલે ભજશે પ્રભુને ભાવે,
કહે છોટમ તે કાળચક્રમાં ફરી ફરીને નહી આવે. જગતમાં. ૬

### તેન ૪ થું.

ભ્રાંતિયે જીવ ભમેછે, સમજ વિના ભ્રાંતિયે જીવ ભમે છે; ટેક.
નથી દૈવત તેને નમેછે સમજ વિના ભ્રાંતિયે જીવ ભમેછે;
મુળ વિચાર કરે નહી મનમાં, આપ ભુલાયું અજ્ઞાને,
દિગભ્રમ થાય તે અવળું દેખે, પુરવને પછમ માને. સમજ. ૧
અખિલ લોકનો કરતા ઇશ્વર, ઠામ અલૌકિક તેનું;
તેને તજીને અવર ઉપાસે તુચ્છ જાણપણુ તેનું. સમજ. ૨
ભાસે ભુત જ્યમ ભોળા મનુષ્યને. જીવતા જનના જેવું;
દેવી દેવી કે જે જે દીસે, તે સહુ જાણવું તેવું. સમજ. ૩
મનમાં રૂપ અનેક થાય છે, તે સહુ જાણવી માયા;
મનનો પ્રકાશક મનથકી અળગો, તે જાણે જન ડાયા. સમજ. ૪
તત્વ વિચાર તપાસ કરો તો, ભુલય સર્વથા ભાગે;
જન છોટમ જગદીશ ભજેતો મોહ નિશાથી જાગે. સમજ. ૫

### કીર્તન ૫ મું.

શ્રીહરી સાથે એવો સંબંધ, મારે શ્રીહરી સાથે એવો;
જ્યમ નેત્રને દિનકર જેવો, સંબંધ મારે શ્રીહરી સાથે એવો. ટેક.
જે જે શબ્દ થાય જે ઠામે, તે કર્ણ ભેરીમાં વાગે;
તેને સંબંધ છે તેની સંગાથે, સમજે ને સારૂ લાગે. સંબંધ. ૧
સરસ નરસ જે ગંધ હોય તે, પવનનો પેરેલો આવે;
તેને સંબંધ નાસિકાની સાથે, હોય ભલો તે ભાવે. સંબંધ. ૨
કંચનનો કસ જેની કસોટી, અડતામાં આપ જણાવે;
રસનાએ રસનો સંબંધ રહયો જે, તે સ્વાદના ગુણને ગણાવે. સંબંધ. ૩
સંબંધ ચરમને સ્પર્શ સંગાથે, જુગતે જથારથ જાણે;
એમ દેહમાં અદ્દભુત રચના, કરી કરતાર શયાણે. સંબંધ. ૪
સકળ ઈંદ્રિયોની સ્નાયુઓ સઘળી, સોંપી છે મનને હાથે;
માટે સંબંધ ઇંદ્રિયોને મનનો સરવ કામ કરે સાથે. સંબંધ. ૫
મુળ પ્રકૃતી દેહની સાથે, એકમેક છે એવી;
છોટમ સરજનહાર સંગાથે તું કર પ્રીતી તેવી. સંબંધ. ૬

તુતો હરિ ભજ વિલંબ ન કરરે; લાડકડા મનવા. એ. રા. કી. ૪

### કીર્તન ૧ લું.

તુંતો પ્રભુ પદપંકજ ભજરે, ભુલેલા ભમરા;
બીજી તુચ્છ વાસના તજરે, ભુલેલા ભમરા, ટેક.
વિશ્વવાડી રંગની રે, આવી તને અનુકુળ;
કાળ પાંખડે તું ભમે છે ને તેનું ન લીધું મુળ રે. ભુલેલા ભમરા. ૧
આંખ્ય અનોપમ તાહરી રે, ડોળા પચીશ હજાર;
ખટપટને બે પાંખડી સારી સુંઢ તારી અણીદારરે, ભુલેલા ભમરા. ૨
નવ તત્વે તું નીપનોરે, લેવા સરવનો સાર;
ભક્તિ મકર રસ પરહરી, સારા લાગ્યા વિષય વિકારરે. ભુલેલા ભમરા. ૩

ગુણ ગુણ કરીશું ગણગુણેરે, લેને ગુણ તાત લક્ષ;
ગુણને તો કાળ ગળી જશે જુઠો, જાણજે ગુણનો પક્ષરે ભુલેલા ભ૦ ૪
એક ઘડી આનંદમાંરે, જો ન ધરે હરીધ્યાન;
તે જન પામર જાણવા જેવા, સુવર કાગને શ્વાનરે; ભુલેલા ભમરા. ૫
આખો દીવસ એળે ખુવેરે, ના કરે તત્વ વિચાર;
જ્ઞાન પ્રકાશ ગમે નહિ તેતો, ઘુડ જેવો ગમારરે, ભુલેલા ભમરા. ૬
સત ગુરૂ સાચા સોધજેરે, ઓળખવા અવિનાશ;
છોટમ સરજનહારને એતો પ્રગટ બતાવે પાસરે. ભુલેલા ભમરા. ૭

કીર્તન ૨ જું.

તુંતો શુદ્ધ વિચારે વળ્યરે, હરિજનના હંસા;
ગુરૂ માનસરોવર મળ્યરે હરિજનના હંસા; ટેક.
કાગની સંગતી તેં કરીરે, કાળો થયો છે રંગ.
મળ તજી મોતીને જો ભખે, તારૂં ઉજ્વળ થઇ જાય અંગરે. હરિ. ૧
હંસલો હંસને સોધતોરે, લેવા પ્રભુનું જ્ઞાન;
સંસાર સર ઉપર ઘણા, દીઠા બગલાને ધરતા ધ્યાનરે. હરિ. ૨
ઉપર દીસે ઉજળારે, વિધ વિધ ધારે વેશ;
ભાવિક હંસ ભુલો પડયો, લીધો એ ગુરૂનો ઉપદેશરે, હરિ, ૩
કોટિક કલ્પ વીતી ગયારે ભમતા ભવની માંહિ;
કર્તાએ જો કરૂણા કરી, મળ્યા હંસરૂપે ગુરૂ તાંહિરે. હરિ. ૪
સોહં હંસ બતાવિયોરે, ચેતન સાગર તીર;
છોટમ અનુભવ મોતિયાં, ખાતાં થઇ ગુણ શુદ્ધ શરીરરે. હરિ. ૫

કીર્તન ૩ જું.

તારૂં ખેતર હરણાં ખાયરે, જંજાળી જનુવા;
તે તો ફળવંત કયાંથી થાયરે, જંજાળી જનુવા. ટેક.
પાંચ હરણ પરિબળ ઘણુંરે, બીજાં વળી દશ બાર;
ચોવીસ હરણીના સંગમાં રહ્યા, ત્રણ મોટા કળિઆરરે. જંજાળી ૧
પહેલી તો ખાધી શેલડીરે, વળતી તે દાડમ દ્રાખ,
કેળ્યતણા કડકા કર્યા પછી, રખવાની રહે રાખરે. જંજાળી. ૨
જો જાણે તો જાગજે રે, ધરમ ધનુષ કર ધારય;
ગોફણ લેજે જ્ઞાનની, ગુરૂબોધ બંધુક મારયરે, જંજારી. ૩
ધીરજ રાખીને ધરથકીરે, ખેપથી ખેત્ર સંભાળ્ય;
આપે ઉગારી આપણું, છોટમ કહે પ્રભુ ભણી વળયરે. જંજાળી. ૪

કીર્તન ૪ થું.

તુંતો મન રૂપી મરગ વશ કરયરે, ગુણવંતા જ્ઞાની.
તેથી આત્મા કસ્તુરી ઉધરયરે, ગુણવંતા જ્ઞાની, ટેક
એ મરગની નાભી વિષેરે, પ્રણવ કસ્તુરી સાર.
વિશ્વમાં ફેરે છે વાસના, પણ એ નથી લેતો લગારરે. ગુણવંતા. ૧
દાહશ શોધે દોડતોરે, વિષયારણ્ય મોઝાર,
તેને વશ કરવા તને દીધાં, શ્રી ગુરૂએ હથીઆરરે, ગુણવતાં. ૨

સાત સ્વરથી સોહામણું રે; જનમાં અનહત જંત્ર;
ઉત્તમ નાદ એમાં વસે એ છે મરગ આકર્ષણ મંત્રરે. ગુણવંતા ૩
નાદે મોહયો મરગલો રે, આવીને આધીન થાય;
ભાન ભુલે ભમવા તણું, તેથી આવો નવ જાયરે. ગુણવંતા ૪
મન મરગ વશ જ્યારે બનેરે, ત્યારે પ્રભુ વશ થાય;
પાપ તાપ ત્યારે ટળે કહે છોટમ સુખિયો થાય રે. ગુણવંતા. ૫

તેં તો ઘટમાં ઘર કીધું, વાલમ વરણાગિયારે, એ રાગનાં કી. ૨

કીર્તન ૧ લું.

તું તો ન્યારો રહિને ખેલે છે, નારાયણારે તું તો. ટેક,
તારી ઇચ્છા તેહજ માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણલા તુજમાં દીસે ઘણારે. તું તો ન્યારો. ૧
પાણી પવનનો પિંડ બતાવે, તેમાં ચેતન તારૂં આવે;
તુજ ડાપણ જોતામાં કાંઇ નહી મણા રે. તું તો ન્યારો. ૨
નટ જયમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરેછે;
ત્યમ તારા કરમાં સર્વેના તાંતણારે. તું તો ન્યારો. ૩
એક કળે સહુ જગત હલાવે, ચમક દ્રષ્ટિ જયમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક ગુણ તારા સોહામણારે. તું તો ન્યારો. ૪
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજને જોતાં ભાગે ભરમણારે. તું તો ન્યારો. ૫

કીર્તન ૨ જું.

કાયા છે તો નિશદીન કર સમરણ કરતારનું રે. કાયા છે—ટેક.
જતન કરયું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કરયું છે અતિ ઉપકારનું રે. કાયા છે તો. ૧
પ્રસવ થતાં પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધુ તારા આહારનું રે. કાયા છે તો. ૨
દાંત કીધા છે ચાવણ ચરવા, અન્ય સરજ્યું તે ઉદર ભરવા.
કર કીધા કારજ કરવા વ્યવહારનું રે. કાયા છે તો. ૩
કાન નેત્ર કીધાં છે કેવાં, અંગ અમુલ્ય સરવે એવાં;
વળી મોટું મન કીધું વિવિધ વિચારનું રે. કાયા છે તો. ૪
એ ઉપકાર અપાર વિસારી, તું અવળો ચાલે અવિચારી;
મચ્છર માં કરય દુઃખ છે જમના મારનુંરે. કાયા છે તો. ૫
સુરદુલભ માનુષ તનુ પામી, લંપટ ન થવું લુણ હરામી;
છોટમ શરણ ગ્રહીલે સરજનહારનું રે. કાયા છે તો. ૬

પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાયે, એ રાગના કી. ૨

કીર્તન ૧ લું.

એ પ્રભુ પદનારે અધીકારી, જેને સરવે રીતી સારી. એ પ્રભુ ટેક.
શુભ ઇચ્છાએ સઘળે વરતે મન ઇન્દ્રીને કાયા;
નિતી નિપુણ સુજન આ જગમાં, ધન્ય જનનિયે જાયા; એ પ્રભુ. ૧

ઇશ્વરની આજ્ઞાથી ઉલટાં કરમ નથી આચરતા;
મહેશાને જે માઠું લાગે તે ભયથી રહે ડરતા. એ પ્રભુ. ૨
નેત્ર કર્ણ ને હાથ ચરણ એ સરજ્યાં સરજન હારે;
સજ્જન સુધરમ સાધન, સાધી આત્માને ઉધારે. એ પ્રભુ. ૩
સારા ગુણથી જે સુધરેલા સજ્જન કેરે સંગે;
પ્રભુના જશ તેને પ્રીય લાગે, આનંદ અંગ ઉમંગે. એ પ્રભુ, ૪
નિંદિત કામ ગમે નહી તેને નિરખી આઘા નાસે;
દુર્જન દુષ્ટ ઘાતકી પાપી પળ ન રહે તે પાસે. એ પ્રભુ. ૫
મુરખ સાથે મન ના મળે, મહા બ્રહ્મને માને;
કુડ કપટ ને કથની કોઇની તે નવ ભાવે કાને. એ પ્રભુ. ૬
નિયમ નિરંતર સત સંગતિનો ચિતથી ચતુર નવ ચુકે;
વિશ્વતણા કરતારની ભક્તિ તન મનથી નવ મુકે. એ પ્રભુ. ૭
વિદ્યા વિનયથી વિવેક વિચારે અનુભવ અરક પ્રકાશે;
અંતરમાં જે ચોર અવિદ્યા, તરત તેહથી નાસે. એ પ્રભુ. ૮
પ્રકટ્યું જ્ઞાન પદારથ જેણે જડને ચેતન જોયું;
ઇશ્વરનું આળ બાળ પડ્યું ને ધ્યાને પાતક ધોયું. એ પ્રભુ. ૯
વેમ જાળની મટી વેદના, ઠરીયું મન નિજ ઠામે;
કહે છોટમ નિપજે નર એવા, તે પ્રભુ પદને પામે. એ પ્રભુ. ૧૦

કીરતન ૨ જું.

પ્રભુ તને પ્રસન તે કેમ થાયે જો તું સાચો મારગ સાયે પ્રભુ તને. ટેક.
એક ટેકે ગુરૂ વચન પાળીને સેવા સમરણ કરીયે.
ગુણવંતા થઈ હરી ગુણગાતા, ક્રોધ થકી નવ ડરીયે. પ્રભુ. ૧
કુળ કુટુંબને સગાં સહોદર, સરવે સ્વારથ સારૂ;
અંત સમે કોઈ કામ ન આવે ભજન કરે તે વારૂ. પ્રભુ. ૨
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી મન શુદ્ધ થાયે જ્ઞાને,
બાહ્યાભ્યંતર રહે નિરમલો કરતા પ્રભુને ધ્યાને. પ્રભુ. ૩
ભુખ્યા જનને ભોજન દેવું, તરષા જનને પાણી;
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુનો જાણી. પ્રભુ. ૪
સાચા સ્નેહી હોય હરીના તેને સંગે રહીયે;
પરપંચી પાખંડી જનમાં કહે છોટમ નવ જઇયે, પ્રભુ. ૫

રાતલડી કેની સંગે જાગ્યા એ રાગનાં કીરતન. ૩

કીરતન ૧ લું.

દયાનિધી દુસ્તર માયા તારી, કઠણ છે કાળ ભયંકર ભારી. દયા. ટેક.
જીવને જોડે છે મમતા ઘાંણી, અજ્ઞાનના પાટાપે આંખ બંધાણી;
વહે પણ નહી લહે લાભ કે હાણી. દયાનિધી. ૧
મનોરથ તિલનું ઉમેરણ થાતું, નથી કાંઇ તે તલે તેલ જણાતું.
ધંખનામાં લાભે રહે મન ધાતું. દયાનિધી. ૨
જીરણ છે જંત્ર મહા કોઈ મોટો, વહન કરે વૃષભ દેતો ફરે ફેરો;
ખરે ખરો દીસે વસ્તુ ગતે ખોટો. દયાનિધી. ૩

સંસારની ત્રષ્ણા સંસારના જેવી, ત્યાગી કરે સિદ્ધિની લાલચ તેવી;
આશા વસ દીસેછે દેવને દેવી. દયાનિધી ૪
પડેલા પ્રાણી માયાને પેરે, છુટીને કોય થતા નથી છેરે;
વિના હરી શરણ મરણ કોણ મેરે. દયાનિધી. ૫
ઉષ્ણતા અગ્નિથી ના હોય અળગી, જુવો એમ જીવને માયા વળગી;
ઉનહી હોય રાખ ઉઠે તોય સળગી. દયાનિધી. ૬
તમારી ભક્તી વસે ઉર જેને, ત્રિગુણમય માયા નડે નહી તેને;
અહોનિશ છોટમ ઇછે એને. દયાનિધી. ૭

કીરતન ૨ જું.

જીવડા સમજી વદે તો સારૂં, તેથી સહુ કારજ થાશે તારૂં; ટેક.
સીંધુ જવ વ્રષ્ટિ રૂપે થઇ વરસે, પીધુ જે પરવતે તે પછી ઝરશે;
નદી નદ સાગરમાંહી સંચરશે, જીવડા૦ ૧
પ્યારથી પુરૂષ પ્રેરેછે વાણી, બુદ્ધિપતિ ઘાટ ઘડે છે જાણી;
અક્ષર વદે જીભનાદ માંહી આણી. જીવડા૦ ૨
એમ પદ પ્રીછી પદ ગાજે, મહા રસ મગન થઇ મકલાજે;
કહ્યું મેં તો તારા અર્થને કાજે, જીવડા૦ ૩
ગયા ઘણા અર્થ કોઇ ઉર આણે, રીઝે હરી જ્ઞાની પુરૂષને ગાણે,
વિષયના જીવતો વખાણે, જીવડા૦ ૪
શબ્દ જે થકી નીકળે છે, અક્ષર જઇ આકાશ માંહિ ભળે છે,
છોટમ કણ વાવેલો શોચ કરે છે. જીવડા૦ ૫

કીરતન ૩ જું.

સર્વમાં સોહં રામ રમે છે, પ્રગટ થઇ પાછા પોતામાં સમે છે, ટેક.
જગતની રચના કરેલી જેની. સર્વમાં. ૧
પ્રથમ મહત્વનો સર્ગ બનાવ્યો, ઓંકાર તેના થકી ઉપજાવ્યો,
દ્રવ્ય ને જ્ઞાન ક્રિયામત કહાવ્યો. સર્વમાં. ૨
દ્રવ્ય પંચભુતને માત્રાયો જાણો, ક્રિયા થકી ઇંદ્રી દશે પ્રમાણો,
દેવ મન જ્ઞાન શક્તિ ઉર આણો. સર્વમાં. ૩
છઠો અજ્ઞાન સર્ગ ઉપજાવ્યો, સર્વ ભેળી સુંદર દેહ બનાવ્યો;
તેમાં જીવ અંશ બ્રહ્મનો આવ્યો, સર્વમાં. ૪
અજ્ઞાને આપ ગયો ભુલી, માયા મદ મોહે રહ્યો છે ફુલી,
ગયો છે જ્ઞાન પોતાનું ભુલી, સર્વમાં. ૫
મળે કોય સુદગુરૂ સાચા જ્યારે, દેહ અભિમાન તજાવે ત્યારે;
તત્વમસિ લક્ષ્ય બતાવી તારે. સર્વમાં. ૬
કૃપાનિધિ ગુરૂની કૃપા હોય જેને, શબ્દાતીત સ્વરૂપ જણાશે તેને,
છોટમ કહે આવાગમન નહિ એને. સર્વમાં. ૭

જનની જીવોરે ગોપીચંદની, એ રાગનાં કી૦ ૮

કીરતન ૧ લું.

જગમાં તે જનમીને શું કર્યું, ઓળખ્યા નહી અવિનાશીજી,
જુઠામાં ખોયું તેં જીવડા પડયો કાળને પાશીજી. જગમાં. ૧

દાન દયા સત્ય શીલતા એવું ના આવ્યુ ઉરજી;
જગકર્તાને જાણ્યા નહી કામ કીધાં તે કૃરજી. જગમાં. ૨
ધંધો કરી ધન મેળવ્યું, બાંધ્યા મોટા માળજી;
પ્રભુ ન ભજ્યારે પાપીયે કાલે ઝડપશે કાળજી. જગમાં. ૩
વહેવાર વટના વરા કરયા, મમતા બાંધીને મંદજી,
ગરવથી પુન્ય સરવ ગયુ, ગાયા નહીરે ગોવીંદજી. જગમાં. ૪
સાચાને જુઠોરે પાડવા, ધંધી લોકોની લાંચજી;
મહીશા મારકણી શો મસ્ત છે, નથી ઇશ્વરની આંચજી. જગમાં. ૫
કીટ જુવોરે વૃષા કાળનાં, ઉપજે ત્યમ અલપાયજી;
એમ બ્રહ્મને ભજ્યા વિના, જમને ઘેર જીવ જાયજી. જગમાં. ૬
ધીક ધીક તારા ધર્મને, મનમાં પાપનાં મુળજી,
શુદ્ધ વિચાર ન આવીયો, ધર્મ માન્યો તે ધુળજી. જગમાં. ૭
સારં આચરવું ન સુજીયું, કરતાં કુડી કુળ રીત્યજી;
છોટમ કહે પ્રભુ એક સત્ય છે, બીજું સરવ અનિત્યજી. જગમાં. ૮

## કીરતન ૨ જું.

મોટમ મુકોરે મન થકી, અનરથ મુળ અભિમાનજી;
સમરથ સરજનહાર છે, ધરવું તેહનું ધ્યાનજી. મોટયમ. ૧
કોય મોટા કારભારથી, કોયને જર તણું જોરજી;
અધરમે ધન કર્યું એકઠું, અંતે ઇશ્વરના ચોરજી. મોટયમ. ૨
કોઈ કમાયો કરામતે, બુદ્ધિ અને પડપંચજી,
ભજન વિના ભય નહી ટળે, જડશે જમ કેરો દંડજી. મોટમ૦ ૩
ફુલ્યાં ન સાંખે ફુલની, તજે તરૂવર તેહજી.
માટે ન ફુલીસ માનવી, ખરશે ક્ષણુ માંહી દેહજી. મોટમ૦ ૪
પરવસ સહુનારે પીંડ છે, શુમાને ન ધરો માનજી;
ઝબકી જાયરે જેવી વીજળી, એવું જાણી લે ઉરજી. મોટમ૦ ૫
મુઢ જાણે મરવું નથી, મોટમ મનમાં અપારજી;
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રીને ચારજી. મોટમ૦ ૬
નાનપણે ગ્રહો નમ્રતા, ભાવ ભક્તિને જ્ઞાનજી,
જગત કરેલું જગદીસનું, સુખ સહુને સમાનજી. મોટમ૦ ૭
ઇશ્વર જેણે ઓળખ્યા, તે નર મોટા મહંતજી,
બીજા બચારાં એ શું બન્યુ રહ્યા અપરાધી જંતજી. મોટમ૦ ૮
ભકિત થકી જે મોટા થયા, તેનું નવખંડે નામજી;
ભજ છોટમ ભગવંતને, મળશે મોટો ઠામજી. મોટમ૦ ૯

## કીરતન ૩ જું.

ભકિત મારગ સહુથી ભલો, ચાલે કોય ચતુરજી;
હરદમ હરિ નવ વીસરે, ભાવ રહે ભરપુરજી. ભકિત૦ ૧
ચાકર ન મુકેરે ચિતથી, અમર એવી છે ટેકજી,
નિમીશ ન ભુલેરે નાથને, જેનો વિમળ વિવેકજી. ભકિત૦ ૨

સત્ય ધર્મ શીલ શોભતું, નિરમળ પુન્ય પવીત્રજી,
દ્વેષ નહી કોઈ લોકશું, માને શરવ મિત્રજી. ભક્તિ. ૩
ધ્રુવ અમરીશ પ્રલહાદને, જુઓ જનક વીદેહજી.
ચિત્રકેતુ ચંદ્રહાસ છે, ભજ્યા ભકતીમાં તેહજી, ભકિત. ૪
ધરમ અરજુન ને બળિ, વીભીષણને વિદુરજી,
ભીષ્મ પરીક્ષત ભુપતી, ઉધ્ધવ ને અક્રૂરજી. ભકિત. ૫
રાજ રીતીમાં સહુ રહ્યા, કહાવ્યા મોટા મહંતજી;
ધર્મ પાળ્યો ધરણી વીષે, સરવ શીરોમણી સંતજી. ભકિત. ૬
ઇશ્વર લીધા ઓળખી, સાચા સરજનહારજી,
અન્યનો જે કરે આશરો તે ખતા ખાય અપારજી. ભક્તિ. ૭
અનન્યપણેરે ઉપાસના, એક દેવ અખંડજી,
બીજાં સાધન સહુ પાંગળાં, પૃથ્વીમાંહી પાખંડજી. ભકતી. ૮
એવી ભકતીનો આદર કરો એવો નર તન જાયજી;
અફળ ગયા તે અભાગીઆ, જમને હાથે પીડાયજી. ભકતી. ૯
સાચી ભકતી સુવિચારથી, કરી જાણે જે કોઇજી;
કહે છોટમ પ્રભુ પામશે, મહા મુકત તે હોયજી. ભકતી. ૧૦

કીરતન ૪ થું.

સાચા પ્રભુજીને સેવીએ, કલપિત ખોટા કરોડજી,
જગત રચ્યુ જેણે જુકતીએ, જેની નહી કોય જોડજી, શાચા. ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, હરી હજરા હજુરજી,
સમીપ રહી શહુ સાચવે, દુરીજન જાણે દુરજી. શાચા. ૨
રચના તીહાં રચનાર છે, કાર્ય તીહાં કરનારજી.
રક્ષ્ય તીહાં રક્ષય સદા, સુષ્ટિ તીહાં સુજનારજી. સાચા. ૩
વિશ્વાસ ત્યાં વિશ્વંભર સદા, એવુ કહે મુની કોયજી
પોશાક સરવ પ્રજા તણો, સહુને જાણે છે સોયજી. સાચા. ૪
નિયમ બાંધ્યો જેણે સરવનો, નિસ્ચે નીયંતા એકજી;
ત્રણ નવ હાલે હુકમ વીના, એવા નથીરે અનેકજી. સાચા. ૫
અદભુત સામર્થ્ય એહમાં, કળા કોટ અનંતજી;
અગણીત અંડ ઉતપન કરે, આણે ક્ષણમાંહી અંતજી. સાચા. ૬
સ્વર્ગ વઇકુંઠ ગોલોક છે, અક્ષર ધામની આધજી,
દેહ ધારી ત્યાં દેવ તે, ભીન પંથના વાદજી. સાચા. ૭
વચન વીચારોને વેદનાં, સચીદાનંદ કંદજી;
છોટમ તે પ્રભુ સરવનો, ગુણાંતીત ગોવીંદજી. સાચા. ૮

કીરતન ૫ મુ,

શું સમજ્યો શઠ શુક્ર થકી, ન થયું બ્રહ્મનું જ્ઞાનજી;
મમતા માંહી મળી રહયો, અતિતનું અભીમાનજી. શુ. ૧
સ્થુળ સુક્ષ્મને કારણ તણો, ન લહયો મુળ વિચારજી,
હું હું કરે છે તે શું હશે, સોધી ના લહયો સારજી. શુ. ૨

ક્ષરને આરાધે ખરે ખરો, અક્ષર પદનોરે અજાણજી.
અર્મની રગને ચીતવે વ્રથા વહી જાય પ્રાણજી. દિ. ૩
સરજે પાળે ને સંહારે, એવો કરતા અરૂપજી;
લક્ષ્ય ન લાધ્યોરે તે તને ભટકે ભવ કુપજી, શુ. ૪
નામ જપે જીભ્યા વડે, નામીની નહી જાણજી;
ધામ તો કલપેલાં શાંભળ્યાં. અંતે કર ગ્રહે કોણજી. શુ. ૫
જીવતાં જથારથ ના લહ્યું, મુવે માને છે મોક્ષજી,
વાતે ઘવાયોરે બાપડો પ્રભુ જાણે પરોક્ષજી. શુ. ૬
* અનુભવી ગુરૂ જો આવી મળે, આપે તત્વ વીચારજી,
છોટમ સદચીત રૂપને, જીવત જુવે નીરધારજી. શુ. ૭

કીરતન ૬ ઠું.

અક્ષર આદ્ય આરાધીયે, જેનો પ્રબળ પ્રતાપજી,
શબળ વીરાજે એ શુનમાં, આવરણ રહીત અપારજી. અક્ષર. ૧
સુર્ય તણી સત્તા થકી, ઉપજે અન્ન અપારજી,
એમ સકળ ઓંકારથી, થયો અંડ આકારજી. અક્ષર. ૨
રૂપ બંધાય અરૂપનાં, તેમાં અવનવા રંગજી;
અળગો ઉપાધીથી અર્ક છે, એવો કરતા અસંગજી. અક્ષર. ૩
દેહ ધારી દુનીયાં વીષે નીરબલ બળીઆ જે થાયજી;
વાદળ જેવાં વપુ સહુ, રાખ્યા તે નર ખાયજી. અક્ષર. ૪
નીરબળ બળીયાને નમે કહે તેને કરતારજી;
મરમ ન જાણે એ મુગ્ધો, ભુલે ભરમે સંસારજી. અક્ષર. ૫
અનુભવ ઉપજે ઉર વીષે, ગુરૂ જ્ઞાન વીચારજી;
છોટમ એ પદ ઓળખે, પામે ભવ જળ પારજી. અક્ષર. ૬

કીરતન ૭ મું.

જ્ઞાન ઉપજે ન ગુરૂ વીના, કોટી સુણતાં કથાયજી;
પારસ લખીયો પુરાણમાં સુણતાં સોનું ન થાયજી. જ્ઞાન૦ ૧
અનજન વિદ્યાની અઉશધી, આગળ કથી ગયા કોયજી;
પાઠ કરે પુરા પ્રેમથી, નિરમલ નેત્ર ન હોયેજી. જ્ઞાન૦ ૨
કલ્પતરૂ ને ચીંતામણી, મોટા સુણીયો મહીમાયજી,
દારીદ્ર ન જાય દીઠા વિના, જપતાં જુગ વહી જાયજી. જ્ઞાન૦ ૩
મરતકના સુખ આગળે, પઢીએ અમૃત પુરાણજી;
જરીએ ન થાયેરે જીવવું, જોજો વિચારીને જાણજી. જ્ઞાન૦ ૪
પોષણ આપે પળે પળે, એવો રહી ભગવાનજી;
એ પ્રભુને જો ઓળખે, જાતે હોય ગુણવાનજી; જ્ઞાન૦ ૫
મુની કથાઓ જે જગતમાં, તેનો સમજવો સારજી;
મહંત પુરૂષ મળ્યા જેહને, પામ્યા તે નર પારજી. જ્ઞાન૦ ૬
સાત દહાડા શુકદેવની, કથા સુણે કોયજી;
પરીક્ષીત મોક્ષ પામી ગયો, સરજ્યા સાક્ષાર તે જ્ઞા. ૭

માનો કહ્યું એ માનવો, બુદ્ધિના દક્ષજી;
છોટમ પ્રભુ પદ પામવા, લેજો જ્ઞાનીનો લક્ષજી. જ્ઞાની. ૮

કીરતન ૮ મું.

શત્રુ સબળ છ શરીરમાં, મોટા મનના વિકારજી;
ધર્મ રૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી. શ. ૧
દ્વાદશ તિલક અંગે કરે, હરી ભજવા હથીઆરજી;
મોહે અચરડીને મારીયા, તરી ન શકયા સંસારજી. શ. ૨
શંખ ચક્ર ગદા પદમનાં, ધારે અંકિત અંગજી;
કામને ક્રોધે તે કુટીયા કર્યો કર્મે કુસંગજી. શ. ૩
ભેખ ધરે ભય ના ટળે, શતરૂ ધરે શરીરજી;
પરપંચ મુકી પ્રભુ ભજે, એવા કોયક વીરજી. શ. ૪
ધીરજ ધનુષ કરમાં ધરે, સુરત બાણ સંધાણજી;
કંપીને શતરૂ કોરે રહે પામે પદ નિરવાણજી. શ. ૫
સત્ય નામ સમશેરને, હરદમ જો ગ્રહે હાથજી;
છોટમ પાપના પરભવે, રમે બ્રહ્મની સાથજી. શ. ૬

હો મનુવા શ્રીહરિ શરણે રહેજે, એ રાગનાં કી૦ ૩

કીરતન ૧ લું.

હો મનુવા ભજન ભરોંશે રહેજે;
અવર ઉપાસન પરહરી, ગુરૂ જ્ઞાન હૃદયમાં ગ્રહેજે. હો મનવા. ટેક.
વિચારે વપુ વ્યવહારમાંરે, સુરત પેરાની પાર;
આવરણમાં અટકે નહી, નિજ પ્રભુસાથે એક તાલ. હો મનુવા. ૧
ચકોર દેખે ચંદ્રનેરે, ચિત ન ચોરે લગાર;
અમૃત આવે આંચમાં, તેથી બળતા ભખે અંગાર. હો મનુવા. ૨
અંબુજ અર્કને જોઈનેરે, ખીલે સરોવર માંય;
સમરથની સુરતા થકી, જળ પત્રે ન પરસે કાંય. હો મનુવા. ૩
કુકડી પ્રસવે ઇંડલાં, જનની વિદેશે જાય;
સુરતે સેવાયે સેહેજમાં, તેની પ્રીયે પરંદાં થાય. હો મનુવા. ૪
સાગરકેરી છીપમાંરે, સુરત સ્વાતિ ઘન સંગ;
આતુર થઈ ગ્રહે અધરથી, તેમાં નીપજે મોતીનાં નંગ. હો મનુવા ૫
નરમદા મોતી તણીરે, સાચો સ્નેહ કહેવાય;
નરને વિદેસે વાપરે પણ, આદાથી અલગ ન થાય. હો મનુવા. ૬
એમં સુરત સરજનારશુરે, રસ બસ થઈ રહે લીન,
પલક ન જાય પીઉ વિના જેવો મહાજળ કેરો મીન. હો મનુવા. ૭
ભક્ષ લાગ્યો નવ વીસરેરે, હરદમ હાલ હમેશ;
જન છોટમ ધન્ય તેહને; જેમાં એવો ભક્તિનો લેશ. હો મનુવા. ૮

કીરતન ૨ જું.

હો મન ભમરા ભજન તજી શું ભમે છે.
પ્રભુ પદ પંકજ પરહરી, તને ભંગુર ભોગ ગમે છે. હો મન. ટેક.

વિધિવાડી કરતારનીરે, કલપિત કારખું ઠામ;
ઉપજ્યા પછી ક્ષય થાય છે, તેનું ન જડે રૂપ કે નામ. હો મન. ૧
બરાસની મુરતી બનાવે, અભ્ર ધનુષનો રંગ;
જોતાં જોતાંમાં જાય છે, તેમાં નહી કોયનો સંગ. હો મન. ૨
આપણી આંખ્યો આગળરે, શુરા સુભટ શ્રીમંત;
મરદ ઉઠી ગયા ગરદમાં, જે બહુ જોધા બળવંત હો મન. ૩
ભુમી ઉપર થયા ભુપતિરે, જગત હુકમમાં હજુર;
વૈભવ વાળા વિસ્ત્રમાં, તે વહી ગયા વેહેતે પુર. હો મન. ૪
ગજ ઘોડા રથ સાથ્થીરે, ધામ ધરા પરિવાર;
પળ એકમાં મુકે પડ્યું, પ્રભુનો મોટો માર. હો મન. ૫
ધન મદ જોબન કેફમાંરે, ગરવ કરે તે ગમાર;
પુષ્પની સજ્જાએ પોઢતા, એવા છત્રપતિ થઈ ગયા છાર. હો મન. ૬
સહુના શીર ઉપર ફરેરે, કાળનું ચક્ર કરાળ;
અંધ ન લહે અજ્ઞાનમાં, જેની ફડકે ત્રિલોકને ફાળ. હો મન. ૭
જાવું સરવને જરૂર છેરે, સમરને સરજનહાર;
જો દિવસ ઘર ના જડ્યું તેને આગળ છે અંધકાર હો મન. ૮
છોટમ એવું જાણીનેરે, ભજ સમરથ ભગવંત;
પ્રભુ ના ભજ્યા તે પ્રલે ગયા, જેવા ચોમાસાના જંત. હો મન. ૯

કીરતન ૩ જું.

હો જીવડા તું જગપતી લેને જાણી;
શરવ દેહમાં સરસા જે, નર દેહ દીધો તને પ્રાણી. હો જીવડા. ટેક.
નર ખરથી શાનો ભલોરે, જો ન ભજ્યો કરતાર;
ચાર તો સરખાં સરવને, ભય નિંદ્રા અનંગ અહાર. હો જીવડા. ૧
માનવ મોટો માનીયેરે, જો કરે સાચો શોધ;
તત્વ વિચાર રહે સદા, જેની બુદ્ધિમાં નિરમળ બોધ. હો જીવડા. ૨
નીરમળતાએ નીહાળીયેરે, સમરથ સરજનહાર;
સ્થાવર જંગમ જે રચે, એવો અખિલ આધાર. હો જીવડા. ૩
અદભુતતા એમાં ઘણીરે, કોય ન પામે પાર;
કલપિત મતને પરહરી, કરો છોટમ એમ વિચાર. હો જીવડા. ૪
જે પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે, એ રા. કી. ૫

કીરતન ૧ લું.

પુરા અંશ પ્રભુના હસે, જ્ઞાન તો તેના ઘટમાં જસે. ટેક.
રાજ ચિન હોય જેને અંગે, તે કરણીને મન વસે;
હજાર જણની મધ્ય હાયણી, કળસ ઢોળવા જસે. જ્ઞાન. ૧
સરખો સુરજ સગળે છે પણ નેત્ર જોયા જશે;
પ્રાય પંખીનું બચ્ચુ હોય તેજ પાંખ પાકસે. જ્ઞાન. ૨
સીંહ તણુ પયપાન કરે જો, પુત્ર સીંહનો હસે;
જરે નાહી બીજી જાતીને, કોસ ગ્રાસરે હસે. જ્ઞાન. ૩

પાવક દેખી ડરતા પ્રાણી; સર્વે કોરે ખસે;
ધગ ધગતા અંગારા હોય પણ, ચકોર ખાવા ધશે. જ્ઞાન. ૪
કહે છોટમ અનુભવી જન એકજ, કોટિ મનુષમાં વસે;
સુરજ જેવો જોતાં નહી પણ, દીવે દીવો થશે. જ્ઞાન. ૫

કીરતન ૨ જું.

જે કોય હોય હરીના દાસ, તેના ઘટમાં હરિનો વાસ, ટેક.
ગુરૂની દ્રષ્ટે જુવે હરીને, જે પોતાની પાસ;
મન વસ કરમે હરીને વરતે, આઠ પહોર અભ્યાસ. જે કોય. ૧
ગદ ગદ કંઠે ગાય હરી ગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ,
ચઉદ લોકમાં ચિત ન ગોઠે, કરે ન કોઇની આશ. જે કોય. ૨
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવક વાસ;
એમ અહોનીશ રહે મળીને, હરીમાં હરીના દાસ. જે કોય. ૩
હરી હરી રટન નિરંતર તેને, સમરણ સાસ ઉસાસ;
છોટમ હરીથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ. જે કોય. ૪

કીરતન ૩ જું.

પ્રભુ તજી પાપ મારગે ચડે, તેહને નેષ્ટ પનોતી નડે. ટેક.
સઘળા ગ્રહ તેને સંતાપે પુરણ પીડા પડે;
ભુત પ્રેત વેલાત વીરગણ, અધમ શાકણી અડે. તેહને. ૧
પ્રભુના ભજન વિના મહા પાતક, તે નાસે શા વડે;
જેમ કીંકર ને પાપી જન શું, વેર કરીને વડે. તેહને. ૨
કરૂણા સીંધુ કરતા ભુલી, અવર ઠામ આથડે;
સુપનામાં તેને સુખ ન મળે, રાંક થઈ તે રડે. તેહને૦ ૩
જમના દુતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ દુત થઇ ઘડે. તેહને૦ ૪
સાસ ઉસાસે પ્રભુને સમરે, અનહદ નોબત ધડે;
જન છોટમ કહે સુખે જખ મારે, બ્રહ્મા વિધે જો ભડે. તેહને૦ ૫

કીરતન ૪ થું.

રે શું સમજ્યો વઇષ્ણુવ થઇ, અવિદ્યા જો અળગી નવ ગઈ. ટેક.
જ્ઞાન વિરાગ ગમે નહી ગાતી, રામ કથાના રસીયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસીયા. રે શું. ૧
તન મન ધન દારા તારૂં, બ્રહ્મ સમરણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું. રે શું. ૨
હીંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઈ પરનારી;
લક્ષણ તજે પણ લાંચ ખાય છે; ન તજે ચોરી જારી. રે શું૦ ૩
જરને લોભે જુઠા સોગન ખાતાં પણ નથી બિતા;
જુઠા સાક્ષી જાય પુરાવા, ઝટ ઉપાડે ગીતા. રે શું. ૪
છાપ તીલક તાણીને અંગે, મંડળીયોમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે. રે શું. ૫

એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂં ફાકે;
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું. ૬
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતીનો મારગ ઝાલીને, બાળી ઠગવું ભરવું. રે શું. ૭
એમ વીચારીને જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણો સર્વે કાચો. રે શું. ૮

કીરતન ૫ મું.

કુમતી તે કયમ ટળે, જીવની કુમતી તે કયમ ટળે. ટેક.
પાપ કરે પામર બહુ પેરે, પશુ બરાબર પળે;
પરનીંદા પરપંચ અવિદ્યા, રાત દિવસ એ રળે. જીવની. ૧
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઇને બળે;
સજ્જન મુકી નરતા નરના ટોળામાં જઈ ભળે. જીવની. ૨
સદગુરૂની કીમત નહી તેને, ભટકેલા ગુરૂ છળે;
ભ્રાન્તી વેમની વાતો સુણતાં અવળે મારગ વળે. જીવની. ૩
વાક્ય આળમાં વીંટાયા તે, અજ્ઞાને આકૂળે;
જગત સચરાચર જેણે સરજ્યું, તે કરતા નવ કળે. જીવની. ૪
મહા વાક્ય ઉપદેશ ન માને, જે બુડયા ભવ જળે;
અનુભવ નાવ વિના કહે છોટમ, કયમ તરશે નિજ બળે. જીવની. ૫

બનજા હરિદાસા હરિદાસા એ રાગનાં કી૦ ૪

કીરતન ૧ લું.

અવગુણ આળસમાં આળસમાં, ખાશો પડી પરવશમાં. ટેક.
સરજનહારે સુરજ્યો, સઉના ઉદ્યમ સારૂં;
આંખ્ય મીચીને દિવસ ઉંઘે, તેને છે અંધારૂં. અવગુણ. ૧
ભણ્યો હોય તે સમજી ભુલે, વેપારી તે ડુલે;
ખેતી કરતાં આળસ રાખે, તે ખેતરમાં શું લે. અવગુણ. ૨
રાજભ્રષ્ટ હોય તે રાજાની પ્રજા પીડા પામે;
શસ્ત્ર ધરી આળસમાં રહે તે, ના જીતે સંગ્રામે. અવગુણ. ૩
સાધનવાળા સિદ્ધ ન થાય, જોગ ન પામે જોગી;
શારીર વિદ્યા શિખ્યા હોય પણ વઈદ મરે છે રોગી. અવગુણ. ૪
એવા ગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવે;
જન છોટમ કહે આળસ મુકી, બ્રહ્મ ભજી લ્યો ભાવે. અવગુણ. ૫

કીરતન ૨ જું.

સજ્જન સાંભળજો સાંભળજો, સદગુરૂને વચને ભળજો. સજ્જન ટેક
જગકરતાને ઓળખવાને, અનુમાન છે એવું;
અવયવ સહિત વિચિત્ર સંચે તન, વિધિ રચેલું જેવું. સજ્જન. ૧
સદ ચિત આનંદ શ્રોતા શબ્દથી નીરૂપણ થાય;
તત્વમસીયે વાક્ય વિચારે, તો ઈશ્વર ઓળખાય. સજ્જન. ૨
કરતા હરતા છે ઇશ્વર, નહી સમર્થ કોઈ એવો;
દેવ સકળ એના ચાકર છે, નહી કોઇ એના જેવો. સજ્જન. ૩

જડ માયા ચેતન જીવો, ઈચ્છાથી ઉપજાવે;
શકિતવંતતો દેવ સનાતન, ભકતોને મન ભાવે. સજન. ४
અણુરૂપે છે જીવ દેહમાં, તેને અંશ કહે છે;
ચોવીસ તત્વ તણા આલયમાં, રાતો માતો રહે છે. સજન. ५
અહં દેહ એવી મતી થઇને, આપ તને મતિ ભુલ્યો;
ધન જોબન તન સત્ય જાણીને સદા રહે છે ફુલ્યો. સજન. ६
દેહ ભિન્ન જો જાણીને, જગકરતાને જાણે;
કહે છોટમ તે ગુરૂ કરૂણાથી જીવ ઠરે ઠેકાણે. સજન. ७

કીરતન ३ જું.

જીવડા જો જાગી જો જાગી, તારો અવસર જાય અભાગી. ટેક. १
ચક્ર વિકરાળ કાળનું જોને, સહુને સીર છે ભમતું;
જન્મ્યા તેને ઝડપી લે છે. દેહધારીને દમતું. જીવડા. १
નિશફળ કર્મ નિરંતર કરતાં, એળું ઉત્તમ ટાણું;
પ્રભુને ઓળખી નવ લીધા, આથડતાં થયું વાહાણું. જીવડા. २
બાળ કુમાર જવાની બગડી વૃદ્ધપણ વણસાડ્યું;
ચિદાનંદનું ચિતવન તે તો, અંતરમાં નવ આણ્યું. જીવડા. ३
સદા આચરણ પ્રભુની સેવા, આદર ન કર્યો એવો;
ધીક ધીક નરનો દેહ ધર્યો પણ, જીવ જનાવર જેવો. જીવડા. ४
નાશવંત સંસારીક સુખને, સત્ય વહીને સુતો;
પલક એકમાં કાળ પકડશે, થઇશ હુતો ન હુતો. જીવડા. ५
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઈ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને લેજે હરીગુણ ગાઇ. જીવડા. ६

કીરતન ४ થું.

સ્મરણ સોહંકા સોહંકા, જ્યાં બજે અનહત ડંકા. સ્મરણ. ટેક.
આસન બાંધી સુરત સાંધી, ચતુર દલે ચિત લાયા;
મુળાધારા પૃથવી રંગ પીળા દેવ ગણપતી રાયા. સ્મરણ. १
અક્ષર ચાર વિચારો ઇનમે, વંશપરા વરણા;
ખટશો જાપ અજંપા જપકે, ઇનકુ અરપણ કરણા. સ્મરણ. २
ઉતપાત દ્વારા ખટદલ સારા સ્વેત રંગ જલ જાન્યા;
ચતુરાતનકી જ્યોત જગાઈ, ખટ હજાર દિયા દાના. સ્મરણ. ३
ખટ દલમે ખટ અક્ષર દેખો, બે ભંગકા બાસા;
એ રાનકુ લખો લક્ષસે, ખેલ બન્યા હે ખાસા. સ્મરણ. ४
નાભિસરોજા દસદલ ઓજા, તેજ તત્વકા તાપા;
લાલ રંગમે લક્ષમી નાયક; ખટ હજાર જહાં જાપા. સ્મરણ. ५
ડંદશ તાંહાં અક્ષર દરશા, તથંદરે વાસાં;
નપફકુ ફીકર પેખ્યા, કટયા કર્મકા પાસા. સ્મરણ. ६
વીચારા દ્વાદશ આરા શીવ શકતીકા ડારા,
નીલરંગ મારૂતકા માંહી, ઝગમગ જ્યોતી ઉજારા. સ્મરણ. ७

ખટ હજાર તાંહાં જાપ અરપના, કખંગઘ વરણા,
નંચછંજ જાહાં નિવાસા, ઝંઝંટઠં ઠરણા. સ્મરણ. ૮
ડંઠે ઢોઆ ષોડશારંભ, પત્ર કથાપરમાના;
શામરંગ આકાશ તત્વકા જીવ જ્યોતિકા ધ્યાના. સ્મરણ. ૯
સહસ્ત્ર જાપ તાંહાં જપો અજંપા ષોડશ વરણ વિસારા;
અંઆં ઈઈ ઉઊ ઋૠ લૃલૄ એ અઉ સાર, સ્મરણ. ૧૦
ઓ અઉ અં અઃ ઉનકે માંહહી, એ સ્વર ખટ દશ કહાવે;
ઈનકા ધ્યાન ધરે નર જેહા સોભવ જલને નાવે સ્મરણ. ૧૧
• ભ્રકુટી ચક્રરે દ્વેદલ પતરે, વાંકે નિર્મળ રંગા;
હંક્ષં અક્ષર રહે નિરંતર, ચિદ શક્તિ કેસંગા. સ્મરણ. ૧૨
સહસ્ત્ર જાપ તાંહાં કરો નિવેદન, પરમ તુરી પદ તાંહી;
ભને અનાહત નાદ નિરંતર, અમૃત બરસે જ્યાંહી સ્મરણ. ૧૩
બ્રહ્મ રંધ્રકા ભેદ અપારા, દલ હજાર તાહાં દરસે;
સહસ્ત્ર જાપ તાંહાં જપો જુગતસે, પરમજ્યોતીકુ પરસે. સ્મરણ ૧૪.
સબ અક્ષર અવ્યક્ત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;
કોટિક રવી સસી તેજ કહાવે, મરણ પુરૂષ કે સંગા. સ્મરણ. ૧૫
ઉનકે આગે લક્ષ અલોકીક, સદગુર ભેદ બતાયા;
છોટમ શ્રી ગુરૂ દેવ પ્રતાપે, અચલ અભય પદ પાયા. સ્મરણ. ૧૬
હરિ ભજનથકી છોટા હોય તે સહુથી મોટા થાય. એ રાગ કી. ૧૦

કીરતન ૧ લું.

હો જીવ અજાણ, જો આયુષ નદીના પુર જેવું જાય છે;
ગણ ગતિ પ્રમાણ, ઘડી દિવસને માસ વરસે વહી જાય છે. ટેક.
પીંઠ ચાલે છે જે પ્રાણ વડે, તે ઝાંઝે મુળ કહી ન જડે;
સીદ પથ્થર ટાંકે પારસ વડે. હો જીવ. ૧
તું ફોકટ શું હીરે ફરતો, નિત્ય નિંદા ને ચાડી કરતો;
તું દેવ થકી નહિ સે ડરતો, હો જીવ. ૨
મળ્યો મનુષ દેહ તુજને મોટો, ખળતામાં જન્મ કર્યો ખોટો;
લાભ ખોયો ને લીધો ટોટો. હો જીવ. ૩
તું પુંઠ કરી પરમારથમાં, મહાલ્યો સુકર સુખ જોઈ સ્વારથમાં;
આવો અવસર ખોયો અનરથમાં. હો જીવ. ૪
જ્યારે કંટક આવશે કાળતણા, છે ધડ ધડ લેશે વેરી ઘણા;
માટે ઇસ્વર ભજન ક્ષણ ક્ષણ. હો જીવ. ૫
તું બ્રહ્મ ગણે છે પોતાને વળી નાસ્તીક થઇને ના માને;
ત્યારે સુખ દુઃખ દંડ મળે કાંને. હો જીવ. ૬
મિથ્યા મુકી દે મત તારો છે સમરથ ઈસ્વર સૃજનારો;
ભજ છોટમ ભવા ભવ હરનારો. હો જીવ. ૭

કીરતન ૨ જું.

તારા તનમાં તપાસ ક્યાં છે અંતરજામી સરજનહારો;
થાય સાસ ઊસાસ, અવિનાશી અળગોરે કળ ભરનારો ટેક.

તે પંચ તત્વની પારજ છે, એ અખિલ તત્વ આધારજ છે;
એ સકળ સીરોમણી સારજ છે. તારા તનમાં ૧
સહુ જીવોને જીવન આપે, નિજ ભક્તતણાં સંકટ કાપે;
જનદોષ મરે એને જાપે. તારા તનમાં. ૨
અજભવ સહુ આશા કરે એની, સશી સુરજમાં સત્તા તેની;
જગ સરજે છે શક્તી જેની. તારા તનમાં. ૩
એ સમરથ સહુનો છે સ્વામી, ગુણવંતો દેવ ગગન ગામી;
બહુનો પાલક છે બહુ નામી. તારા તનમાં ૪
એ પ્રાણજીવન છે પ્રાણપતિ, ઓળખે જો હોય અગાધ મતી;
મુરખ નવ જાણે મરમ રતી. તારા તનમાં. ૫
કરૂણા નિધી કૃપા કરશે, તે સદગુરૂ શરણ ગ્રહી ઠરશે;
કહે છોટમ તો કારજ સરશે. તારા તનમાં. ૬

કીરતન ૩ જું.

સતસંગ વિના જીવ તણો નવ થાયે કાંય સુધારો;
જેમ નાવ વિના મહા સમુદ્રનો કોય ન પામે આરો. ટેક
જળને જેમ શરદ રૂતુ જેવી, જળને મળ તરત હરે તેવી,
સત સંગતિ છે નરને એવી. સતસંગ. ૧
લુગડાંને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજવળ તે નિવડે;
શઠ સુધરે એમ સુસંગ વડે. સતસંગ. ૨
જે હોય ગાંગડુ કણ જેવા, જળ પરસે ના પલળે તેવા;
તે કોરા રહે કંકર જેવા. સતસંગ. ૩
જેનું કોમળ મન ને વાણી, સતસંગ કરે ઉલટ આણી;
કહે છોટમ તે સુધરે પ્રાણી. સતસંગ. ૪

કાફી રાગનાં કી. ૧૧.

વાંકા શું ચાલોછોરે; કુબુદ્ધિ પડશો કંટકમાં;
સાચો મારગ મુકીરે, પડોછો શીદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભુએ આ વીશ્વ નિરમ્યુ છે તેમાં પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ, અને પાપમાં દુઃખ, એમ સરજ્યુ છે કરતા કંથ;
વેદમાં વખાણ્યુરે, કહ્યું છે દરશન ખટમાં. વાંકા. ૧
જાણી જોઇને જે કોઇને પાવક ઝાલે તેનુ, તન દાઝે તતકાળ;
એમ ઘટતુ જે આચરે પ્રાણી તેને, દેછે જગત સહુ ગાળ;
ચોરી જારી ચાડીરે, ફરો ટળે ઉલટમાં. વાંકા. ૨
હીંસા કરે છે તેને; કહેછે હત્યારોને, કામીને આવી કલંક,
પરદુઃખ દાતાને, દુષ્ટજ કહે છે એમાં રાજા હો કે રંક;
પાપ કર્મ એવુંરે, વિચારીને જુવો ઘટમાં. વાંકા. ૩
જ્ઞાન દયાને સત, ઈશ્વર ભક્તિ તેથી હિત સહુનુ હોય;
મન પવિત્ર નિત્ય, રાખે પોતાનુ તેમાં, કલેશ ન ઉપજે કોય;
પરપંચીને સંગેરે, પડે નહિ તેના પટમાં. વાંકા. ૪

અંતર જામી પ્રભુ, જેણે નવ જાણ્યાને, પશુની પેઠે ભર્યું પેટ;
તન ધન મન માંહિ, મત ફરે છે અને વહેછે સંસાર કેરી વેઠ;
છોટમ એવા પ્રાણીરે, આવ્યા છે માયા ઓઝટમાં. વાંકા. ૫

કીરતન ૨ જું.

ખોટું શું બેલો છો રે, કોપ થશે કરતાનો;
નિયમ જેણે બાંધ્યારે, નાશ કરે નરતાનો. ટેક.
ખાટુંરે ખડ જ્યારે, ઉગે ખેતરમાં તેને, ખોદી નાંખે છે તતખેવ;
સારાનું રક્ષણ, સારૂં કરે છે એવી, ધરથી ધણીને ટેવ,
ભુંડું કરવું મુકોરે, ભય રાખો ભરતાનો. ખોટું શું. ૧
કણ મધ્યેથી જેમ કાંકરા કાઢે તેમ તુપ મધ્યેથી જયમ છારા;
નઠારાને સહુ નાંખીજ દેછે, એવો છે અવિનાશ;
ખોટાને ખડે છે રે હિસાબ એવો કરતાનો. ખોટું શું. ૨
આરે જગતમાં જેણે, આપણને સરજ્યા તેને, ગમે છે જ્ઞાન વિવેક;
દાન દયાને સત, ઈશ્વરની ભક્તિ એવી, જોઈએ મનુષને ટેક;
શરણાગતને તારે રે, હિસાબ એવો કરતાનો. ખોટું શું. ૩
ચંચળ મન તેને, નિશ્ચય કરવું ને ધરવું પ્રભુનું ધ્યાન;
સારાને નરતાને શોધ કરેથી, નીપજે નિર્મળ જ્ઞાન;
છોટમ ઠરે ઠામે ને, ફેર મટે ફરતાનો. ખોટું શું. ૪

કીરતન ૩ જું.

કૃપા હોય હરિની રે, તેથી જન કારજ સરે;
આપ બળ કરતાં રે, માયા આવી આડી ફરે ટેક.
જપ તપ તીરથ, વ્રત જગતને દાન પુણ્ય વૈરાગ;
પ્રભુ કૃપા વિન ત્વરથી પાડવા, માયા ખોળેછે લાગ;
જોર નહિ જનનું રે; વચ્ચે આવી વિઘ્ન કરે. કૃપા. ૧
નાગપતીનું પદ, લીધું ન ફુપે, ઇંદ્રાણી વરવા કાજ;
ગર્વ વધ્યો ત્યારે, માયાએ તેને, કીધો ભુજંગમ રાજ;
કૃપા વિના એવા રે, ઊંચા ચડી નીચા ખરે. કૃપા. ૨
ઉત્તમ કામ અહોનીશ કરવાં ને, ધરવું નહિ અભિમાન;
ઇશ્વર કરતા, આપણો જાણી, ધરવું નિરંતર ધ્યાન;
ભક્તિ તેની કરતા રે, અવિચળ ઠામે ઠરે. કૃપા. ૩
દેહ ઇંદ્રિય માન આપ્યું પ્રભુએ, તન ધન કેર જોર;
સુકૃત કરીને જે; હરીને ન જાણે, તે થાય ધણીનો ચોર;
આપ અભિમાને રે, પાપ કેરો ભાર ભરે. કૃપા. ૪
મારૂં મારૂં કરે, મહરમાં ભરમાઈ ને કૃપા પ્રભુની ચહાય;
ઢોંગ કરી કરી લોકને ઠગે; તેણે ઈશ્વર કયમ છેતરાય;
છોટમ ભવ સીંધુરે, સાચ વીના કોય ન તરે. કૃપા. ૫

કીરતન ૪ થું.

કાયા રૂપી નગરીરે, કીધી છે કોય કારીગરે;
મને માની માહરીરે, મીથ્યા અભીમાન ધરે. ટેક.

એક રોમ તારા, અંગમાં જીવડા, તારૂં કરેલું નવ થાય;
ધણી થઇને ધંધો કરે પણ કરમે કરી બંધાય;
સિરપર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. કાયા. ૧
નવ દરવાજે, અમલ મનનો, જાગૃત માંહી જણાય;
સ્વપ્ન થયું ત્યારે, પરવશ પડિયો, સુખ દુઃખ સહેતે જાય,
ભાન નથી રહેતું રે, નિંદ્રા માંહે જ્યારે ઠરે. કાયા. ૨
આવું છતાં પણ આપ ન સોધે ને, કરે ઘણો અહંકાર;
કુકરમ કરા કરી કષ્ટજ સહેછે, મુવા પછી જમ માર,
વિચાર નથી કરતો રે, હુંતે કોણ કેનો ખરે. કાયા. ૩
પોતાના ડાહ્યાપણુમાંહી પામર પુરો ને, પરધન હરવા પ્રવીણ;
તત્વ વિચાર તારા ઉરમાં ન આવે, મુરખ તું મતિહીણ;
કહેણ નવ માનેરે, કુટિલ મત આગળ કરે. કાયા. ૪
જેની સત્તાએ મન મોજ માણે છે, તેની સતા ચઉદ લોક;
તે પ્રભુને નથી પાસે ઓળખતો, પામે છે હરખને શોક,
વિશ્વરૂપી વાડીરે, રચી છે એવી વિશ્વંભરે. કાયા ૫
સુબાપણું જો મન તુજને સોંપ્યું ત્યારે, પ્રીતયે પ્રજાને પાળ;
તને ઠગે છે જે સેવક તારા તેને શોધીને ટાળ;
છોટમ સાધન કરીલેરે, તેથી ભવ સિંધુ તરે. કાયા; ૬

કીરતન ૫ મું.

સમજ મન મારા રે, કહું એક વાત ખરી;
નરદેહ જેવો રે, નહિ મળે ફરી ફરી. ટેક.
કર્ત્તારે સઘળી સૃષ્ટી કરી છે તેમાં, જીવની જાતી અનેક;
દેહ મધ્યેથી આત્મા ઓળખવો, એ માણસમાં છે વિવેક,
આત્મા જેને દરસેરે, તેને દરસાય હરી. સમજ. ૧
પશુ પંખી કે બીજા જે જે પ્રાણી તેમાં, નથી એવું જ્ઞાન;
ઇંદ્રીના સુખ માંહે, ભટકે અહોનિશ, પેટ ભરાયાનું ભાન,
અજાણે જડ જંતુરે જાયા તેવા જાય મરી. સમજ. ૨
દીનદયાળે દયા કરીને, દીધો જો નરનો દેહ;
પાપ કરમ વડે પેટ ભરીને, તુચ્છ ગમાવે તેહ,
રજ નથી રહેતોરે, હરિ સાથે હેત કરી. સમજ. ૩
ક્ષણ ભંગુર છે ખેલ ખલકનો તું, જોને કરીને વિચાર;
મિથ્યા ભટકવું મુકીને મનમાં, સમરી લે સરજનહાર,
છોટમ એ સમજીરે, ઘણા ઘણા ગયા તરી. સમજ. ૪

બેહાગ રાગનાં કી. ૨
કીરતન ૧ લું.

જીવતા નર ભુત ભજન વિના, જીવતા નર ભુત. ટેક.
શુન્યમાં જાયને થાય પાછા, દંડે મારે જમ દુત;
ભવ મધ્યે ઘણું ફરે ભટકતા, પીડે પ્રાણીને અનાહુત. ભજન. ૧
નિર્દય નિરંકુશ અતિ નઠારા, કપટી કુટિલ કપુત;

ધર્મહીણા મલીન મુરખ, કામ ક્રોધ સંજુત. ભજન. ૨
સરજનહાર અપાર સમરથ, નિર્મળ અકલ અચ્યુત;
તેને તજીને અવર ઉપાસે, તે મિથ્યા કરે તુત. ભજન. ૩
વ્યાપક ઈશ્વર રહ્યો સકળમાં, તત્વ વિષે અનુસ્યુત;
તેને તજીને ભૌતિક ભજતાં, કાળે ગળ્યા કાલછુત. ભજન. ૪
સદગુરૂ સાચા કહાડ શોધી, જો તું હોય સપુત;
તત્વ મસિને લક્ષ્ય લખાવે, છોટમ તે નિત્ય પુત. ભજન. ૫

કીરતન ૨ જું.

ભક્તિહીણાનો ભાર ભુમીપર, ભક્તિહીણાનો ભાર. ટેક.
મનુષ દેહ તે મિથ્યા તેનો, જો ન ભજે કર્તાર;
જે ઉકરડે અંગારો ઉગતો, તે જાર થઈ ગઈ છાર. ભુમીપર. ૧
માતા પિતા ગુરૂ સંતની સેવા, ન કરે પરઉપકાર;
વિદ્યા વિનય વિવેક ન આવે, તે જન મંદ ગમાર. ભુમીપર. ૨
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આચાર;
દાન દયાને સત્ય શીલ ન સાધે, તે પશુનો અવતાર. ભુમીપર. ૩
સૃજનહારના ગુણ ન ઉચારે ને, બીજુ બકે છે અપાર;
છોટમ તે નર નરથકી ખોટા, નહિ અડવા અધીકાર. ભુમીપર. ૪

સામેરી, મેવાડા અને પંચમ એ ત્રણ રાગનાં ગાવાનાં કી. ૬

કીરતન ૧ લું.

કિંચિત કુસંગે રે બોધ બગડે ઘણો રે, પરતક્ષ તેનું છે પ્રમાણ;
મણ દુધમાંહે રે છાંટો પડે છાશનોરે, વળતી તેનાં બીજાં થાય વખાણ. કીં. ૧
અલ્પ અનાચારે રે નળને કળી નડયો રે, દ્યુતે દીધો પાંડવને વનવાસ;
અસાધુને સંગે રે આવી પડે આપદા રે, વિષ જેમ કરે વપુનો વિનાશ. કીં. ૨
ગંગાજળના ઘટનેરે મુકે મદિરા વિષેરે, પછી તેને કોય ન માને પવિત્ર;
પુંશ્ચલીની સંગેરે પળે જો પતિવ્રતારે, ચારૂ તેનાં કોય ન ગાય ચરિત્ર. કીં. ૩
સારો હોય શાહજન રે ચાલે સંગ ચોરનેરે, પાપીને પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઈ દિનરે હરાયા સાથે હળેરે, એ બચારીને ગળે ડેરો બંધાય. કીં. ૪
બ્રહ્મચારી ભુલેરે, ભેટ કોઈ ભામનીરે, નીયમ તેનો સઘળો નીસ્ફળ થાય;
સન્યાસીને સોનુરે અડે જયારે અંગમાંરે, વૃથા વેશધારી તેતો કહેવાય. કીં. ૫
વેરાગી વનિતામાંરે જઇ ભેળો વસેરે, બાવાની તો બુદ્ધીનો થાય બગાડ;
ભ્રષ્ટ થાય જોગીરે ભોગી જો ભેળા ભળેરે, ઝેરે જેમ જાય સમુળુ ઝાડ. કીં. ૬
બુદ્ધિને બગાડેરે નિંદા ચાલે લોકમાંરે, કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદીરે ઝોકાં ખાય જાગતાંરે, રહે નહિ સારો શરીરનો રંગ. કીં. ૭
તે માટે તપાસીરે તન મનથી તજોરે, ભજો એક ભક્ત વચ્છલ ભગવંત;
છોટમ સંગ કરીયેરે સાચા સુજન તણારે, જે મળે જ્ઞાની ઘણા ગુણવંત. કીં. ૮

કીરતન ૨ જું.

વાત સુણી લેજયોરે એક વિવેકનીરે, સમજીને સાધન કરિયે સર્વ;
રાજમાન રૂડેરે સારી થાય સંતતીરે, ઘણું ધન મળે ન કરવો ગર્વ. વાત. ૧
સારા નર કેરીરે કરિયે સંગતોરે, અસાધુને સંગે હોય અકાજ;

જ્યારે સંગ કીધોરે, રૂડા રામચંદ્રનોરે, લંકાં કેરૂં પામ્યો વિભીષણ રાજ. વાત. ૨
દુઃખ ઘણું દેખીરે; ડગિયે ન ધર્મથીરે, દુઃખે નથી ડગ્યો હરીચંદ્ર રાય;
સાચાનો છે સંગીરે, પ્રેમી પરમાત્મારે, સદા પ્રભુ સેવક જનનો સ્હાય. વાત. ૩
ધન કેરે લોભેરે, સાચ ન ચુકવુંરે, સાચે થકી રીઝે સર્વે સુરેશ;
સાચ જરા ચુકયોરે, લોભને કારણે રે, યુધિષ્ટરે દીઠો નરકનો કલેશ. વાત. ૪
ભાવે ભક્તિ કરિયેરે, માત પિતા તણીરે, કોય દિન કરાવિયે નહિ કોપ;
માતા કેરે શ્રાપેરે, નાશ થયો નાગનોરે; નાગ સ્થાન માંહિ થયો કુળ લોપ. વાત. ૫
સરવેથી નીચીરે જનમાં છે જાચનારે, મોટમ કેરૂ મોડે માન;
વીષ્ણુએ વીચારીરે, જાચ્યો બળીરાયનેરે, ભાવે પામ્યા લઘુતા તે ભગવાન. વાત. ૬
કોમળને શીતળરે, વચન ઉચારવુંરે, જે માંહી જરા ન હોય દ્વેશ;
દ્વેષ કેરે રોપેરે, ફુળ એવું કઉરવેરે, પાંડવતો તે થકી પામ્યા કળેશ. વાત. ૭
પોતે ગુણ પોતાનારે, વળી ન વખાણિયેરે. જે થકી નીચપણું કહેવાય;
પોતાને વખાણેરે, સદ્ય પડયો સ્વર્ગથીરે, અપજસ પામ્યો યયાતી રાય. વાત. ૮
લોકાયત વંદેરે, પ્રભુને ન લોપિયેરે, નાસ્તિક થવું નહિ નિરધાર;
હિરણ્યકશિપુ હાર્યોરે, લોપ કર્યો હરિતણોરે, સ્તંભમાંથી પ્રગટી માર્યો તે ઠાર. વાત. ૯
અધીકાર આવેરે, મોટું પદ જો મળે રે, પુજ્ય કેરૂં કરવું નહિ અપમાન;
રૂષીના અપમાનેરે નહુશ અજગર થયોરે, ઇંદ્ર પદ થકી પડયો નિધાન. વાત. ૧૦
કોય આવીનેરે, આપણને કહેરે, આપણા જો હિત તણો ઉપદેશ;
માની લેવા મનમાંરે, અતિ આદર વડેરે, ન માન્યાથી કૌરવને થયો કળેશ.વાત. ૧૧
દોષ દુર કરિયેરે, મનને વશ કરિરે, અતિશે ન કરવું કાયા કષ્ટ;
કાયા કષ્ટે પામ્યોરે, કુંભકર્ણ ઉંઘનેરે, સહુએ સમજી લેવું સ્પષ્ટ. વાત. ૧૨
વિદ્યા વિનય સારૂં રે, ગુરૂને આરાધિયેરે, રામચંદ્રે આરાધ્યા વિશ્વામિત્ર;
અસ્ત્ર શસ્ત્ર આપ્યાંરે, રૂદયામાં રીઝીયારે, એથી અતી કર્યાં ઉદાર ચરિત્ર.વાત. ૧૩
સર્વ કળાઓરે શ્રમ કરી શીખીએરે, કષ્ટ વેળાએ તેતો આવે કામ;
નાટક વિદ્યારે શીખી હતી અરજુનેરે, ધાર્યો વેશ વૈરાટ કેરે ધામ. વાત. ૧૪
એક બીજાનોરે બાધ કરે નહીરે, એવા જે ધર્મ અર્થ અને કામ;
ત્રિવરગ એવુંરે નામ છે જેહતુંરે, સાધી ગયા સનકાદિક બ્રહ્મ ધામ. વાત. ૧૫
એવા ગુણ ઉત્તમરે ઉરમાંહિ રાખિયેરે, વારે વારે કરી ચીત વીચાર;
ભાવે ભજો છોટમરે, પુરણ બ્રહ્મનેરે, સમરથ સહુનો સરજનહાર. વાત. ૧૬

કીરતન ૩ જું.

સમજીને જોતાંરે સદા ગુણ જ્ઞાનમાંરે, અનુભવે અંતર દરસે આપ;
દ્રઢ થઇ જોતીરે, ત્રિકુટિને ધ્યાનમાંરે, સેજે થાય સોહં સોહં જાપ. સમજીને. ૧
ઘણાં ઘણાં વાજાંરે ગગનમાં ગડગડેરે, શંખ ધુની શરણાઇયોના સાદ;
સુરતડી સીડીરે, ચતુર પુરૂષ ચડેરે, મુરલીનો વાજે અનોહદ નાદ. સમજીને. ૨
ઘન વિના ગાજેરે વાદળ વિના વીજળીરે, અરણુત ઉછળે આઠે પોહોર;
જળહળ દીસેરે જ્યોતી અતી નિર્મળીરે, રવીચંદ્ર ઠરી રહે એક ઠોર. સમજીને. ૩
જોગ કરી જોવારે ઓળખવા આપનેરે, નીજ રૂપ વિના સરવનો નાશ;
આપ વડે દિશેરે સરશે અતી ભલુંરે, જાણો સહુ તત્વતણો પ્રકાશ. સમજીને. ૪

દેવળ મધ્યે જેમ દીપક બળેરે, દેહનું તીમીર ટાળે તેહ;
અખીલ અંધારૂંરે, ત્રીભુવનનું ટળેરે; સુરજને તજે નહી સંદેહ. સમજીને. ૫
કર્ત્તાં ભર્ત્તાં હર્તારે, ઇશ્વર એકછેરે, તેને કોઇ જાણે સદગુરૂ બાળ;
અવર ઉપાસેરે એવાતો અનેક છેરે, તેને નહી બ્રહ્મ પ્રભુની ભાળ. સમજીને. ૬
કુડાં કામ મુકીરે ભજો કરતારનેરે, ભક્તી ભાવે સેવો સારાં કર્મ;
સર્વ સમર્પીરે સરજનહારનેરે, છોટમ ભક્ત તણો એ ધર્મ. સમજીને. ૭

કીરતન ૪ થું.

છપી છપી છાનારે કેમ રેશો કેશવારે, જાણ્યા છોજી જીવન જગદાધાર;
કરૂણારે સીંધુરે વલ્લભ ભકતનારે, કરો કૃપા કરણીના કર્ત્તાર. છપી. ૧
જીવ કેરા જીવનેરે, પ્રાણછોજી પ્રાણનારે, મનના તો સાક્ષી છો મહારાજ;
અવગુણ જાણીરે રખે અળગા થતારે, અંતરજામી સુધારો કાજ. છપી. ૨
અધમ ઉધારણરે અશરણ શરણછોરે, ભકતવચ્છળ ભય ભંજનહાર;
પતિતને પાવનરે, કરતા પુણ્ય છોરે, દયાનિધી દેવ ગુણી દાતાર. છપી. ૩
અરજ અમારીરે પ્રભુ ઉરમાં ધરોરે, પળે પળે પ્રભુજી રહેજો પાસ;
વંદન તમારૂંરે હજો અને મહાવજીરે, છોટમ સમરે સ્વાસોસ્વાસ. છપી. ૪

કીરતન ૫ મું.

અરજ અમારીરે, સાંભળવાને સામળારે, કરૂણા સાગર ધરજો ધ્યાન;
સાધનતો મનથીરે સાધે નહીરે, નથી થતાં તીરથ વ્રત કે દાન. અરજ. ૧
જોગને સમાધીરે સાધી હુંતો ના શકુંરે, ન કરૂં કાશી ને કેદાર;
વનમાં વસીનેરે કષ્ટ કરૂં નહીરે, ન રહેવાય જળ ફળ પત્રાધાર. અરજ. ૨
સકળ સામગ્રીરે સરજેલી તમતણીરે, શું લેઇ સેવું શામ શરીર;
એમ જાણીનેરે અરપુંછું એટલુંરે, નિરમળ મન સરૂપી નીર. અરજ. ૩
ચિતવન ચંદનરે, પાત્રીતો પ્રેમનીરે, ધરાવુંછું ધ્યાન સરૂપી ધુપ;
જ્ઞાન રૂપી દીવાનેરે, ઘટમાં પ્રકાશિયોરે, પ્રણવનો જાપ થાય છે અનુપ. અરજ. ૪
એવું માની લેજોરે અભેપદ આપજોરે, જન પ્રતિપાલક જગદાધાર;
ભકિત તો તમારીરે, પ્રભુ ભલી આપજોરે, છોટમને સુખના દાતાર. અરજ. ૫

કીરતન ૬ ઠું.

મનુવો મુસાફરરે ફરે બહુ મારગેરે, ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુર્બળ થઇનેરે ફરે બહુ દેશમાંરે, ગયો ભુલી મુળ પોતાનું ગામ. મનુવો. ૧
વિષયમાં વલુંધોરે લંપટ લાલચુરે. ઇંદ્રિય સુખ સારૂં અથડાય;
પ્રભુની સામગ્રીરે, માનેછે પોતાતણીરે, શીર લેછે સ્વાન શકટનો ન્યાય. મનુવો. ૨
પ્રવૃત્તીને સંગેરે પડે ભવ પાસમાંરે, વારે વારે જાયછે જમને હાથ;
પ્રીતિ કરેછેરે જુઠા પ્રપંચમાંરે, હેત ન ઉપજે હરિગુણ સાથ. મનુવો. ૩
સાસ ઉસાસેરે સમરણ જે કરેરે, પવન ઠરે તો મન સ્થિર થાય;
છોટમ રહિયેરે સેજે સ્વરૂપમાંરે, એ મન નિગ્રહનો ઉપાય. મનુવો. ૪

પ્રેમ મગનમાં રાજી, પ્રભુજી મારો પ્રેમ મગનમાં રાજી. એ રાગનાં કી. ૩

કીરતન ૧ લું.

ભકિત ભગવંતને વહાલી, સરવ થકી ભકિત ભગવંતને વાહાલી. ટેક.
ભકિત વીના તો સર્વ બીડ કરી સાંધ્યા; ખેલ દેખાડવાને ખાલી;
નિસ્ચય નિશાન વિના ચોટ નવ વાગે, ગોળી ઉડી જાય ઠાલી. સરવ. ૧

નરને નારાયણ ભેળા રમે છે, ગુરૂગમથી જો ન્યાળી;
સાસ ઉસાસથી તેને સમરતાં, પાપને નાખે પ્રજાળી. સરવ. ૨
ભક્તિનું રૂપ તેવું રૂપ છે બ્રહ્મનું, ભલી પેરે જુવો ભાળી;
સાંમા ને શાંમ બે સંગે રમે છે, લેછે પરસ્પર તાળી. સરવ. ૩
સરજનહારમાં સુરત રાખિયે, દેહાભિમાનને ટાળી;
જન છોટમ એમ ભજો પ્રભુને, વશ થાશે વનમાળી. સરવ. ૪

કીરતન ૨ જું.

જુઠાંમાં જન્મ ગમાયો, જીવડા તેં જુઠામાં જન્મ ગમાયો. ટેક.
કુડાં કર્મની કરણી કરી, દુર્મતી દામ કમાયો,
જગત ચરાચર જેણે રચ્યું છે, તે પ્રભુ ગુણ ના ગાયો. જીવડા. ૧
વિષય વીકારમાં મન કરી મેલું, મોહ માયામા વાહ્યો;
આનંદ કંદનું રૂપ રૂદેમાં, ધ્યાન કરીને ન ધાયો. જીવડા. ૨
મનુષ દેહ મહા મોંઘો સર્વથી, પુરણ પુણ્યે પાયો;
એવો અધમ તેં ખોયો ખોટામાં, કાળને હાથે ખપાયો. જીવડા. ૩
નીતિને જ્ઞાનની નિર્મળ ગંગમાં, શંત સંગે જે ન્હાયો;
કહે છોટમ જેણે પાતક ધોયાં, તે તો સર્વ થકી ડાહ્યો. જીવડા. ૪

કીરતન ૩ જું,

જીવતાં આપ ન જાણ્યું મુરખ તેં જીવતાં આપ ન જાણ્યું. ટેક,
મુવા પછી તો થાશે અંધારૂં, પતિપદ રહેશે અજાણ્યું;
ભવમાંહે તું રહેશે ભટકતો, સ્રુતિ મત તેં ન પ્રમાણ્યું. મુરખ. ૧
હું હું કરે તો કોણ તું કેને, તે તો તેં ન પિછાણ્યું;
અવિનાશી ઇશ્વરને ભુલી, મારૂં કરી બહુ માણ્યું. મુરખ. ૨
વેદ ધર્મથી વિછડો પડીને પંથીનું માન વખાણ્યું;
કપટી ગુરૂની કેણી સુણીને, ખોટું મત તેં તાણ્યું. મુરખ. ૩
ચેતન રૂપ તું પોતાનું ભુલ્યો, જડનું અહંપદ આણ્યું;
ગુરૂનું જ્ઞાન તારે હૃદયે ન આવ્યું હરિ ધનને નવ આણ્યું. મુરખ. ૪
જે ચેત્યા તે ઘરથી ચેત્યા, ગુરૂથી શ્રૃતિ ભાન જાણ્યું;
કહે છોટમ જગકર્ત્તા જાણી, મહા મુક્તિ સુખ માણ્યું. મુરખ. ૫
કોણ એ સમાનાં કામિની, એ રાગ તથા વેરાવળ રાગનાં કી. ૫

કીરતન ૧ લું.

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અળગો;
વેલો વિશ્વનો વીસારીને જઈ મુળને વળગો. જોને જગત. ૧
ભાસ્કર જેવો ભાનુ તણો, ત્રણે લોકમાં પડિયો;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સહુની આખડિયો. જોને જગત. ૨
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી. જોને જગત. ૩
ઇશ્વરની સત્તાવડે, વદે વીધ વીધ વાણી;
ઓંકાર રૂપે એ હરી, જપે જીવ તે જાણી, જોને જગત. ૪
જળ જંતુ જળમાં ઘણા, ઉપજે જળ જોગે;
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે. જોને જગત. ૫

એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રીય જાણી. જેને જગત. ૬
સુરતા સરજનહારની, સહુ ઠામે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિષે, પ્રાણી જેને પરખી. જેને જગત. ૭
ભુલી પ્રભુને જે ભજે, તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી. જેને જગત. ૮

કીરતન ૨ જુ

નથી રે અજાણ્યું નાથનું, જેછે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એ તો તુજમાં ખામી. નથી. રે ૧
વ્યાપક સઘળા વિસ્વમાં, અને શક્તિ છે જેની;
ધણીનું અજાણ્યું નવ રહે, અદભુત ગતિ એની. નથી રે. ૨
વીજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શક્તિ જગદાયને, જણવે કરતા પહેલી. નથી રે. ૩
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ સઘળી સાથે. નથી રે. ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રીહરી, પરખે એજ પ્રમાણે. નથી રે. ૫
જ્ઞાન ઇંદ્રી અને મનવડે, કૃત્ય જે જે કરવું;
સાડુ કરતાં મન વિષે ઇસ્વરથી ડરવું. નથી રે. ૬
પ્રાણી તણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સરવે કર્મનો, તેથી ક્યમ રહે છાનું. નથી રે. ૭
હુકમ હરીનો શિર ધરી, કામ સઘળાં કરિયે;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરિયે. નથી રે. ૮

કીરતન ૩ જુ.

માનવ કોય માને નહી, એવી વાત અનેરી;
હોય ગુરૂગમ જેહને, તેને પહોંચ્યા હરી. માનવ. ૧
જળવિના સિંધુ અગાધ, છે સઘળે તે ભરિયો;
પ્રૌઢ પવન મોજાવિના, દીસે અદભુત દરીયો. માનવ. ૨
એ દરિયાના બેટમાં, તરૂ એક વિજાતી;
શાખાઓ છે જુજવી, ફળની ભિન્ન ભાતી. માનવ. ૩
અદભુત પંખી અરૂપિયા, એ વૃક્ષે વશિયા.
સોળા રહીને ફળ ભખે, સહુ સ્વાદના રશિયા. માનવ. ૪
અફળ અનોપમ પંખીયો, કરે તત્પર માળા;
રૂપ રંગ દીસે નહી, કરે શબ્દ રસાળા. માનવ. ૫
પત્ર પુષ્પ ફળ સહુ ખરે, તરૂ નખરે આદી;
છોટમએવા વૃક્ષને, જાણે બ્રહ્મચારી. માનવ. ૬

કીરતન ૪ થું.

ઓ અણસમજુ જંતુઓ, ભરમે ક્યાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નારી માં અટકો. ઓ અણસમજુ.

દિવ્ય પિતા જે આપણો કરતા સુખકારી,
એ પ્રભુ દિન દયાળને, કયમ મુકયો વીસારી, ઓ અણુસમજુ. ૨
દેહ અમુલ્ય તાહરો, જેને પાણીનો કરીયો;
એવો કારીગર કોણ છે, ભલો પવનનો ભરીયો. ઓ અણુસમજુ. ૩
પંચવિષય પ્રભુએ રચ્યા, છુટી મન વરતી;
તેનો ભોગી આત્મા, આણ તેની ફરતી. ઓ અણુસમજુ. ૪
શબ્દ આવે છે બહારથી, કર્ણ ભેરીમાં વાગે;
એ કરતાની અકળ કળા, ઉંઘેલા જાગે. ઓ અણુસમજુ, ૫
સ્વર્શ વિષય જાણે ત્વચા, તે અંગે તારે;
એ કરણી કરતારને તું કયમ ન સંભારે. ઓ અણુસમજુ. ૬
નેત્ર કર્યાં અતિ નિર્મળાં, રૂપ જોવારે જેણે;
તેના રક્ષણ કારણે; કરી પાંપણો તેણે. ઓ અણુસમજુ. ૭
જીભમાંહે જુગતી ઘણી, કરી સરજન શાણે;
સ્વાદ જણાવે સર્વના, બોલ બહાર આણે. ઓ અણુસમજુ. ૮
પ્રિમલ સર્વે પરખવા, કરી નાસા કેવી;
સાસ ઉસાસની કળ ભરી, કોને આવડે એવી. ઓ અણુસમજુ. ૯
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિબળ મોટું;
શીખે કળાઓ તે વડે, ચાલે નહિ ખોટું. ઓ અણુસમજુ. ૧૦
એવું અચરજ અતિઘણું, સહુ દેહમાં કીધું;
ફટ ફટ મુર્ખા માનવો, તેનુ નામ ન લીધું. એ અણુસમજુ. ૧૧
સુખદાતા સર્વેશ જે, કરૂણામય કહાવે;
કહે છોટમ માટે સહુ, ભજો પ્રભુને ભાવે. ઓ અણુસમજુ. ૧૨

કીરતન ૫ મું

ઓ ભુલેલા ભવિજનો, સાચા પ્રભુને સંભારો;
તરત કુટિલ મારગ તજી, ઝાલો મારગ સારો. ઓ ભુલેલા૦ ૧
અખિલ જગત કરતારની, જુગતી નવ જાણી;
વિષયા જનમાં વિહારની, બહુ વાતો વખાણી. ઓ ભુલેલા૦ ૨
અગણિત અખંડ જેણે રચી, નિરાધારજ રાખ્યા;
તે પ્રભુને જાણ્યો નહી, ચાખેલાં ચાખ્યાં. ઓ ભુલેલા૦ ૩
પવન તેજ પેદા કરયું, પૃથ્વી ને પાણી;
સકળ પદારથ સરજિયાં, એવી વેદની વાણી. ઓ ભુલેલા૦ ૪
અદ્ભુત સંકેત કલ્પના, કૌશલપણું જેનું,
કોટી કવી ન કરી શકે, વડું વર્ણન તેનું. ઓ ભુલેલા૦ ૫
જ્ઞાન અપાર જણાવિયું, સુજીને જનની જાતી;
એક થકી અન્ય ઉપજે, ભલી દેખાય ભાતી. ઓ ભુલેલા૦ ૬
એક એક જાતીમાં જુવો, કોઈ ભકત છે એવો;
અંડજ કેરો અંડથી, પ્રાણી નીપજે કેવો. ઓ ભુલેલા. ૭
ચાંચ ચરણ પરપિંડના, રંગ દેખાય ન્યારા;
ચાલે તે ચેતન થઈ, ધન્ય જગ કરનારા. ઓ ભુલેલા૦ ૮

સ્થિરચર જાતીમાં ઘણી, અદ્દભુતતા ભાસે;
યથા યોગ્ય કરતા કરે, તેવું કોણે થાસે. એ ભુલેલા૦ ૯
રવિ શશિ જલધર સરજીયા, સહુને સુખ દેવા;
ભક્ષ્ય રચ્યાં જેણે ભુમિમાં, કરો તેની સેવા. એ ભુલેલા૦ ૧૦
રક્ષણ કરવા દેહનું, સક્તિ સહુને આપી;
દેવ દયાળ આકાશમાં, રહ્યો પુરણ વ્યાપી. એ ભુલેલા૦ ૧૧
કોટિક પાપ પ્રલય કરે, એવા નામનો નામી;
તે ઈશ્વરને ઓળખો, સચરાચર સ્વામી. એ ભુલેલા૦ ૧૨
સદચિદ આનંદનો નિધી, અજ ને અવિનાશી;
જન છોટમ શુદ્ધ ભાવથી, થાઓ તેના ઉપાસી. એ ભુલેલા૦ ૧૩

ચાબખા રાગ. કી. ૪

કીરતન ૧ લું.

ખલકમાં ખોટા ગુરૂ થઇ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે;
વેદ વિરૂદ્ધ વચન બહુ બોલે, દોષ થકી નવ ટરે;
કલ્પિત કર્મ કરાવે સહુને, અવગુણ અઢળક ભ . ખલકમાં૦ ૧
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદનો અર્થ ન જાણે, મત તાણીને મરે, ખલકમાં૦ ૨
ચોરી જારી જુઠ અનિતી, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં કયમ તરે. ખલકમાં૦ ૩
કર્ત્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરૂ ભજતાં, અર્થે કશો ના સરે. ખલકમાં૦ ૪

કીરતન ૨ જું.

ધરા પર ધર્મગુરૂ એવારે, કપટથી ફંદ રચે કેવા;
શારૂતી તણો સિદ્ધાંત ન ભાખે, વિષયકથા વાંચે;
જોર ભાવમાં મગ્ન થઇને, પાપકર્મ સાંચેરે. ધરાપર૦ ૧
મહારાજોમાં મુખ્ય મનાવા ઢુંગ કરે મોટ
મંત્ર તંત્ર મોહન વિદ્યાના ખેલ કરે ખોટારે. ધરાપર૦ ૨
કંઠી બાંધી કુકરમ પોતે તજવાં ના ભાખે;
પશુ સમા માનવને ધુતી, ફેટ ફાંદે નાંખેરે. ધરાપર૦ ૩
શેવકને શિક્ષાની નીતી, કોય નથી કહેતા;
નિંદાખોરા કરી નકારા, મુકે છે વહેતારે. ધરાપર૦ ૪
સધન સેવકી સારી જોઇને, કરમ કરે છાનું;
કહે છોટમ એવા ગુરૂઓથી, કાજ સરે કેનુંરે. ધરાપર૦ ૫

કીરતન ૩ જું.

પૃથ્વી પાખંડે ખાધીરે, સત્યની શોધ નથી લાધી;
મહા અભિમાન માને મનથી, માને હું મોટો;
પરપંચે પરધન હરવાનો, ખેલ કરે ખોટોરે. પૃથ્વી૦ ૧
ધર્મ બ્રાહ્મની વાત ન માને, ગુરૂ થઇને ગાજે;
ઓથે રહીને અનરથ કરતાં, લંપટ નવ લાજેરે. પૃથ્વી૦ ૨

પ્રભુનું નામ ધરીને કહે છે, હું ઇશ્વર આપે;
એક રોમ નિપજે નહિ એથી, દુઃખ કેહના કાપે. પૃથ્વી. ૩
વેદ શાસ્ત્રની વાત ન જાણે, કહે મોટા જ્ઞાની;
કહે છોટમ ઠગ ગુરૂથી થઇ છે, ધર્મ તણી હાનીરે, પૃથ્વી. ૪

કીરતન ૪ થું.

કહ્યા છે ગુરૂ કરવા કેવારે, તરે ને તારે છે તેવા. ટેક.
તુચ્છ કર્મનો ત્યાગ કરાવે. તેમાં નાહી કાચું;
મનો વિકાર મટાડે શિષને, તત્વ કહી સાચું, કહ્યા. ૧
પરબ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી, પ્રભુ સનમુખ વાળે. કહ્યા. ૨
સત્ય દયા ને શીલ નિરંતર, પ્રેમ થકી પાળો;
જમપુરમાં જાનારા જનને, તે પાછો વાળેરે, કહ્યા. ૩
વેદ શાસ્ત્રનું જ્ઞાન શિષ્યને, કહે ઘણું સારૂં:
કહે છોટમ એવા ગુરૂ કરતાં, કામ સરે સારૂંરે. કહ્યા. ૪

હાલારી રાગનાં કી. ૪

કીરતન ૧ લું.

એક ઘડી જો કોઇ, આખા દીવસમાંરે, કરશે શતસંગ જોને સારોજી;
ગુણનો નિધાન થઇ, તે નર ગાજશેરે, સાંભળશે શરજનહારો હો. એક. ૧
સતસંગ ન કરે તો સુઝ ન આવે રે; ને હ્રુદય નત્ર જાગેજી,
અનેક જનમનો જે ઊંઘેલ પ્રાણીયોરે, સંતના શબ્દ સુણી જાગે હો. એક. ૨
મોહ મદીરા કેરા પાનથી પાપીરે, જીવે ખરા પણ શબના જેવાજી;
અંધ અચેત તણી આંખ્ય ન ઉઘડેરે, આયુષ એળે ખોવે એવા હો. એક. ૩
ઉંઘ અહાર ભય મૈથુન ઇર્ષ્યારે, એતો સરખા છે નરને ખરમાંજી,
ઇશ્વરનું જ્ઞાન હોય સતસંગ કરતાંરે, અધીક વીચાર એછે નરમાં હો. એક. ૪
પુરણ પુણ્યવાળા, અંશ ઇસ્વરનારે, તેને સતસંગ કરવો સુઝે જી,
છોટમ શતગુરૂ શરણ ગ્રહીનેરે, પુરણ બ્રહ્મને તે બુઝે હો. એક. ૫

કીરતન ૨ જું.

બ્રહ્મ ઉપાસન તમે કરો મારા દેશીયોરે. અન્ય ઉપાસે અળગા પડશોજી;
અન્ય ઉપાસન કાંઈ કામ ન આવેરે, ચાકરના ચાકર થઈ રવડશો હો. બ્રહ્મ. ૧
સાગરમાં મળેલુ નીર, સાગરમાં ના મળેરે, સુરજને કીરણ સુકાશે જી;
નદમાં મળેલું કોઇ દીન નદીમાં જાશેરે, સાગરમાં પડ્યુ સાગર થાશે હો. બ્રહ્મ. ૨
ભુત ઉપાસે તેતો બ્રહ્મ ન પામેરે, દેવ ઉપાસે તેતો કલ્પ પામે જી;
બ્રહ્મ ઉપાસે તેતો બ્રહ્મને પામેરે, જન્મ મરણ દુખ વામે હો. બ્રહ્મ. ૩
ચાલે કુપંથે તે ગામ ન આવેરે, વાંકે પંથે તો કોઈ દીન આવેજી,
સુરલ પંથે તો ગામ સધજ આવેરે, સફળ શ્રમે તો સારૂં ફાવે હો. બ્રહ્મ. ૪
બ્રહ્મ ન જાણ્યું તેથી બંધન પામ્યોરે, ભુત દેવો શું મુક્ત કરશે જી;
સરશે કારજ જો જન સદગુરૂ શેવસેરે, બ્રહ્મ ભજવાથી ભવ તરશે હો. બ્રહ્મ. ૫
વેદને શાસ્ત્ર સઘળાં એવુજં ભાખે રે, મુનીજન સહુ એમ કહે છે જી;
છોટમ દેવના જે દેવ બીરાજે રે. તેતો અક્ષય સુખ લેછે હો. બ્રહ્મ. ૬

કીરતન ૩ જું.

નીસ્ચે નીશાનપર, મન રહે જેનુંરે, અવર ઠામે નહીં ભમતું જી;
જીવ અનેકનું જે જીવન ઓળખેરે; તેની સંગાથે રહે રમતું હો. નીસ્ચે. ૧.
નાવના થંભપર વાયસ બેઠોરે, ઉડે ખરો પણ આવે ઠામે;
એમ આનંદ કેશે અર્ણ દેખીરે, મન તણી વાસના વીરામે હો. નીસ્ચે. ૨
દાટેલું ધન જ્યારે, નજરેથી દેખેરે, વળતાતે ઠામ કયમ ભુલેજી;
દરીદ્રતા તો તેને, મનમાં ન આવેરે. પ્રેમ મગન થઈ ફુલેહો. નીસ્ચે. ૩
સદગુરુના શબ્દ સુણી, અનુભવ જાગેરે, તેથી સંતોષરે હોય સારો;
છોટમ્ શાણા નર, લક્ષ ન ચુકેરે, જેવો નાવિકને ધરૂનો તારો હો, નીસ્ચે. ૪

કીર્તન ૪ થું.

આરે જગતમાં કોઇ, હરિજન હોય તોરે, આવો અમૃત રસ પીવાજી;
અમૃત પીએ તેને; અનુભવ વાધેરે, ઘટમાં દેખાય ઘણા દીવા હો. આરે. ૧
કો કહે અમૃત, અર્ણવ માંહિ રહે છે રે, કો કહે ચંદ્રમા દ્રવે છે જી;
કો કહે કામિનીને, વદને વિરાજેરે, કોયક અહિમુખે રહે છે હો. આરે. ૨
કોય સ્વરગ માંહી અમૃત બતાવેરે, એમ અનેક તો વદે છે જી;
એતો અલપ મતિ, સમજે છે જાવણું રે, ખોટામાં સર્વે ખેલે છે હો. આરે ૩
સાગરમાં હોયતો એ, નવ થાય ખારોરે; સ્વર્ગ પામેલો ન પડે પાછો જી;
ચંદ્રમાં હોયતો એ ક્ષય નવ પામેરે, નારીનો નાથ ન મરે આછોહો. આરે. ૪
સર્પમાં હોયતો એ, વિષ નવ વ્યાપેરે, ચતુરો સહુ ચિત્તમાં વિચારે જી;
શબ્દ શાગરમાંહી, અમૃત સોધેરે, છતો પીવાનો છે આરો હો. આરે. ૫
સદગુરૂ શબ્દ સુધા, પિયો જન પ્યારારે, રોમ રોમમાં રંગ લાગે જી;
અંગે અંગે તે પ્રગટે, અખંડ ખુમારીરે, અજ્ઞાન ઉંઘમાંથી જાગે હો. આરે. ૬
પુરણ પુણ્ય જેને પુરનાંરે, સદગુરૂ મળે તેને આવી જી;
કોટિ કલ્યાણ ફળ, પામે પલકમાં રે, સાધુનો સાગર દે બતાવી હો. આરે. ૭
તે રસ પીતાંતો તનમન પાલટેરે, જીવ મટીને બ્રહ્મ થાયેજી.
ત્રણ ભુવનમાં તે જન તરેને તારેરે, છોટમ તેના જશ ગાયે હો. આરે. ૮

કરના ફકીરી કયા દલગીરી સદા મગનમે રેહેનાજી, એ રાગનાં કી ૪

કીરતન ૧ લું.

અસરણ સરણ, હરણ ભવ સંકટ દીનાનાથ દયાળા જી;
બહુલ શક્તિ બહુ, નામ નિરંજન, જગદીશ્વર જનપાળાજી. અસરણ ૧
સદાચીત આનંદ, રૂપ સનાતન, અજ અવ્યક્ત અનંતાજી;
સત્ય જ્ઞાન મય. દિવ્ય દેહ પ્રભુ, સર્વાધીશ મહંતાજી, અસરણ. ૨
તું અગાધ ગુણ, અલ્પમતી હું, વચને ન શકુ વરણીજી;
દ્રઢ થઇ ધ્યાન, ધારણા ન બને જોગ જુગતની કરણીજી. અસરણ.
ઉપમાં જેવું અન્ય ન દીસે, કહુ ઊપમાં હું કેવીજી;
જે વાણી તમને પ્રીય લાગે, બોલી ન શકુ તેવીજીઃ અસરણ. ૪
શું લેઇ સેવા, કરીયે દેવા, સહુ શરજેલ તમારૂ જી;
મેહેર કરીને, માની લેજો, અરપુ તન મન મારૂ જી. અસરણ. ૫
સેવક સરણે, આવ્યો જાણી, નાથ નભાવી લેજોજી;

જન છોટમ, પોતાનો જાણી, ધ્યાન પરમપદ દેજ્યોજી. અશરણ. ૬

કીરતન ૨ જું.

ચટપટ ચેત હેત કર હરિશું, મરણ ભમે છે માથેજી;
ધામ ધરા ધન, સુત, ધણીઆણી, સેવક નાવે સાથેજી. ચટપટ. ૧
હોય લાખ તે. રાખ બરાબર, તેમાં નહિ કાંઈ તારૂજી;
ધન સાંચ્યું પણ, ધર્મ ન સાંચ્યો, કાં જનમારો હારૂજી. ચટપટ. ૨
કુડાં કર્મ કરી કરી કોટી, દુર્મતી દમડી મારેજી,
પાપ પોટલા, પાસ લઈને; જાશો વસમી વાટેજી. ચટપટ. ૩
મોટાપણાનુ માન ભરાયું, માટે કાંઈ ન સુજેજી.
જમના કિંકર, જોશે ત્યારે, થરથર કાયા ધ્રુજેજી. ચટપટ. ૪
કર સતસંગ અંગ હોય નીર્મળ, રંગ રૂદેમાં લાગેજી;
કહે છોટમ ભગવંત ભજી લે, તો ભવનો ભય ભાગેજી. ચટપટ. ૫

કીરતન ૩ જું.

અલખ નામ ધુન લાગી ગગનમે, મગન ભયા મન મેરાજી;
આસન મારી, સુરત દંડ ધારિ દિયા અગમ ઘર ડેરાજી. અલખ. ૧
ઇગલા પીંગલા, દોનું છાંડકે, સુક્ષમણા મધ્યે ધારીજી;
તરવેણીમેં તાર મેલાઇ, અજપા નામ ઉચારીજી. અલખ. ૨
જંત્ર અનાહત, બાજે અહોનીશ, હોત નાદ ઝણકારજી;
ધન બીન અદભુત હોત ગર્જના, બરશે અમૃત ધારાજી. અલખ. ૩
કોટી કોટી રવિ સસીકી શોભા ઝગમગ જ્યોતી ઉજારજી;
જન છોટમ સદગુરૂ પરતાપે, દરસ્યા અલખ દેદારજી. અલખ. ૪

કીરતન ૪ થું.

બ્રહ્મ ભક્તિ તું કરને પ્રાણી, સફળ થાય મન વાણીજી;
આ સંસાર કાળની બાજી, તેને સ્થિર તે જાણીજી. બ્રહ્મ. ૧
કાંયા માયા જાણ્ય કારમી, જ્યમ ઝાકળનું પાણીજી;
ક્ષણભંગુર સહુ ખેલ ખલકનો, તું ઝટ લેને જાણીજી. બ્રહ્મ. ૨
જે બાયુ તે સરવ જવાનું, રંક રાય ને રાણીજી;
અવિનાશી પ્રભુ એક અખંડીત, ગુણાંતીત ગુણ ખાણીજી; બ્રહ્મ. ૩
સોહં શબ્દ વીચાર કરીલે, નિરાલંબ નીરવાણીજી;
કહે છોટમ ચિંતામણી પરખે, જો હોય બુદ્ધિ શાણીજી; બ્રહ્મ ૪

તેરે ઘટમે સરજનહાર ખોજમન કાયા નગરી. એ રાગનાં. કી. ૩

કીરતન ૧ લું.

જાકે શીરપર સરજનહાર વોહી નર કાયસે ડરે;
જેસા કેસરી કેરા કુમાર, અભય બન બનમે ફરે. ટેક.
બાલકકું વૈતાલ ડરાવે, જબલગ સમઝત નાહી;
બડા હુવા વો બીક ન માને મરમ લહે મન માંહી. સોહી. ૧
ડડાકુ બહુ ડર ભુયકા જબલગ પડદે પડીયા;
ગુરૂ ગમ જ્ઞાને પડદા ફુટયા, જઈ ગગન ઘર અડીયા. સોહી. ૨

લોક લાજ ડર બ્રહ્મ ભજનમેં, નાહાક નરક આવે;
સુરા પુરા કોયક વીરલા, ગુનપતી ગુણ ગાવે. સોહી. ૩
સ્વાંગ સતીકા જબહી પેહેરા, તનમન પતીકુ દીના;
છોટમ સદા રહી ગુલામે, ત્રીભુવનમે જસ લીના. સોહી. ૪

કીરતન ૨ જું.

તેરા સરજનહાર હજુર દેખો ગુરૂ જ્ઞાન ગ્રહી;
દુરભાગી રહેતહે દુર જાકુ ગુરૂ જ્ઞાન નહી. ટેક.
બ્રહ્મ આયુષ જાય પંથમે તોહુ ઠોર ન પાવે;
સો સદગુરૂ એક સહજ જ્ઞાનમે નીકટ નાથ દરશાવે. દેખો. ૧
આપ બળે તપ તીરથ સાધન જોગ જગન જપ કરહી;
બ્રહ્મ લોકમે જઇ ભોગવે, પીછા પુનર્ભન ફરહી. દેખો. ૨
ત્રજુકી ઓથે ગીરી અવરાયા કહત લોકમે બાની;
આપા ઓટ રહત મહારાજા સો ગુરૂ કહત નીશાની. દેખો. ૩
અંડપીંડકા પોખનહારા, ચિદઘન ચતુરસુજાના;
જન છોટમ શતગુરૂ પરતાપે, સો કરતા સત માના. દેખો. ૪

લાવણી કી. ૨—કીરતન ૧ લું.

પરમ તત્વ ના લહ્યા જીવ શબ બાત મોહમે વહ્યા;
એક અકળ ઓંકારહી જાંહી અક્ષર બીંદુ નહી તાં માંહી;
સુક્ષ્મ સ્થુલ નહી હે વાંહી ત્રીગુણ રહીત એ તત્વમસ પદ;
સોહી બેદમે કહ્યા. જીવ૦ ૧
ઇચ્છા ક્રીયા જ્ઞાન હે જેહી શકતી તીન પ્રણવકી એહી;
સ્થુલ સુક્ષ્મ ભઇ કારણ દેહી અસ્ત્ર મકાર માત્રા,
ત્રીગુન દેવ ભયા; જીવ૦ ૨
આકાર જાગૃત કર્ત્તા બ્રહ્મા વીષ્ણુ ઉકાર સ્વપ્ન કો કર્તા;
તીન લોકમે રહ્યા; જીવન૦ ૩
એસા તત્વ વીચારહી કરના નીજ કર્ત્તાકા ધ્યાનહી ધરના.
તાતે મીટે જન્મ અરૂ મરના જન છોટમ શરૂગુરૂ બતાયા;
મુલ શકલકા ગ્રહ્યા;

કીરતન ૨ જું;

અનહદ ડંકા દેખલો શુન્ય મંડલકી મઝા ટેક.
ધીમી ધીમી ધીમી ધીમી નોબત બાજે ધડડડ વેર ગગન ગાજે;
મેનોહર નાદ મનોહર રાજે પચરંગી પ્રસીદ્ધ ફરકે;
શત્ય નામ પર ધજા; દેખલો; ૧
વેણુ સ્વાજ શંખ શરણાઇ ઝાંઝ મૃદગ ભેરી સુખદાઇ;
ઓર રાગ કછુ કહી ન જાઈ એક શીતસે સુનલો પ્યારે;
ગગન રહત હે ગજા. દેખલો, ૨
બાદલ બીના બીજ ચમકાર બરશે મેઘ સુધારશ શારા;
કોટી કોટી સુરજ ઉજીઆરે એસી શોભા નીરખ નીરંતર;
ઓર તુચ્છ સબ તજા દેખલો. ૩

એ સુખ સુખરો, કહ્યા ન જાવે, દેખે શોઈ, પરમ પદ પાવે
જીવ શીવ એકહિ હો જાવે, જન છોટમ જંજાળ છાંડકે,
એસા સાધન સજ્જા. દેખલો. ૪

જો વિચારી જીવ તારી શીવલે થશે, એ રાગનાં કી૦ ૪

કીરતન ૧ લું,

જો ગુરૂનું જ્ઞાન તારા રૂદેમાં રહ્યું, ત્યારે તો અવિદ્યા મુળ કયમ નથી દહ્યું, ટેક.
મોહ દંભ દ્વેશ કલેશ જો નથી ટળ્યા, ત્યાં શું જણાય તને સદગુરૂ મળ્યા. જો. ૧
નવિન વાસનાજ તારી જો નથી જતી, ત્યારે તારી શાથી થશે સદગતી. જો. ૨
અર્ક ને અંધારૂ એક ઠામ ના મળે. થાય જ્ઞાન તો અનીતી વેગળી પળે. જો. ૩
મહામાન માટે સુણ ગ્રંથની કથા, જ્ઞાન ને વિરાગ વિના તે સહુ વૃથા. જો. ૪
નીતી પંથે ચાલતાંજ સત્ય ના મળે, છોટમ એવા સાધુનેજ શ્રી પ્રભુ મળે, જો. ૫

કીરતન ૨ જું.

કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી. ધર્મ ધારણ કર્તા પુંજી પાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન થાય આખરે ખરો, કરોધ છે ચંડાળ તે તો ના થયો પરો. કંઠી. ૧
શમખાય ધર્મના તું કંઠી કર ગ્રહી, આચરે અનીતીઓથી ધર્મ ને રહી, કંઠી. ૨
પંથનો તું વાદ કરે અન્ય શું વડે, તુતો તારૂ ભુલ્યો ભાન તેહ ના જડે, કંઠી. ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી, ભાલ તિલક તાણી બેઠો સાધુશો બણી, કંઠી. ૪
કપટ ધુર્ત્ત ભેખ કળી કાળમાં ઘણા, છોટમ જેવા ગુરૂ તેવા શિષ્ય તે તણા, કંઠી. ૫

કીરતન ૩ જું.

હામ ન હરીયે ભલાજી હામ ન હરીયે કષ્ટ પડે તે સમે પ્રભુ સંભારિયે. ટેક.
તારો દેહ જોને તારા હાથમાં નથી, તે વ્રથા તું શોચ કરી શું મરે મથી. હામ. ૧
પ્રગટ જેણે કર્યો તને તેજ પાળશે, તેનું રટણ રાખ્ય દુઃખ તેજ ટાળશે. હામ. ૨
બાળવે છે જનની જઠરા આપ બાળને, જગમાંહી ભક્ત એમ પ્રિય દયાળને, હામ. ૩
ધરી બ્રહ્મ ધ્યાન બ્રહ્મ આશરે રહ્યા, છોટમ એવા ભક્ત જગતમાં સુખી થયા. ૪

કીરતન ૪ થું.

હરી કરેતે હોય નિસ્ચે હરી કરે તે હોય નાથનું નિરમેલુ ના નિવારી શકે કોય. ટેક.
હરી વિના ન હાલે પાન અન્ય કો થકી પ્રકૃતિ પુરૂષ ઉભયઇશ આશરે નકી, હરી. ૧
ચોવી તત્વ મળી દેહ પ્રકૃતિના બન્યા, પુરૂષ જ્ઞાન રૂપ દેહમાંહિ ચેતના. હરી. ૨
જીવ કરે કર્મ તે વિચીત્ર જાતીનાં, આચરે આશાએ કામ ભાત્ય ભાત્યના. હરી. ૩
આપે ફળો ઇશ દેવ જો કૃપા કરે, વીન કૃપાએ જારમાં અંગારો કરી ભરે, હરી. ૪
નીપજવાનુ નીસ્ચે જીવ હાથમાં નથી. છોટમ સર્વ ગ્રંથ ઓળી જોયુ છે મથી હરી. ૫

સજ્જન સધળાએ કેફીનો સંગ ન કરવો, એ રાગનાં કી૦ ૫

કીરતન ૧ લું.

રંગરસીયા સાથે રમે શુમતિ શુદ્ધ નારી;
મંદમતી તે શુ જાણે બિચારી રે રંગ. ટેક.
એક પલક પતીને નવ ભુલે લે ત્રીકમ શું તાળી;
ઉરથી હરીને ન કરે અળગા, તેતો તારૂણી ટેકવાળી રે. રંગ ૧
સ્વામીને તે વાહાલી વનીતા, વનીતાને પ્રીય સ્વામી;
અરસ પરસ એક એક શું પુરણ, પ્રીતી અતીશે જામીરે, રંગ ૨

અજાણપણમાં એ સુખ ન લહે, ભામીની તેજ અભાગી;
પ્રાણપતી પાસે લહયો નહી, ઢીંગલાં પુજવાને લાગીરે. રંગ ૩
જડ જેવી થઈ જડમાં રમતી ન રમે સ્વામી સંગે;
દુખ દલદર તો ન ટળે તેના એવે એને ઢગેરે. રં. ૪
સદગુરૂજી જેને સમજાવી હાથ ઝલાવે હાથે;
છોટમ પાકી તેજ પ્રેમદા રમેછે નીજપતી સાથેરે, રંગ. ૫

કીરતન ૨ જુ.

કોઇ મન મેળાપી હોય તો મન કેરી કહીયે;
બેદલ જીવથું મૌન ગ્રહીને રહીયેરે. કોઇ ટેક.
મન મેળાપી મનથી ન મુકે તે કહીયે મન મેળુ;
ગુરૂનુ જ્ઞાન ટકે અંતરમાં, ભાવ ભરૂંસો દઢ જેવું રે. કોઈ. ૧
મરતા સુધી મનથી ન મુકે, તે કહીયે મન મેળુ;
હેતે પ્રીતે હળીમળી હરી રસમાં દુધને સાકર ભેળું રે. કોઇ. ૨
બેદલ જન તે હોય અદબળ્યા, સાંભળીને સઠ થાય;
મતલબ સુધી મળતા રહે પણ, અવગુણ ઉલટા ગાયરે. કોઈ. ૩
બે મરનું બોલે તે બેદલ ભાવે ભજે કેને,
મતલબ સુધી મળતા રહે પણ, અવગુણ ઉલટા ગાયરે. કોઈ. ૪
બે મરતું બોલે તે બેદલ, ભાવે ભજે કેને;
આપણું લેઇને કહે અન્યને; કુટીલપણું જેને. કોઇ. ૫
કાગતણા કુટુંબી હોય તે જનનાં ચાંદા જુવે;
ખરની આગળ ખાંડ ધરે પણ ટેવ ઓખરની ન ખુવેરે, કોઇ. ૬
પ્રથમ પ્રેમ પરીક્ષા લઇને હરીનું હારદ કહીયે;
છોટમ કલ્પવૃક્ષને કાપી બાવળ બાળવા ન જઇએરે, કોઇ. ૭

કીરતન ૩ જુ.

શું શોધે અંતર જોને ઉઘાડી, તને શુ સમજાવે દાડી૦ ટેક.
ગુરૂગમ કુંચી કરમાં લેઇને ઉઘેડ અજ્ઞાન તાળું.
આજ્ઞાચક્રની ઉપર જોતાં ત્યાં થાશે અજવાળુંરે, શું સોધે. ૧
નિર્મળ નુર નીરંતર વરસે મહા મનોહર મોતી;
અનહદ અહોનીશ બાજે જળહળ દરસે જ્યોતીરે, શું શોધે. ૨
ઓહંકાર ધુનિ ઉઠે સહજે ચિદાનંદ નીધીમાંથી;
સોહંકારા કરે રગ રગમાં ગુરૂગીના એ ગમ કયાંથીરે. શું સોધે. ૩
તે પ્રકાશથી તુજને જડશે સુંદર સ્વરૂપ તારૂં;
છોટમ તેનો કર્તા જાણે તો ઉપજે સુખ સારૂંરે. શું સોધે. ૪

કીરતન ૪ થું

કોઈ પ્રેમ સ્નેહી, અમીરસ ભોગી;
બીજા શું જાણે વીમુખ, વીતગીરે. કોઈ ટેક.
પ્રેમ પંથ અદભુત અજરાલય મહા મુક્ત જન મહા
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાલેરે. કોઈ. ૧
રોમ રોમ આનંદ ઉજાગર, હરી શું તાર ન તુટે;
મહારસ માંહિ મગ્ન રહેતો, ત્રીવીધ કર્મ ગ્રંથ છુટે. કોઈ.

જપ તપ જોગ કરે કોઈ તેને એવો લક્ષ્ય જો આવે;
ત્રણ લોક સુખ ત્રણવત દેખે, અવર ઉપાસના ન ભાવે. કોઈ. ૩
એવા જનના ઉરનો આશય, એવો હોય તે જાણે;
સુક નારદ ને શંકર સરખા અહોનીશ એ સુખ માણે કોઈ. ૪
અખિલ લોક કર્તા પ્રભુજીને પ્રેમ પુષ્પથી પુજે.
જન છોટમ તેના ઘટ માંહે ભુવન ચતુર્દશ સુજેરે. કોઈ. ૫

કીરતન ૫ મું.

આ જોને બેની પ્રાણપતી રમે પાસે તેને સાધી લે સાસ ઉસાસે. ટેક.
સહુના સામો છે શામળીયો જો ગુરૂ દ્રષ્ટે જુવે,
તેહ તજીને અવર ભરોંસે શા સારૂ અવસર ખુવેરે આ જોને. ૧
કુર તજીને ગ્રહે કુશકા તેણે કાજ ન થાય;
ચેતન છોડી જડને ભજતાં જન્મ મરણ નહિ જાયરે. આ જોને. ૨
માખણ મુકી તક ગ્રહે તે છેજ શાનો ડાયો;
પ્રભુ તજીને પ્રપંચ પુજે તે જન જાય વહાયોરે. આ જોને. ૩
અંતરજામી આનંદ સિંધુ ભજીયે પુરણ ભાવે;
જન છોટમ મનુષ તનુ જેવો, ફરી ફરી નહિ આવે. આ જોને. ૪

ખમાયચી રાગનાં કી૦ ૨

કીરતન ૧ લું.

મુરખ માનવીરે તું તો મસ્ત થઈ શું માણે. મુરખ ટેક.
મસ્ત થયો પણ અસ્ત થવાનો માથે મરણ ભમે છે,
મીન જાળમાં જેમ મળીને રંગ વિલાસ રમે છે. મુરખ. ૧
ધામ દામ ને કામતણું સુખ સ્થીર છે એવું માને;
ફરતે હરતે કરે અનીતી ગર્વે ન ગણે કાને. મુરખ. ૨
પરને સુખીયો દેખી તું શઠ અંતર ઈર્ષા આણે;
તે પાપે તુજને જમકિંકર વેતરણીમાં તાણે. મુરખ. ૩
ઊંચો થઇને આપ વખાણે બહુ નિંદે બીજાને;
માતો સાંઢ સર્વને મારે એમ ભાસે છે જ્ઞાને. મુરખ. ૪
સજ્જન સાથે વેર કરેને શઠની સાથે સંપે;
જુઠય અનીતી તેવી જોઈ ને કોઈ દીન ધરતી કંપે. મુરખ. ૫
અહુન ઘણું અભિમાન કરે ને વાંકી ચાલે ચાલે;
ચોરે ચકલે કરે ચાડિયો. કોયનાં ઘર ઘાલે. મુરખ. ૬
સારી કથા સાંભળે કોઈ દિન અંતરમાં ન ઉતારે;
દિલમાંથી નવ તજે દુષ્ટતા ઘણાં ગપોડાં મારે. મુરખ. ૭
પરના દોષ જુએ બહુ પાપી દયા દિલપર નાવે;
પાપે પૈસો રળે ખરાપણ ભલુ પુણ્ય ના ભાવે. મુરખ. ૮
પાખંડીને પંથે પેશી ટીલાં મોટાં તાણે;
કુકરમ કરતા ઈશ્વરનો ડર પોતે નવ આણે. મુરખ. ૯
દિન દયાળે દયા કરીને દેહ તેને જો દીધો;
સારાં સુકૃત સાધીને કાંઇ ઉતમ લાવ ન લીધો. મુરખ. ૧૦

શમણાગત સુખ સમી જશે તે રેસે સઘળાં રોતાં;
પલક માત્રમાં કાળ પકડશે જન સર્વેના જોતાં, મુરખ. ૧૧
આ શીખામણ ઉરમાં આણિ ભકત વચ્છલને ભજીયે;
કહે છોટમ અવગુણ હોય એવા તુચ્છ કરીને તજીએ. મુરખ. ૧૨

કીરતન ૨ જું.

ભુલ્યો ભુલ્યો રે ભ્રાંતીમાં જીવ અભાગીયારે,
ફોગટ જન્મ ગમાવ્યો ફરી ફરી કરી કુકરમ કોટી ભુલ્યો. ૧
મુદગર જમના ખાતો મરિ મરિ જરિ જરિ જોયુ ન જાગી;
ડરી ડરિ દેવ થકી ન ચાલ્યો તુચ્છ ટેવ ના ત્યાગી. ભુલ્યો. ૨
હેત કરીને ન ભજ્યો હરિ હરિ નરિ નરિ કરિ પરનિંદા;
જેથી જન્મ જાય તું તરિ તરિ તે પ્રભુને નર વંધા. ભુલ્યો. ૩
ચરિ ચરિ કાળ જાય છે ચટપટ ખટ પટ રૂપી હાથે;
ઝટ ઝટ જાણ્ય જાય છે અવસર સમજીલે મન સાથે. ભુલ્યો. ૫
ભાત્ય ભાત્યના પંથ ભમાવે વેમ તણી કહી વાતો;
ખરા બ્રહ્મની ખોળ્ય ન કીધી ધાયો ધક્કા ખાતો. ભુલ્યો. ૫
જેણે જગત કરયુ છે આવું તેને લેને જાણી;
જન છોટમ તેના જશ ગાજે ન કથીશ બીજી વાણી. ભુલ્યો. ૬

આલ વેહેલી અલબેલી પ્યારી રાધે એ રાગનાં કી. ૨

કીરતન ૧ લું,

બ્રહ્મ નામ મુખે એક લે ઉચારી જાણ્ય મન મંત્ર એજ મોક્ષકારી;
જડને ચેતન કરે પુરાતન પુરાતન પાપ હરે ભજે ભવસિંધુ તરે એ પ્રતાપ;
ભારી ભારી કે લે ઉગારી, ટેક
શંકર શેષ એ ઉપદેશ રૂદે રાખે; પ્રેમે નામ સદા સદા તેતો ચાખે;
વદન વડે વાર વાર ભલું ભાખે પુરણ પેમ ધરે નેમ જુસે કેમ,
તજી વેમ જપે જેમ કુશળ ખેમ તરે નેમ, સાધે એમ એવા ધન્ય દેહ;
ધારી ધારી કે લે ઉચારી. બ્રહ્મ. ૧
નામ બળે હરે જુઓ ઝેર પીધું, પ્રલ્હાદે સ્મરયુ ત્યારે નૃસિંહરૂપ લીધું;
નામ જપે ધ્રુવને અચળ ધામ દીધુ, વળી અપાર નામ આરાધ પામ્યા,
પાર અતિ ઉદાર સરજનહાર, છે દાતાર હરે વિકાર, તારિ સંસાર;
ગયા કોટિ નરને નારી કે લે ઉચારી. બ્રહ્મ. ૨
ગુણાતીલ ગુણાસીધ બ્રહ્મ કહેછે, તે તેનું બોધકરૂપ પ્રવણ નામ લેછે;
વેદ એવી એક વાત તો વદે છે, વિના નામ ન સરે કામ દક્ષિણ વામ;
સર્વ ઠામ પુર્ણ ધામ તે સુકામ મળે રામ પોચે હામ જ્યારે સુઝ;
હોય સારી સારી. કે લે ઉચારી. બ્રહ્મ. ૩
જડને ચેતન ઉભય નામને આધારે, અક્ષર વડે નામ સર્વેને શિર ધારે,
પરાએ પેખે પછી વઈખરી ઉચારેરે એમ સદાય વાણી વદાય ચાલ્યુ જાય;
વેદ ગાય જપ જગાય કારજ થાય હોય સહાય અખિલ રાય માટે,
કુપટ તેથી ભારી ભારી, કે લે ઉચારી. બ્રહ્મ. ૪

સકલ સૃષ્ટિ કેરૂ કારણુ નામ જાણ્યો, દેવી દેવ માંહિ દૈવત એ પ્રમાણ્યો;
નામ નામી સહિત અંતર લક્ષ્ય આણ્યો, એક વાર, કરે ઉચાર ફળ
અપાર વાગે તાર, માયા પાર સોહંકાર, સુખ અપાર, છોટમ સમજ
સાર પાપ તાપ હારી હારી કે લે ઉચારી. સકલ, ૫

કીરતન ૨ જુું.

સ્વપ્ન તુલ્ય છે સંસાર જોને જાગી, સુકય મોહ ભક્તિ બ્રહ્મની લે માગી;
ટળે દુખ સર્વે તારાં ફળે નિજ કર્મ સારાં, ન કરીશ આથ નઠારાં તુચ્છ,
ટેક ત્યાગી ત્યાગી કે જોને જાગી જાગી. ટેક.
ચેત ઝટપટ ઝટપ લેને જ્ઞાન ઝાલી; એળમાં ખરાબ થાય ખાલી;
જ્ઞાન નેત્રે પુર્ણબ્રહ્મ લે નિહાળી, શખ્ય હામ, લે વિષ્ણુ નામ આઠે
જામ, સારે કામ ખરચ દામ, મન વિરામ; બ્રહ્મ ધામ ઠીક ઠામ. પામી;
પ્રાણી તે કહેવાય, પરમ ભાગી ભાગી કે જોને જાગી જાગી. સ્વપ્ન. ૧
મરે તેને મારૂં માની કાં રડે છે, ગળે કાળ તેની ભાળ કયાં જડે છે;
અંતે પિંડ પલક એકમાં પડે છે, શ્વાસ જાય, નમે સમાય, વપુ વેરાય,
અરૂપ થાય, કરિ વિદાય, સર્વે ન્હાય રોતા જાય, થાય સંહાય, તેને
કેમ સંગે લાગી લાગી કે જોને જાગી જાગી. સ્વપ્ન. ૨
કલુષ આચર્યું આ લોકમાં તે આવી, ખોટા ભોગને વીલાસ વાત ફાવી,
ભક્તિ જગત તાતની તને ન ભાવી, કુડા સંગ. કેરો રંગ સડયા અંગ,
અમુલ્ય નંગ, બન્યુ ભંગ, ધીન ઢંગ, ધર્મ ભંગ જ્ઞાન ગંગ તજી;
કર્મ નાશા રાગી કે જોને જાગી જાગી. સ્વપ્ન. ૩
કહ્યું માન, ધરજે કાન, ધીરજ ધારી, હાથે બાજી છતો જાય રખે હારી;
સતસંગ, કરી જન્મ લે સુધારી, સુકય માંન, સમજ સાંન, શુરૂ જ્ઞાન,
સુધાપાન, પુણ્ય દાન શોચ સ્નાન, ધર્મ ધ્યાન, એ વિધાન વેદ;
નીતિ રીતિ સમજને સોહાગી હાગી કે જોને જાગી જાગી. સ્વપ્ન. ૪
કરિ વિવેક દેવ એક લે ઉપાસી, અનંત શક્તિવંત પરમ છે પ્રકાશી,
જેના નામથી વિકાર જાય નાશી, એ વિચાર વારંવાર, અંતરધાર,
પડે પાર નરને નાર, ઠરે ઠાર, મોહ માર હામ ન હાર;
છોટમ કહે મહંત બ્રહ્મ ત્યાગ ત્યાગી કે જોને જાગી જાગી. સ્વપ્ન. ૫

રાગ ગોડી—કીરતન ૧ લું,

બ્રહ્મા વિષ્ણું દેવ મહેશ્વર, માયા કે ગુન કહાવે;
દેહ ધારી દુનિયામે આવત, શો નિજ ધામ મેં જાવે. સંતોભાઈ૦ ૧
તેત્રીશ કોટી દેવ સ્વર્ગમે, કાસ્યપ । પરિવારા,
મનુકે પુત્ર ભયે સો માનવ; ચારૂ વર્ગ વિસ્તારા. સંતોભાઈ૦ ૨
દેવ પુજ્ય માનવ જાતીકુ, ઇશ દીયા અધિકારા;
જો કર્ત્તાકી ભકિત ન જાને, સો બુડે સંસારા. સંતોભાઈ૦ ૩
વેદ પુરાન ગ્રંથ સબ ગાવે, મુનિ કહે સંત પોકારી;
કહે છોટમ ભગવંત ભજનસે, મુક્ત હોય નર નારિ. સંતોભાઈ૦ ૪

---

# ભાગ ૬ ઠો.

શેઠ સગાળશા સાધુને સેવે. એ રાગનું કી૦ ૧

## કીરતન ૧ લું.

સચ્ચિદ રૂપ સનાતન ઇશ્વર, કર્ત્તાર સર્વનો એક;
સ્થાવર જંગમ જગત રચ્યું છે, ધન એ વિભુનો વિવેક,
અતિ અદભુત ચતુરાઇરે, શકે કોન એને ગાઇરે. ૧
અચરજ મોટું સાંખ્યની આંખ્યે, ડોળા આઠ હજાર;
સુક્ષ્મ દર્શન યંત્રમા જોઇને, કોઇએ કર્યા નીરધાર;
અંગુરાની આંખ્યમાં જાણ્યરે, પચીશ હજાર પ્રમાણ્યારે. ૨
કાબળા કેરી કાયામાંથી, કજ કીટ થઇ જાય;
તેરે કીટમાંથી પાંખો વાળી, પોપટ ગરગટ થાય;
જુવો એ રચના કેવીરે, સહજ કેમ નિપજે એવીરે. ૩
લકડખોદને લાકડા માંહિ, અહાર કર્યો અવિનાશ,
તેરે લેવાને ચાંચમાં તેવી, રચના કરી પ્રકાશ;
હાથીને હાથી સારીરે, કરી સુંઢ આનંદકારીરે. ૪
મધની માંખ્યના રક્ષણ માટે, કાંટા કર્યા કર્તાર,
પશુ પખી કોઇ પાસ ન આવે તે, સમજીને સરજનહાર;
ભક્ષણ ને રક્ષણ કાજેરે, યથા યોગ્ય કીધું રાજેરે. ૫
ટોળી મચ્છ એક સાગર માંહે, નાકથી મારે નિશાન;
બંદુકની પેરે પાણી ઉડાડે તે, સામાના લે પ્રાણ;
ચતતકારી જુવોને એનીરે, કહો એ કરેલી કેનીરે. ૬
વિદ્યુત નામ માછલામાથી, વિદ્યુત પ્રગટ થાય,
એને અંગે જે કોય અડકે તે, તતક્ષણ મારી જાય;
ખેલ એ કોનો કરેલો રે. મચ્છમાંહી અગ્ની ભરેલો રે. ૭
નાસ્તિક મતના લોકો નઠારા, કહે સહુ સહેજે થાય;
અદભુત રચના ઇશ્વર કેરી, તે નવ જોવે જરાય,
અધમ અપરાધી પ્રાણીરે, પ્રભુની જુગતી ન જાણીરે. ૮
માણસ દેહ સર્વથી મોટો, તે માંહી રચના અપાર,
કર્તા વિના એ કયમ હોય સહેજે, તે નથી જોતા ગમાર;
મુરખ જે પ્રભુને ન માનેરે, ચાલે અવળા અજ્ઞાનેરે. ૯
જગત ચરાચર જેણે રચ્યું છે, તે સમરથ કરતાર;
ફોટમ તેને ભાવે ભજતાં, મનના મટશે વિકાર,
પાપ સહુ પ્રલે જાશેરે, સદા સુખ તેને થાસેરે. ૧૦

રસીક કી. ૪—કીરતન ૧ લું.

પ્રેમી આવોરે પ્રેમ સુધારસ પીવા. ટેક.
અગાધ જળમાં મોતી માટે, જયમ પડે છે મરજીવા;
જાગ્રત જયોતિ પ્રગટ પ્રભુ, દરસે રોમ રોમના દીવા. પ્રેમી.
અંતરજામી સહુમાં વ્યાપક, અંતરમાં ઓળખાસે;
જડતા જાળ જન્મની જાસે, પાતક પ્રલે થાસે. પ્રેમી. ૨
બાહ્યાદિક જે દોષ હોય તે, ભકિત ભાવથી ભાગે;

ઇશ્વરની રચના દેખીને ઉગ્ર જ્ઞાન ગુણ જાગે. પ્રેમી. ૩
જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઈ પ્રભુ ન રીઝે, પ્રેમ લક્ષણા જેવા. પ્રેમી. ૪
સહુ શંગાર સુંદરી પહેરે, ક્રોધ કુલક્ષણ જેને;
સાચાસ્નેહ વિના કો કાળે, કંથ નહિ વશ તેને. પ્રેમી. ૫
અંતર લક્ષ પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભુલે;
કહે છોટમ તે સાચી વનિતા, સ્વામી સંગે ઝુલે. પ્રેમી. ૬

કીરતન ૨ જુ.

રસિકા હોય તેરે, રસની રીતો જાણે. ટેક.
વણ જાણે તે ફરે ઉદાસી, દેહ દમી મત તાણે;
મનની સાથે મથતા રાખી કોયક ઠરે ઠેકાણે. રસિયા. ૧
રસિક શીરોમણી જગનો નાયક, પ્રેમરસે બહુ રીઝે;
આનંદ મગ્ન અહોનિશ રમતા, ભક્તિ ભાવથી ભીંજે. રસિયા. ૨
અક્ષર ઘરથી વેગે આવે, આનંદ અરણવ લહેરી;
રોમ રોમને કરે ઉજાગર ચડે ખુમારી ઝેરી. રસિયા. ૩
અણમેળુ મન રહે મળીને, જો ગુરૂ લક્ષય લાગે;
આ ભવમાંહી નહી શુખ એવું, એને સોભે ભાસે. રસિયા. ૪
આનંદ રૂપ તે પરબ્રહ્મનુ, એમ વેદમાં કહે છે;
તે આનંદ ચરાચર માંહે, અગમ અગોચર રહે છે. રસિયા. ૫
સોક દુખ જડ રૂપે માયા, આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરૂ ચરણ ઉપાસી. રસિયા. ૬

કીરતન ૩ જું.

સદગુરૂ મળિયારે, તેનું કારજ સરિયું;
આત્મ તત્વ ઓળખાયું, તે બોધને ચિત ઠરિયુ;
પિંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ત્યાં જઇને ઘર કરીયું. સદગુરૂ. ૧
લક્ષણવંતા લક્ષયે પુરા, તે ગુરૂ પાર ઉતારે;
લક્ષયવિનાને લક્ષણ હોય તો જનનું કામ ન સારે. સદગુરૂ. ૨
લક્ષય રૂપિયાં લોચન નહીં તે, ગુરૂનો કરેજે સહાય;
અંધે અંધે રહે અથડાતા, બંને ગોથાં ખાય. સદગુરૂ. ૩
જીવવિના જયમ દેહ વૃથા ત્યમ, લક્ષ્ય વિના ગુરૂ એવા;
વંઝા ગાય દુધ નવ આપે. તે કરવાની સેવા. સદગુરૂ. ૪
વંઢળને વનિતાયો વરિયો, સંતતિ સુખ નહિ કાને;
જગત ભગત કહી માને તેતો, પરમેશ્વરને બાને. સદગુરૂ. ૫
તે માટે સાચા ગુરૂ સેવો, આત્મ લક્ષય જે આપે;
કોટિ જન્મનુ બંધન તેતો, પલક એકમાં કાપે. સદગુરૂ. ૬
દુર્લભ વસ્તુ તણા જે દાતા, તે ગુરૂ ભજીયે ભાવે;
જન છોટમ માણસ તન જેવો, ફેરી ફરી નહિ આવે. સદગુરૂ. ૭

કીરતન ૪ થું.

સંશય સમિયારે પામ્યો જ્યારે પ્રભુ પદને. ટેક.

સદ્ગુરૂ સમરથ પર ઉપકારી, સાન કરી સમજાવ્યું;
અજાણપણામાં દૂર દેખાતું, તે પાસે પરખાવ્યું. સંશય. ૧
સર્વ પદારથ જડછે તેથી, ચેતન ભિન્ન કહાવે;
આઠે આવરણ રહિત અગમ ઘર; પુરા ગુરૂથી પાવે. સંશય. ૨
જનક સનક શિવ સેષ સમાજન જેનો જાપ જપે છે;
કોટિ અંડ ઉપજેલાં અંતે તેમાં જાઈ શમેછે, સંશય. ૩
પોતાને કંઠે મણિ પોતે, ભુલીને જયમ સોધે;
જાણ્યું ત્યારે થયું જથારથ. સદ્ગુરૂ કેરે બોધે. સંશય. ૪
ભુપ સ્વપ્નમાં થયો ભિખારી, ઘરઘર હીંડે ભમતો;
જાગ્યો ત્યારે ગઈ આપદા, નિજાનંદમાં રમતો. સંશય. ૫
ઈશ્વરને જાણે સુખ એવું, બંધન સઘળું જાય;
જન છોટમ સદ્ગુરૂ કરૂણાએ, જો સુધું સમજાય. સંશય. ૬

જીભલડીરે તને હરિગુણ ગાતાં આવડું આળસ કયાંથીરે.
એ રાગ તથા કેદારા રાગનાં કી. ૮

કીરતન ૧ લું,

લોચન તું લે ભવમોચન પ્રભુને, ભાવથકી જોને ભાળીરે;
દુર્જનનાં મુખ છે દુઃખદાયક, તેને તું મુકયને ટાળીરે. લોચન. ૧
ઇંદુ અર્કને પાવન વિદ્યુત, જેને પ્રકાસે પ્રકાસ્યમાં રે;
તેજ પ્રકાશવડે વળી તુજને, ભલા પદારથ ભાસ્યા રે. લોચન. ૨
જતન કરી તમને જેણે સરજ્યા, અદ્ભુત શકતી એની રે,
ઉત્તમ દ્રષ્ટે વિચારીને સોધ કરી નહિ તેનીરે. લોચન. ૩
પાંપિણયો ઢરિયો પ્રભુજીએ તે થકી રક્ષણ તારૂં રે;
એ ઉપકારીને જો નવ જોયો, સાધન શું સજ્યું સારૂંરે. લોચન. ૪
પ્રેમનાં આંસુએ જો નવ પલળ્યાં, હરિજન જોઈ નવ હરખ્યારે;
સ્વારથ સારૂ રાંક થઈ રોયો, નિહિત કારજ નિરખ્યાંરે. લોચન. ૫
પરમારથનો પંથ જોયો, પાપ જોઇ થયાં પાપી રે;
એ લોચનને ઉપમા કવિયે, મોર પિંછની આપી રે. લોચન. ૬
નીતિ મારગ જોઈ ચાલવા, ભલિ ભલિ વિદ્યા ભણવારે;
સરજનહારે તમને સરજ્યાં ગુણ ઇશ્વરના ગણવારે. લોચન. ૭
આનંદ સાગર બ્રહ્મ ઓળખે, એ ઉપદેશ અમારો રે;
કહે છોટમ માનીલ્યો નિશ્ચય, સફળ થાય જનમારો રે. લોચન. ૮

કીરતન ૨ જું.

હે રસના જસ ગાને હરીના, સફળ કરી લેને વાણી રે;
વિદ્યા વીનય વીવેક વીચારી, વીશ્વંભર લે વખાણીરે. હે રસના. ૧
અમથા શું અપશબ્દ ઉચ્ચારે, લખી સઘળી લવરી રે;
સેવકની પરનીંદા કરતાં, તું નથી રહેતી નવરી રે. હે રસના. ૨
જુઠા જનને સંગે જઇને, કુડી કથની કાઢેરે;
પરના છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વરાઢેરે. હે રસના. ૩
સારો મારગ સત્ય ધર્મનો, આડું બોધી ઉછેદે રે;

તે રસના તરવાર તુલ્ય છે, કીર્તી વચને ભેદ રે. હે રસના. ૪
પાપ તાપ સંતાપ સમાવે, તન મન સીતળ કરતીરે;
ધન્ય જીભ તો કહિયે જેની, વાણી વિમળ ઉચરતીરે. હે રસના. ૫
દિન દયાનિધિ પ્રભુ કેરા, જે જીભ્યા ગુણ ગાશેરે;
કહે છોટમ ફળ કોટિક તેનાં, પ્રીતયે પાવન થાશે રે. હે રસના. ૬

કીરતન ૩ જું.

હે કર કર્મ ઘણુ સરવે, તુજને સરજ્યું કરવાનું;
એવાં ઉત્તમ કર્મ આચરે, તેથી થશે ભવ તરવાનું. હે કર. ૧
સર્વ અંગ સાચવવા તારે, ઉદ્યમે ઉદર ભરવાનું;
સેવાથી સૃજનાર રીઝવે, ફરી ન પડે ભવ ફરવાનું. હે કર. ૨
પ્રીતિવડે પરમારથ કરે જે, અંતે એજ ઉગરવાનું;
પાણી તરશ્યા જનને પાજે, દેજે ચર્વણ ચરવાનું. હે કર. ૩
દીન દેખીને દાન આપજે, ખરૂં પુણ્ય નહિ ખરવાનું;
કહે છોટમ બહુ પુણ્ય કરે તો, ઠામ મળે શુભ ઠરવાનું. હે કર. ૪

કીરતન ૪ થું.

કાન કથામૃત પાન કરી લે, અર્થ વિચારી એનો રે;
જે જે શબ્દ આવે તુજ માંહી, તોલ કરી એને તેનોરે. કાન. ૧
વેદ તણુ શ્રુતિ નામ વદે છે, તેજ નામ છે તારૂંરે;
શ્રી પ્રભુના ગુણ ગ્રામ સાંભળી, જો તુને લાગે સારૂંરે. કાન. ૨
આતમહિત નવ હોયે જેમાં, તેવી તજવી વાણીરે;
શું થયું મેઘ ઘણેરો ગરજે, પામીયે નહી કાંઈ પાણીરે. કાન. ૩
ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમ ગુણ બહુ આવેરે;
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત ભાવેરે. કાન. ૪
કથા સુણતાં કરતા કેરી, પાપ પુંજ સહુ નાસે રે;
કહે છોટમ સુવિવેક કરે તો, બ્રહ્મ સર્વદા ભાસેરે. કાન. ૫

કીરતન ૫ મું.

પ્રભુનો મારગ સહુથી સહેલો, એક અટપટુ એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોત પ્રકાશી જેમાં રે. પ્રભુનો. ૧
ધનુર વેદીની જેવી ધારણા, અધરી જાણો એમાંરે;
હેઠે તાકે ઉપર વેંધે, ખરી ચાતુરી તેમાંરે. પ્રભુનો. ૨
ભુમી ઉપર તો ભુધર ચાલે, એમાં વિઘ્ન અનંતરે;
બ્રહ્મ પંથ તો છે ખેચરનો, ચાલી શકે કોઈ સંતરે. પ્રભુનો. ૩
અનુભવ આંખ સુરતની સીડી, સદગુરૂ હોય સહાયરે;
કહે છોટમ જો સાધક સાચો, બ્રહ્મ ધામમાં જાય રે. પ્રભુનો. ૪

કીરતન ૬ ઠું.

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓળખાણ નહી એનેરે;
ઓળખાણ તો ત્યારે થાયે, ઓલખાણ જડે જેનેરે. જીવ. ૧
અક્ષર ખાણ પ્રણવ છે નરમાં, તેથી ઉપજે વાણીરે;
અવિરલધાર પાર નહી પોખે, તેની વાત અજાણીરે. જીવ. ૨

પશુ પંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચારરે;
બાવન અક્ષર બોલી જાણું, એ નરનો અગ્રતા રે. જીવ. ૩
સ્થાવર જંગમ જંતુ જાતિ, સરજે સારા મહેશરે;
માનવ મુરતી મોટી જાણી, બુદ્ધિ આપી બેશરે. જીવ. ૪
અંતર જામીને આધારે, જીવે છે સહુ જંતરે;
વિશ્વમાંહી વ્યાપક તે ઇશ્વર, સત્ય જ્ઞાન અનંતરે. જીવ. ૫
સર્વ વસ્તુમાં પુરણ રહ્યો તે પુરણ બ્રહ્મ કહેવાયરે;
જન છોટમ તેને જે જાણે, આવાગમન ન થાયરે. જીવ. ૬

કીરતન ૭ મું.

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાંઈ ન ઉપજે જીવેરે,
સર્વ સદા જળ પોખે સોખે, તે નવ થાયે દિવેરે. જે ઉપજે, ૧
પ્રભુએ સરજ્યાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણીરે;
ચાર ખાણ જીવોની જાતી, કહો તે કયાંથી આણીરે. જે ઉપજે. ૨
હરીનાં કરેલાં હાલે ચાલે, એકના હોય અનેકરે;
જીવ કરેલાં જડરૂપ સઘળાં, રહે છે એકનાં એકરે. જે ઉપજે. ૩
કોઈ મનુષ બહુ બુદ્ધિ બાળથી, કહે હું હરિ અવતારરે;
આ અવનીનું એક પદારથ, તેણે ન થાય લગારરે; જે ઉપજે. ૪
જ્ઞાન બતાવવા ગુરૂઓ સંજ્યા, તે ધણી થઈ બેઠારે;
કહે છોટમ આ કળિજુગ માંહે, એવા ઠગ બહુ દીઠારે. જે ઉપજે. ૫

કીરતન ૮ મું.

આંખ ઉઘાડી એને ન નિરખે, મન મળવાને ઈછેરે. સામળિયો. ૧
ગંગા જમનાં સરસ્વતિ વસે છે, તરવેણીની તીરરે;
ત્યાં રહી મોહન વેણું વજાડે, હલધરજીનો વીરરે. સામળિયો. ૨
ભાત્ય ભાત્યના ખેલ કરે છે, જમનાંજીને આરેરે;
આહીરને આનંદ પમાડે, ગિરિધારી ગઉ ચારેરે. સામળિયો. ૩
વ્રજ વનીતા સંગ કેલી કરે છે, મહિ માખણ લે માગીરે;
એવા પ્રભુને જે જન પ્રીછે, તે પ્રાણી બડભાગીરે, સામળિયો. ૪
બ્રહ્મા જેનુ રૂપ વખાણે, શંકર ધારે ધ્યાનેરે;
કહે છોટમ એ કૃષ્ણ ઓળખો, સદગુરૂ કેરી શાનેરે. સામળિયો. ૫

આજ સખી શ્રી વ્રદાવનમાં, એ કાલેરા રાગનાં કી. ૨

કીરતન ૧ લું.

આજ અનોપમ જ્ઞાન ઉપનુ, ભલી ભલી રચના ભાળી;
અદભુત ખેલ અખીલ કરતાનો; મેં નજરે જોયો ન્યાળી. આજ. ૧
ઉંચું જોઉ તો અવની જેવા, અગણિત અધર ફરે ગોળા;
કોયક તાતા કોયક શીળા, ભેદ ન જાણે જન ભોળા. આજ. ૨
ભુતળ ઉપર ભાતિ ભાતિની, અગણીત જીવ તણી જાતી;
નર નારીના રૂપ અવ નવાં, નામ જુજવાં બહુ ભાતી. આજ. ૩
સર્વે પુતળાં ચઈતન દોરી, ખેલણ હારને હાથ ખરી;

જેમ નચાવે તેમ સહુ નાચે, કળ તુટે તે જાય મરી. આજ. ૪
સરજનહારને જાય સોધવા, ઘટમાં જેને બુદ્ધિ ઘણી;
પોત પોતાનું કલ્પી કહે છે, ભ્રાત્ય ભ્રત્યની વાત ભણી. આજ. ૫
એક પુતળું એમ વદે છે, સહજ થાય છે સૃષ્ટી સહુ;
અળગો કોઈ નથી કરનારો, ઉપજે આપો આપ બહુ. આજ. ૬
એક કહે સહુ રૂપે સ્વામી, આપ ઈચ્છાએ જીવ થયો;
સ્વર્ગ નરકમાં પોતે વિસરયો, અરૂપ હતો તે રૂપ થયો. આજ. ૭
એક કહે સહુ કર્મે ઉપજે, જેના કર્મ હશે જેવાં;
નીચ ઉંચ ને સ્થાવર જંગમ, તે કર્મે બનીયાં તેવાં. આજ. ૮
કોય કહે સહુ કામ ઇશનાં, માયા સંગ મોજ રમે;
માયામાંથી રૂપ બનાવે, અંતે માયા માંહિ સમે. આજ. ૯
એમ અનેક મતો જગમાંહી, કલ્પી વાત કહે સાચી;
ઊપનિષદનો અર્થ વિચારે, તે જન વાત લહે સાચી. આજ. ૧૦
નિજ ઇચ્છાએ સૃષ્ટી સરજે, નિજ ઇચ્છાએ નાશ કરે;
આદ્ય અંત પ્રભુ એક બીરાજે, છોટમ એ સિદ્ધાંત ધરે. આજ. ૧૧

## કીરતન ૨ જું.

જોને જાગી જીવ અભાગી, શું નિદ્રામાં ઘોરે છે;
ષટ શત્રુ છે તારી સાથે, શું નિદ્રામાં ઘોરે છે;
ઉંઘેલાને સુપન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;
જાગેલાને જન્મ ન ધરવો, ભક્ત તેહ ભગવંત તણો. જોને જાગી. ૨
ઊંઘેલાની આંખ્ય ન ઉઘડે ઘેરી લેછે ઘેન ઘણું;
અખિલ લોકમાં ઉદય અર્કનો, તેજ ન દેખે તેજ તણું. જોને જાગી. ૩
નિદ્રા નાગણ્ય સહુને ડસવા, અંતરમાંહિ પ્રવેશ કરે;
સદગુરૂ લક્ષે જે જન જાગે, તતક્ષણ તેનું ઝેર હરે. જોને જાગી. ૪
નિદ્રા કાળતણી છે દાશી, દેહ ધારી સહુને દમતી;
છોટમ જેને ધ્યાન ધણીનું, તેથી રહે અળગી ભ્રમતી. જોને જાગી. ૫

## કીરતન ૩ જું.

કાળ તણા ભયથી સહુ કંપે, નર કહી જાસે નાશીને;
અખિલ લોકપર અમલ એનો, ભય બ્રહ્માંડ નિવાસીને. કાળ તણા. ૧
સંસાર વૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યક્ત મુળ કહ્યું એનું;
ત્રણ અંકુરને ત્રિગુણી શાખા, જગત સકળ પસરયું જેનું. કાળ. ૨
ચૌદ ભૂવનમાં ડાળ એહનાં, પત્ર પુષ્પ ફળ નિત્ય ફળે;
તે સર્વે ભક્ષ્ય કાળનું, સર્વ સમુળું તરત ગળે. કાળ તણા. ૩
લોક સમેત લોક પતિ કંપે, અવર જીવને કેમ ગણે;
નામ રૂપ ગુણ જ્યાં લગ દીસે, તે સર્વને કાળ હણે. કાળ તણા. ૪
સદગુરૂ સાચા જેને મળશે, અચળ અભય પદ એ આપે;
કહે છોટમ જ્યાં કાળ ન પોંચે તે પ્રભુ પદમાં તે થાપે. કાળ તણા. ૫

## આત્મારામ.

### રામચંદ્રજી વનમાં સિધાવ્યા તે વિષે તિથિઓ.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહાવનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજો. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે, જેવાં નદિયો તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજ, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વનની ઝાડીરે, ફળ ફુળ મંગાવે છે દાડી રે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૩
સખી ચોથે કેવડીઓ બેઠે રે, ફાલ્યો ફુલ્યોને મોગરો મેઠે રે;
એવી લીલી લતાઓ લેકે રે, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળો રે;
રામ નામ ભણંતો ભાળ્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૫
સખી છઠે છેતરવાને આવ્યો રે, કુડો કપટી રાવણ સાથે લાવ્યો રે;
બે મુખનો મરગ બનાવ્યો, રઘુપતી રામ રૂદેમા રહેજોરે. ૬
સખી સાતમે શ્રી હરી સમર્યારે; વાડી ભેળી ઉડાડયા ભમરારે;
કુંબો સહીને ઉપાડયા ઠમરા, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૭
સખી આઠમે જોરે નિહાર્યો રે, ધનુષ ધારીને મરગલો માર્યો રે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજો રે. ૮
સખી નોમે તે નાંખ્યો તીર રે, જઇ વાગ્યો મરગને શરીર રે;
ધાજો ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૯
સખી દશમે કહે લક્ષ્મણને રે, બેલી વીરો બોલાવે છે તમને રે;
આઠી આણ દીધી છે અમને, રઘુપતી રામ રૂદેમાં રહેજો રે. ૧૦
સખી એકાદશી અપવાશી રે, લંપટ લેવાનો લાગ તપાસી રે;
રાવણ સીતાને લઈ ગયો નાશી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૧
સખી બારસે હનુમાન બળિયો રે, થેકી સમુદ્રને પાર નીકળીયો રે,
જઈ જોગ માયાને મળીયો રઘુપતી રામ રૂદેમાં રહેજો રે. ૧૨
સખી તેરસે ત્રંબાળુ વાગે રે, હાક હનુમાન કેરી વાગે રે;
લાય લંકા તે ઘડમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખી ચૌદસે ચિત્ત વિચારીરે; ફોજ વાંદરની રચી સારીરે,
રામે રાવણને નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતિડે વધાવ્યા રે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૫
સખી પંદર તથો થઈ પુરી રે, હવે એક નથી અધુરી રે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે. ૧૬

## કાળીદાસ.

### ધ્રૂવાખ્યાન—ચંદ્રાવળા.

કવિ—શ્રી ગુરૂ ગોવિંદરે વરણવું, પ્રેમશુ લાગુ પાય;
આરાધુ અવિનાશ એવા, આદિ નિરંજન રાય,
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધા રમવા રૂપ;
સૃષ્ટિ નિપાવા થઇ મનસાય, સુભટ પોઢયા જળ માંય; જે જો ૧

હરી જળમાં પોઢયા સહી શેષ, નાગ ઉપર તે સાય;
નારાયણની નાભીકમળથી, બ્રહ્મા પ્રગટ થાય;
બ્રહ્માના સ્વાયંભુ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વીખ્યાત, પ્રિયવ્રતપ ઉત્તાનપાદ. જે જે૦ ૨
ઉત્તાનપાદ નર નીપન્યો, રાજા રૂપે નિધાન;
રાજાને બે સુંદરી તેનાં, સુરતી સુમતિ નામ,
સુમતી ઉપર નહીરે માન તેના ધ્રુવજી એક સંતાન,
સુરતી ઉપર છે ઘણું હેત તેનો કુંવર ઉત્તમ એક. જે જે૦ ૩
ઉત્તમ ઉછંગ બેસાર્યો રાયે સભામાંહી એકવાર,
પુત્ર લડાવે પ્રેમશું રાણી હઇડે હરખ અપાર;
હરખ ન માયે હઇડા માંય, ધ્રુવજી રમતાં આવ્યા ત્યાંય.
ઉછંગ બેસવા કીધાં મન અપરમાં કહે કઠણ વચન. જે જે૦ ૪

સુમતી—અપરમા એમ બોલી ભુંડા એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટ તણા તું જાને અકરમી ઇહાંથી,
ઇહાંથી જઈ વનમાં તપ માંડ હરી ભજીને કાયા છાંડ;
ફરી જન્મ લે મારે શરીર તો તને રાજ અપાવીશ વીર. જે જે૦ ૫
વચનો વીનતાનાં સાંભળી ઉતર્યા મ્હોના રંગ;
સભા તે સઘળી દેખતાં ધ્રુવજી થયા મનભંગ,
મનભંગ થઇ નાંખો નીસ્વાસ રોતા આવ્યા માની પાસ;
માયે ચાંપ્યા રૂદીયા સાથ કહો કુંવર કોણે દુભાવ્યા આજ. જે જે૦ ૬

ધ્રુવ—આજ સભામાં આવડી બેઠો ઉત્તમ રાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો ત્યારે અપરમા એમ બોલે,
અપર કહે અભાગી કેરા સુખ વાંછો તો વન જાઓ વેલા.
ફરી જન્મ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર. જે જે૦ ૭

સુરતી—વળતી માતા ઉચરે કુંવર હઇડે ન ધરીયે દુખ;
પૂરણ પુન્ય કીધાં હસે ત્યારે તે ભોગવે છે સુખ,
સુખ આપણને કયાંથી વાલા નીયમ ધર્મ કસા નથી પાળ્યા;
નથી સંતોષ્યા જોગી જતી તપ તીરથ વ્રત કીધાં નથી. જે જે૦ ૮
નથી સંતોષ્યા સાધુને નથી આપ્યાં વીપ્રને દાન;
ઓછા કરમ જ્યાં આપણાં ત્યારે ક્યાંથી રાયનાં માન,
માન ભોગવે ઉત્તમ નીત્ય દત્ત વીના કયમ પામીએ વીત;
જો હોય ઇંદ્રાસનનો ખપ તો કુંવર જઇ માંડો તપ. જે જે૦ ૯
તપ માંડયું બ્રહ્માજીએ ત્યારે પ્રગટયા નારદ મુન્ય;
મુનીએ માંડયો મોટો જાગ તપ તીરથ વ્રત થયા સુભાગ,
જો કરીયે શ્રીહરી પ્રસન્ન તો અભાગીયાં ટળીએ તન, જે જે૦ ૧૦

ધ્રુવ—તને અભાગણ હું ટાળું મા ફુરે તમારો તન,
વનમાં જાઉં વેગે કરીને સુખ સંસાર નહી અન્ય,
સુખ સંભારે સાલે જેહ વીધંભારે પરઠીયો દેહ.

હરી મળે તો તાપ ઓલાય, નહીતર પ્રાણ તજુરે માય. જે જે૦ ૧૧
સુરતી—માતાને આંસુ આવ્યાને અંતર ઉપજી દાઝ;
રાજાયે અને પરહરી કુંવર તુયે કરે છે તાજય.
તુજવીના હું રહીશ કેમ રોળાં વછુટી પ્રગલી જેમ.
જળ વીના જેવી માંછલી, મારા પ્રાણ જશે ટળવળી. જે જે૦ ૧૨
ધ્રૂવ—ટળવળ માંરે માવડી તુ હવે દુઃખનો આવ્યો અંત,
બીજ રોપાવીશ સુખનું તેને ફળ લાગશે અનંત,
અનંત કરૂણા કરસે હરી આપણી આસા પુરશે ખરી;
એ છે અનાથનોરે નાથ તેને ભજવા જાઊંરે માત. જે જે૦ ૧૩
સુરતી—વળી માતા એમ ઉચરે કુંવર પાંચ વરસનો તન;
બીજુ બાળક એકે નથી કેમ હું વાળું મન,
કેમ મોકલું વનની વાટે કહેતાં મારાં હઇડાં ફાટે;
આંખની આગળ રહોને બાળ, ઘેર બેઠા ભજીયે ગોપાળ. જે જે૦ ૧૪
ધ્રૂવ—ઘેર ગોપાળ ન પામીયે મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા કોણ દમશે કાય,
કાયા દમતાં સરશે કાજ તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જઇ વહેલો આવીશ માતા દો મુજને આશીષ. જે જે૦ ૧૫
સુરતી—આશિશ દેછે માવડી સુતને હજ્યો કુશળ કલ્યાણ.
મસ્તકે રક્ષા માવની કંઠે કુષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષાય ઉરની આગળ નારાયણ રાય,
કટી કેશવ પુરૂષોતમ પાય એવી આશીશ દેછે માય. જે જે૦ ૧૬
માને આંસુ આવીયા ત્યારે થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહુ વળી મનમાં વીચરો વીર,
વીર વચન કોનાં નવ ધરશો તપ કરતાં માયા નવ કરસો;
તપથી તમને મળસે હરી વીરા વેગે પધારજો ફરી. જે જે૦ ૧૭
કવી—ફેરા ફરીયો માતાનેરે ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સાંચર્યો વંદીને શુકન,
શુકન મળી સવત્સી ગાય સુવાસણી બેડુ ભરી જાય;
વર કન્યા પરણીને મળ્યાં વેદ ભણતા વીપ્રજ મળ્યા. જે જે૦ ૧૮
મળ્યા સુકન સઉ હરખના ધ્રૂવજી નીકળ્યા નગર બહાર
આગળ જાતાં ધ્રુવજીને રે મળીયા બ્રહ્મ કુમાર,
બ્રહ્મકુંવર ભગવાનને ચહાતા હરીગુણ ગાતા વેણુસુ વાતા;
કરજોડી કહે છે ભુપતન ક્ષમા કરો તમે નારદ મુન્ય. જે જે૦ ૧૯
નારદ—કહે શીદ જાઓછો બાળકા શું છે તમારૂં કામ,
કોણ તમારાં માત પીતાને શું છે તમારૂ નામ;
ધ્રૂવ—મારૂં નામ છે ધ્રૂવ નીરધાર મારા પીતાને બે છે નાર,
રાવ રાણા બેઠા શારંગ ઉત્તમને તેડયો ઉછંગ. જે જે૦ ૧૦
ઉછંગ બેસવા હું ગયો મારી ખાંત હઇયાની બોલી;
દ્રષ્ટિએ સુત ને દેખીને અપરમા એમ બોલી.

અપર કહે અભાગણી કેરા, જો સુખ વાંછો તો વન જાઓ વહેલા;
ફરી જન્મ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. જે જે૦ ૨૧
નેટ નારદ કેમ ભોગવું, એવું રાજ્ય પાટ જે ધન્ય;
સભા સઘળી દેખતા મને, કીધાં કઠણ વચન;
કઠણ વચન તે કેમ વીસરે, લોઢા સમ હોય તો ખરૂં છે;
ખડગતણો તો સહિયે ઘાય પણ એ બોલ સહ્યા નવ જાય. જે જે૦ ૨૨
નારદ—અરે ઘેલા અત્યારથી તું, એવડો શો ધરે કાળ.
માન કુંવર શું તારે તું તો પાંચ વરસનું બાળ;
બાળકને શા ધરવા બોલ, ખાઓપીઓને કરો કલ્લોલ;
અપરમાનાં એવાં હેત વિચારીને વાળો ચિત્ત. જે જે૦ ૨૩
ધ્રૂવ—ચિત તે કઇપેર વાળીયે, અને બોલાવ્યો નહિ બાપ,
કશાયમાં લેખ્યો નહિ હું તો તેથી અકળાઉછું આપ.
નારદ—તાપ કુંવર નવ આણીયે રતિ, સુખ દુખનું કોઇ સરીગત નથી;
હરિયે નીરમ્યુ તેમજ હોય, કર્યા કર્મ છોડાવે નહિ કોય. જે જે૦ ૨૪
કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, નધરો હર્ષ ને શોક,
અણચિતવ્યું જે આવી મળે, તેનો કર સંયોગ,
સંતોષિ કુંવર ઘેર પધારો અપરમાના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહુ, રાજ અપાવું તે માને સહુ. જે જે૦ ૨૫
ધ્રૂવ—સભામાં શું દેખાડીયે. સઉકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પુરસે અભીલાખ,
લાખ લાખેણો કરસે હરી, ત્યારે મંદીર આવીશ ફરી;
તપ કરતાં જો હરી નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ હું બળે, જે જે૦ ૨૬
નારદ—બળ કીધે હરી નહી મળે માનો મારા તન;
જન્મથકી જોગ દેહ દમે સ્વપને નહિ દરશાન;
દરશાન તમને કેમ આપસે, વન જઇને વીમાસણ થશે,
વાઘ વરૂ વનમાં બહુ હસે, તે દેખી તુજ તન દરૂજશે. જે જે૦ ૨૭
જાશે ચિત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ.
ભુખ તરસો જ્યારે લાગશે, ત્યારે કુંવર મુકશો જોગ.
ધ્રૂવ—જોગ રૂષિ નહિ મુંકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ ચુકું નહિં, રૂષિજી તમ પરતાપે સહી. જે જે૦ ૨૮
નારદ—રૂષી કહે તુ નિશર્યો ત્યારે જાને મધુવનમાંય,
જમુનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જંઇ કરજે અલ્પાશન, જળ પત્રને ફળ પ્રાશન.
વળી તું ભજજે હરીનું નામ, સ્વરૂપ સમજે શ્રીઘનસ્યામ જે જે૦ ૨૯
શયામને શીશ મુગટ છે કાને; કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટીમેખળા, પાય નેપુર ઝણકાર;
પાય પદમ શંખ ચક્રને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા,
કાનમાં અક્ષર કહુ જે, દ્વાદશ અક્ષર ભણજો એહ. જે જે૦ ૩૦
એ કરતાં ખટ માસમાં તુજને મળશે વૈકુંઠનાથ.

કવિ—આશર્વાદ દેઈ દાસને, મસ્તકે મુકયો હાથ.
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ; આજ્ઞા માગી વિચર્યા અરણ,
એહ કથા રહિ એણે ઠામ, રૂષિ પધાર્યા રાયને ગામ. જે જે૦ ૩૧
સુની આવ્યો મહારાજનું જોવા રાયતણું સુખ મન,
માન દીધાં બ્રહ્મ—પુત્રને વળિ આપ્યાં આસન.
આપ્યાં આસન બેઠા રૂષિ, આશા ઉતમ તાતને વશી.
રાજા—આ શારે રૂષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચીંતા અતિ આજ જે જે૦ ૩૨
આજ સભામાં રૂષિજી મારે ઉત્તમ ખોળામાંય,
ધ્રુવજી હોય તો આજ વધે બહુ ઉછંગની શોભાય,
ઉછંગ બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં તવ બોલાવ્યો.
બીને વરાંસે વિસરયું બાળ, અપરમાએ દીધી ગાળ. જે જે૦ ૩૩
રૂષિ એ વચન નિવારિયારે, વિરો ગયો છે વંન,
વનમાં વાઘ વરૂ હસે તેને, દેખી ધ્રુજશે તંન.
તન ધ્રુજસે તઢકે ટાઢે, મંદીરમાં આલંતો લાડે,
વાર વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર જે જે૦ ૩૪
કોમળ પટકુળ પહેરતો. ઓઢશે મૃગચર્મ તેહ,
મસ્તક બાંધતો મોળીયું કેમ, રાખશે જટા એહ,
એહ આનંદે હરતો ફરતો ઘોડાની અસ્વારી કરતો.
કાંયામાં કેમ સુશે બાળ, એની સજ્યા અહિં છે સાર. જે જે૦ ૩૫
શારાં અન્ન આરોગતો તે, ફળ પત્રો કેમ ખાશે,
પાણી પીતો પળે પળે તે, જળ વીણ કેમ રહેવાશે,
તેની વતી રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ,
શુદ્ધ વિનાનો થયો શરીર, વીસરતો નથી તેહજ વીર, જે જે૦ ૩૬
વળી વીરો અહીં આવતો, રમતો રંગ અપાર,
ભુખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર,
સારી સુખડી સુંદર મેવો, કાલુ કાલુ બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ્ય, પુત્ર વિના શું કરવું રાજ્ય. જે જે૦ ૩૭
શું કરિયે વળી સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઇ ઠામ;
શું કરિયે આ રાજ અને, શું કરીયે ધન ને ધામ,
ધન ગયું અમારૂં આજ, પુત્ર વિના સૌ સુનો સાજ,
પુત્ર વિના હું દુર્બળ દુખી, મારા પ્રાણ જશેરે રૂષી. જે જે૦ ૩૮
નારદ—રૂષિ કહે તમે માં રવો મને મળ્યું હતું તે બાળ,
આશિર્વાદ લેઈ મોકલયો, ભજવા શ્રી ગોપાળ.
ગોપાળ ભજશે દિવસ થોડે કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજ્યને છોડો દુઃખ એવું કહીને વળિયા રૂખ. જે જે૦ ૩૯
કવિ—રૂષિને ચરણે લાગીને ધ્રુવ, વિચરયો વન મોઝાર;
મધુવન પોચ્યા પ્રેમથી કીધો, ત્યાં જઇ તપ વિચાર.
ત્યાં જઇ માસ કિધા અપવાસ ફળ ભક્ષણ કરે પ્રાશ,
બીજે માસ છઠે દીન એમ, ચોથે માસે જળનાં નેમ. જે જે૦ ૪૦

નેમ ધરીને નેહથકિ ભજે, ઇશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધીયા ધ્રુવજી ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિતમાં ધરયો દ્વાદશ અક્ષર મનમાં ભણ્યો;
એમ કરતાં વિત્યા ખટમાસ, રૂદીયામાં ઓળખ્યા અવિનાશ. જે જે૦ ૪૧
અવિનાશીને ઓળખ્યા ત્યારે, એમ ઉભો રાજન;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઇંદ્રાસન,
ઇંદ્ર અમર સો એકઠા થયા, વેગે વૈકુંઠે ગયા;
જઈ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય. જે જે૦ ૪૨
દેવતા—કાયા કષ્ટી વશ રાખવી એ; ઇંદ્રી મન અચેત,
અચરત એતો અતિ ઘણું એમ બોલ્યા અમર ધરિ હેત;
અમર કહે અમને બીક લાગી, રખે ઇંદ્રાશન લે માગી;
વિષ્ણુ—વિષ્ણુ કહે સાંભળ સુરપતી રાજ્યભોગ એ ઇછતો નથી. જે જે૦ ૪૩
નથી ઇછતો સંપત્તિને કે, નથી ઈછિતો સુખ તેહ;
ચરણ ધર્યા ચિતે મારાં ક્ષણું અળગો ન મુજથી તેહ;
મુજ થકી અળગો નહીં એહ એણે દમી છે પુરણ દેહ;
સદા સ્મરણ રાખે છે મારૂં કહો એને હું કેમ વિસારૂં. જે જે૦ ૪૪
વિસાર્યો વિસરે નહી એને, આપીશ અવિચળ અર્થ;
નામ નહિ લે તમતણું, કાંય બિહો છો વ્યર્થ;
કવિ—ઇંદ્રતણી આસવાસના કરી, સુસ્થાનક મોકલિયા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરી વનમાં આવ્યા વેગે કરી. જે જે૦ ૪૫
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નીહાળીને રે, ધ્રુવજી પાયે લાગ્યા.
પ્રેમે કરી પ્રણામ્યા નાથ હરિયે મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણિ હવી પ્રકાશ, સ્તુતી કરે કરજોડી દાસ; જે જે૦ ૪૬
ધ્રુવ—દાસ દયાળતે વીનવે, તમો સર્વ જગતના ભુપ;
અકળ તમારી ગતી છે ન્યારૂં, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે સ્વામ, પ્રાણી માત્ર કરે પ્રણામ. જે જે૦ ૪૭
પરણામી પરાતમા શ્રીહરી, સારંગપાણી હોય;
અદભુત શકતી આપની, તારો પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર હુ કેમ પામીશ તારો;
ભગવાન—એવું શુણીને હરખ્યા હરે, કુંવર એ માગ્ય તું વર. જે જે૦ ૪૮
વર કેમ માગુ વીઠલ હું તો, કરિશ તમારી સેવા,
વિષય ભોગ સંસાર છે એતો, સુપનાનાં સુખ જેવા,
સપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા,
માયામાં ન મોકલો, વાંહીને ન કરો વેગળો. જે જે૦ ૪૯
વેગળો વીરા ક્ષણું ન કરૂં, વળિ તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું તે ફળ તું પામીશ,
તે ફળ તુજને આપું જો આજ, સંસારમાં તારી ન રહે લાજ,

લોક કહે દાઝળીને મુવો, સ્વજનોમાંથી પડયો જુજવો; જે જે૦ ૫૦
પડયો સ્વજનથી જુજવો ત્યારે; સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુવે છે માય;
માને બાપ તણા દુખ કાપો, કહાંથી જઈ સૌને સુખ આપો,
મારી આજ્ઞા પાળજ આજ; છત્રીસ હજારવરસ ભોગવરાજ જે જે૦ ૫૧
રાજ્ય ભોગવી તું આવજે, તને મોકલીશ એક વીમાન;
તેમાં બેશી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ,
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહીમાય;
કવી—આપી વચન વળ્યા ગોપાળ જમનાજીમાં નાખું બાળ. જે જે૦ ૫૨
બાળકને મારગમાં જોતાં, ઉપજ્યો મન વિચાર
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર.
મળ્યા મોરાર પણ હું નહી ફાવ્યો, હરી ભજી માયા લાવ્યો;
આગળ રૂષીજી કહેતા એમ, તમને શ્રીકમ મળશે કેમ. જે જે૦ ૫૩
મુજને શ્રીકમજી મળયા મેં તો, જાવા દીધા ફોક.
ફરી જઈશું સંસારમાં મને, હસશે દુરીજન લોક;
લોક કહેશે એની બુદ્ધી થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એકજ શું મોટો લાવ્યો હરીનાં દર્શન કરીને આવ્યો. જે જે૦ ૫૪
લોકો—હરિ દરશાન કરીને આવ્યો રે, રાય તમારો તન;
રાજા—હું દુખિઆને શું હસોછો રે, તમે તે સર્વે જન;
દુખીઆને શું હસવા આવ્યા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયાને થયા ખટમાસ, તે કુંવરનો શો વિશ્વાસ; જે જે૦ ૫૫
કવિ—ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન;
નારદ—દરશાન કરીને આવ્યો રે, રાય તમારો તન;
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટયો છે દિવો;
કવિ—વચન શુણી રીઝયા નરપતી, વળતી વધામણી આવી અતી. જેજે૦ ૫૬
વધામણીમાં આપ્યા રૂડ, રાયે એકાવળ હાર;
રથે બેસીને સાંચર્યા રે, સાથે શુત બે નાર,
નારીને શીરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધીછે ભારી;
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે. ;જે જે૦ ૫૭
દરૂવ—પ્રથમ પરણામ અપરમાને તેં, ભેટાડયા શ્રી સત્ય;
સુમતી—વળતી માતા એમ બોલ્યાં તુ વાણી બોલ્યો સત્ય,
વાણી બોલ્યો તે સત્ય શાહી આપણી આશા પુરણ થઇ;
સુરતી—વીરા હું જોતી હતી વાટ; તેં મારા ડળ્યા ઉચાટ. જે જે૦ ૫૮
કવી—ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડયો આનંદ ભેર;
હેતનાં આસુ આવ્યાં ત્યારે દુધની ચાલી સેર,
સેર ચાલિ તે કુંવરે પીધી, માતાએ ઘણી આશિષ દિધી;
સુરતી—ઘણાં વર્ષ જીવોરે તન, તમે કરયાં છે કુળ પાવન. જે જે૦ ૫૯
પાવન કરીયાં કુળ આપણા, વંશ વધાર્યા નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ;

કવી—રામ ભક્ત તડકામાં દીઠા, ઉરમે ત્યાં ચંપડા દીધા;
બન્ને ભાઇની પ્રીતી રળી, હેતનાં આંસુ આવ્યાં વળી. જે જે૦ ૬૦
વળી રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમ કુમ ને જળ ભરી ચઢાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષત લખિયાજે, ધ્રૂવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામા ભેરી નાદ ધ્રૂવને પધાર્યા નિજ પ્રસાદ, જે જે૦ ૬૧
પ્રસાદ માંહિ પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વિવાની વાત;
વિવાહ કીધો ગદુલ્યા સાથે, પ્રેમે કરી પરણાવ્યા નાથે;
કીર્તિ-કુંવરિને રાજકુમાર, ધ્રૂવજી પરણ્યા બીજી નાર્ય. જે જે૦ ૬૨
નારી સાથે રંગે રમે, સુખમાં કાઢે દંન;
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન,
આસન બેઠા ધ્રૂવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિરધાર વરતાવે વરણાશ્રમ ચાર. જે જે૦ ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને. સમજાવે સુજાણ;
ધ્રૂવ—આપ આપના ધરમ પાળિયે, જે લખ્યું હોય ગીરવાણ;
ગીરવાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુદ્ધ બાંધવા ક્ષત્રી ધરમ;
વૈસ્યને કરવા ખેતિ વેપાર, શુદ્રને સેવાનો અધીકાર. જે જે૦ ૬૪
સેવા તે સઘળી વરણને, હરી ભજોને નીત્ય;
વરણ ધરમ શો પાળીએ સાચુ, બોલિયે તે શુભ રીત;
સાચુ બોલી સંતોષ વાળીએ, મોહ માયા મત્સર ટાળિયે,
ન કરો કુડ કપટ અન્યાય, એટલી શીખામણ દે છે રાય; જે જે૦ ૬૫
છત્રીસ હજાર વર્ષ વહી ગયાં ત્યાંય, એટલે આવ્યું વિમાન ત્યાંય;
વઇમાન બેશીને સંચર્યા, ધ્રૂવ ગયા આકાશ;
આકાશમાં ધ્રૂવ બેઠા જઇ, અવીચળ પદ પામ્યા તહીં;
જે ગાયે ધ્રૂવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન. જે જે૦ ૬૬

## ગીરધર.

### અંગદવિષ્ટ—રાગ બિલાવર.

સભા કરીને રઘુપતિ બેઠા, પાસે લક્ષમણ હનુમંત;
સુગ્રીવ—વિભિષણ પાસે બેસાડયા, જે રાજનીતી ગુણવંત. ૧
શ્રીરામચંદ્ર છે ચતુર સિરોમણી, સમરથ રાજા ધીરાજ,
રાજ નિતિનો ધર્મ પાળે, લોક તણા હીત કાજ. ૨
રામ—સુણો વિભષણ જુદ્ધ કર્યા વિણ, રાવણ તે નહી માને;
એ સમજી સીતા નહી આપે, માટે વિલંબ કરીએ સાને;
વીભી—ત્યારે વીભીષણ કે, મા'રાજ સુણો, કાંઈ ધીરજ મનમાં ધરીએ.
શામે દામ દંડ ભેદ કરી, શત્રુને વશ કરીયે, ૪
શાથે શતરૂને સમજાવી, વાત ન્યાયની કરીયે,
કોઈ શાણા સાથે શીખજ કહાવી, ધીરજ ધરીને રહીયે. ૫
તે ન માનેતો દામ દેખાડી, કરીયે લાલચથી લાચાર;

લોક થકી વેર આપ વીસરી, વશ વરતે નીરધાર. ૬
દામ થકી વશ થાય નહી તો, કરીએ કંઈ છળભેદ.
માયા જાળમાં મોહ પામે, શતરૂ વશ થાય વેદ. ૭
એમ કરી વાતમાં કેદ ન આવે, ત્યારે દંડએ કુદ;
તે માને નહી પછી માર વીના, જે મુરખ લંપટ ભુંડ. ૮
સમય પ્રમાણે કારજ સાધવું, સુણીએ સીતાકાંત;
મંત્ર થકી વશ થાય મણીધર, ઉદરે અગ્ની શાંત. ૯
આત્માજ્ઞાને ભવસાગર તરીયે, શામ દામે જીતીયે મન,
વિવેકે જીતીયે કામ ક્રોધ મોહ, ભક્ત બળે ભગવંત. ૧૦
સભા જીતે પંડીત તે વ્યુતપતીનું બળ ધરીને;
પાષાણ નીચે કર આવે, તે કાઢીએ કળે કરીને. ૧૧
માટે શામ ભેદ કરીને, સમજાવો રાવણને નીરધાર.
વીષ્ટી કરવા મોકલો જે હોય, ચતુર શીરોમણી સાર. ૧૨
કવિ—વાક્ય સુણી વીભીષણનાં, રાઘવ થયા પ્રસન્ન
પછી સુગ્રીવ સામુ જોઇને બોલ્યા, પ્રીતે મન વચંન. ૧૩
રામ—અરે સુગ્રીવ જુઓ આપણા સાથમાં, હોય ચતુર ગુણવંત;
તત્ક્ષણ તેને ખોળી કાઢો જે જાણે કળા અનંત. ૧૪
લંકા માંય તેને મોકલીયે, વીષ્ટી કરવા ધીર;
એકલો જઇને પાછો આવે; એવો છે કોઈ વીર. ૧૫
ગરૂડ એકલો અમૃત લાવ્યો, દેવ પમાડયા હાર;
ગુર પુત્ર સંજીવની સાધીને, ગયો સ્વર્ગ મોઝાર; ૧૬
જેમ હનુમંત સીંધુને ઓળંગી સીતાની શુદ્ધ લાવ્યો;
અનેક વીઘ્ન ટાળીને વારે રૂપી મુખ ઉપર આવ્યો. ૧૭
એમ વીષ્ટી કરી રાવણની સાથે તુરત આવે આ ઠાર,
આપણા સાથમાં હોય એવો તેને દેખાડોઆજ. ૧૮
કવી—પછી સરવ પરસ્પર જોવા લાગ્યા વાનર રહેતા જેહ,
વીભીષણે દીઠા વાળી પુત્રને અંગદને બેઠા તેહ. ૧૯
જેમ રત્ન પરીક્ષત ખોળી કાઢે, ભારે હળવું નંગ,
તેમ એને જોઇને વીભીષણ બોલ્યા સાંભળીયે શ્રી રંગ. ૨૦
વીભી—અંગદને મોકલો સરવથી વીષ્ટી કરવા ત્યાંહે,
બળ લક્ષણ ગુણ સંપુર્ણ છે જાણે નીતી ત્યાંહે. ૨૧
જેમ નવગ્રહમાં દીપક તેજસ્વી શસ્ત્રમાં સુદરશન,
વિષધરમાં ધરણીધર જેવો, ખગમાં હરિ વાહન. ૨૨
( તેમ ) વાનર માંહી ચતુર છે અંગદ નીસ્ચે જાણો રામ, .
કવી—વીભીષણનાં વચન સાંભળી હરખ્યા પુરણ કામ. ૨૩
પછી અંગદને આજ્ઞા કરી, તે ઉઠયો તેણી વાર,
રઘુવર સનમુખ કરજોડીને, વચન બોલ્યા નીરધાર. ૨૪
અંગદ—રાવણ સાથે વીષ્ટી કરવા મોકલો છો તે ઠામ,
એમાં તે શું મુજને બતાવ્યુંરે ભારે મોટું કામ; ૨૫
રજા આપો તો બાંધી લાવું, રાવણ રાયને આહી,
લંકા ઉખાડી ઉંધી કરીને. નાંખું સાગર માંહી. ૨૬

કવી—ત્યારે શ્રી રઘુવીર હશીને બોલ્યા, થઇ ચીત માંહી પ્રસન;
રામ—રાવણ સાથે વીષ્ટી કરવા, જા તું વાળી તન. ૨૭
જો માને રાવણ તો સારૂં, કે તાં નીતી વીચાર;
નહી તો જુદ્ધ કરીને મારીશું, અંતે એ નીરધાર. ૨૮
કવી—એવું સાંભળી અંગદ ચાલ્યો વંદી રઘુપતી પાય;
ઓચીંતા લંકામાં આવ્યો, વાલી પુત્ર મહાકાય. ૨૮
સભા કરીને રાવણ બેઠો, ત્યાં આવ્યો બળવંત;
અંગદને જોઇ સભા ખળભળી, શું આવ્યો હનુમંત. ૩૦

વળણ.

હનુમંત જાણી ભય પામ્યા સર્વે, રાવણ ડરપ્યો મંનરે;
સભા સ્તંભ પુંઠે રાખી અંગદ, ફરી બેઠો પુચ્છાસનરે. ૩૧

રાગ આશાવરી.

કવી—રાવણ કેરી સભા મધ્યે, આવ્યો વાળિ કુમાર;
તે જોઇ સહુ ભય પામ્યા, કરે માંહોમાંહી વિચાર. ૧
છત્ર મુગટ તો પાડિયા, બાળ્યું નગર હનુમંત;
વળી ત્રીજો આ વાનર આવ્યો દીસેછે બળવંત. ૨
અંગદ—અંગદ કહે અહ્યા પરજન આવે, મળવાને વીખ્યાત;
તે સભા મુર્ખની જાણજો, જે ન પુછે આદર વાત. ૩
—એમ કહીને રાવણ સનમુખ, બેઠો વાળી તન;
સ્તંભ પૃષ્ટે રાખીને, કરયું પોતે પુચ્છાસન. ૪
રાવણ કરતાં ઊંચે આસન, બેઠો થઇને ધીર;
તુણમાત્ર લેખવતો નથી એ અમુર મહાવીર. ૫
રાવણ—ત્યારે રાવણ હશીને બોલિયો, કહે કપી તું છે કોણ;
કોણ મોકલ્યો તું કેમ આવ્યો, સભામાં નીરવાણ. ૬
વાળી સુદન કહે દશાનન, મુજ નામ અંગદ આજ;
અંગદ-હું દુત શ્રી રઘુવીરનો આવ્યો વિષ્ટી કરવા કાજ. ૭
હવે સીતા આપી રામને, જો મળો લંકા રાય;
મૃત્યુ થકી તમે ઉગરોને, રાજ્ય નીરભે થાય. ૮
હે દશાનન આ દેહ પામી, વરતે નીરમળ મન;
વીસ્તાર પામે જગતમાં જશ, તેનું જીવ્યું ધન્ય. ૯
સદબુદ્ધિયે ને સદવીવેકે, ધરીયે અંતર જ્ઞાન;
સત સુરૂપનો સંગ કરીયે વળી ટાળીયે અજ્ઞાન. ૧૦
નવ કહીએ કોઇને દુષ્ટ વાયક, ન કરીએ હેલન.
સર્વને રૂડ ચીતવે, જે રાખી હોય જન. ૧૧
યથાયા ગુણને વંદીયે, વળી કરીયે પર ઉપકાર;
આત્મા જોઇએ સહુ, કરી સારાસાર વીચાર. ૧૨
કામ ક્રોધને લોભ મત્સર, હોય અંતર:માંય;
તેહને શતરૂ જાણીયે, ટાળીયે તતક્ષણ ત્યાંય. ૧૩

આ દેહ અશાશ્વત જાણીને ટાળીયે અશુભ આચર્ણ;
હું કરતા અભીમાન મુકી, રહીયે હરીને શર્ણ. ૧૪
ગુણ દોષથી નીરબંધ થઇને, વરતીયે સંસાર;
જળ વીષે રહેછે કમળ પણ, નવ થાય સ્પર્શ લગાર. ૧૫
ઇંદ્રિયો નીયમમાં રાખીયે, સદા કર્મથી નિરવાણ.
ભગવદ ભજનમાં યોજના, મન તણી કરીયે જાણ. ૧૬
રમીયે આતમારામમાં, તજીયે વીષયની આશ;
પરપંચ મીથ્યા માનીયે, જે અસર જગદાભાસ. ૧૭
પરનીંદા પરહીંસા સ્વપ્ન ચીતવીયે નહી મન;
પરદારા પરધન વીષે, નવ રાખીયે ચીત રાજન. ૧૮
સદગુરૂ-વચન વીશ્વાસ ધરીયે, રાખીયે સદભાવ;
સંત સમાગમ સેવીયે, ભવસીંધુ તરવા નાવ. ૧૯
કલેશ કાળ દુખ આવે પણ, નવ મુકીયે સ્વધર્મ;
યથા ન્યાયે રાજ્ય કરીયે, પાળીયે શમ દમ. ૨૦
દયા ક્ષમા ઉપરની શાંતી, ભક્તી જ્ઞાન વેરાગ;
આનંદ સદવીદ્યા સમાધી, રાખીયે અનુરાગ. ૨૧
વીદ્યા મન તન રૂપ વૈભવ, ન કરીયે અભીમાન;
કાળે કરીને ભોગ સરવે, નાસ થાય નીદાન. ૨૨
કોઇ સમે મહા સુખ પામીયે, ત્યારે ગર્વ ન કરીયે વીર;
કો સમે દુખ દારીદ્ર આવે, ચુકીયે નહી ધીર. ૨૩
તે માટે હો લંકાંપતી, મુજ વચન માનો સત્ય;
રઘુનાથ સાથે કરો પ્રીતી, એજ સાચી મત્ય. ૨૪
છે કેવળ ગુણનીધી, વળી દીન-વત્સલ એહ;
ગુણ દોષ શર્ણાગત તણા, મન લાવશે નહી તેહ. ૨૫
માટે કરો મૈત્રી સર્વ ભાવે, ધરી મનમાં ધીર;
એક બાણ ને એક પત્નીવ્રત, એક વચન શ્રી રઘુવીર. ૨૬
તે માટે આપો જાનકી, કરો રામ સાથે પ્રીત;
નરભે થઈ વરતો પછી, ભોગવો રાજ્ય અભીત. ૨૭

કવી—એ'વાં વચન સુણી અંગદ તણાં, બોલીયા રાવણરાય;
રાવણ—અલ્યા કપી હું સર્વજ્ઞ છું, મને શી કરે શીક્ષાય. ૨૮
ઘણી રામની મોટમ કહે તું, વખાણે શું કીશ;
પણ ત્રીભુવનમાં મુજ સમો કોણ છે બળીયો ઇશ, ૨૯
મેં દેવ જીતી વશ કર્યા, ... લોકપતી આધીન;
હું રામને કયમ નમુ હાવે, પામે પ્રભુ તો હું ન. ૩૦
એ રામથી શું થવાનું છે શું કરસે ઉપકાર;
નિજ કરમથી સુખ દુઃખ સરવે, ભોગવે સંસાર. ૩૧
તું કહેશે એ ભગવાન છે, પણ અમારે શું કામ;
અમો ઉપાસક છું શીવના કયમ નમુ જઇને રામ. ૩૨

મેં વેર બાંધ્યું રામ સાથે, લાવ્યો સીતા નાર;
હાથે જઈને હું મળુ તો સહસ્ત્રવાર ધિક્કાર ૩૩
કહેશે ડરીને રામથી, જઈ મળ્યો રાવણરાય;
કદી પશ્ચિમ ઉગે સુર્ય પણ, કપિ કામ એ નવ થાય. ૩૪
જેમ દંત ગજના નીકળ્યા તે, ન ચોટે ફરી ઠામ;
મેં વેર કીધું રામ સાથે, શીશ સાટે કામ. ૩૫
જેમ કૃપણ ધન ભોરીંગ મણી, સીંહ મુછ કેરો વાળ;
તે જીવતાં કર નવ ચડે, એમ જાણજે કપી બાળ. ૩૬
જઈ કહે તારા રામને, કરગર્યે નહિ થાય કામ;
હું જીવતાં સીતા તણું મુખ દેખસે નહી રામ. ૩૭

વલણ.

એમ નહીં દેખે મુખ સીતાનું, હું જીવતાં નીરધારરે;
એવા વચન સુણી રાવણનાં પછી બોલ્યો વાલી કુમારરે. ૩૮

રાગ ધનાશ્રી.

અંગદ-બોલ્યો સુણ રાજનજી, આવડો ગર્વ કરે શું મનજી;
નથી ઓળખતો રામનું રૂપજી, જોને વિચારી અંતરમાં ભુપજી. ૧

ઢાળ.

જો વિચારી મન ભુપતિ, એ મનુષ્ય નોયે રામ;
એવું પરાક્રમ નવ થાય બીજે ઈશ્વર કેરૂ કામ. ૨
તું જેનું આરાધન કરે, જે સદાશીવ ભગવાન;
તે પણ ભજે રામને, નીત્ય ધરે છે ધ્યાન. ૩
એ તારા સ્વામીતણા સ્વામી, જો વિચારી પેર;
માટે સ્વામી દ્રોહી થયશ તું, કરી રામ સાથે વેર. ૪
ઇંદ્ર બ્રહ્મા લોક પતિ જેની, માનછે આજ્ઞાય;
જેને કટાક્ષે કાળ કંપે, તે છે એ રઘુરાય. ૫
શીવ શનકાદી શેષ જેનું, ધરે જોગી ધ્યાન;
ગુણ ગાય નિર્મળ વેદ જેના, તે સ્વયં ભગવાન. ૬
તે રામશું તું મૈત્રી કર, હે દશાનન મતીમુઢ;
જે કરતુ કરવા સમરથ, ગતી જેની ગુઢ. ૭
સરવના કારણ એ અકરણ, રામ કહીયે તેહ;
ઉત્પત્તી પાલન સરૂષ્ટીનું, સંહાર કરતો જેહ. ૮
તે ભક્ત માટે અવતર્યા ઉતારવા ભુ ભાર;
ધર્મનું સ્થાપન કરવા, દુષ્ટનો કરવા સંહાર. ૯
અપરાધ કોટીક કરી પ્રાણી, શરણ આવે જેહ;
તેના દોષ સરવે દુર કરીને અભય આપે એહ. ૧૦
તે પ્રાણીને કરે પોતાનો એવા, શરણ વત્સલ નાથ;
કલ્યાણ થાસે દશાનન, કર મૈત્રી રઘુવર સાથ. ૧૧
રાવણ-ત્યારે રાવણ કહેરે અલ્યા મરકટ, છાનો રહે નીરધાર;
તારા રામને હું જાણું છું, શું વખાણે બહુવાર. ૧૨

બંધીજન થઈ રામનો જશ, વખાણે જયમ ભાટ;
કીરતી કરવા નીકળ્યો, શું બોલ્યો બારે વાટ. ૧૩
હું જાણું છું એનું પરાક્રમ, એ શું કરશે કાજ;
જેણે વાનરશું મિત્રી કરી, એ નો'યે ક્ષત્રીરાજ. ૧૪
વનમાં વન ફળાહાર કરીને, થયો નીરબળ દેહ;
વળિ વાનર અન્યા મેળવી, શું જુદ્ધ કરશે એહ. ૧૫
અલ્યા રાવણ મારૂં નામ, મુજને શો કરે તું બોધ;
હું પંડિત કેરો પંડિત છું, વળી ક્રોધ કેરો ક્રોધ. ૧૬
તૃણ નાંખે જેમ અગ્નિ ઉપર થાય પંચ બાણ;
એમ શીખ તા'રી મા'રા ઉપર થાય મીથ્યા વાણ. ૧૭
અલ્યા મરકટ મુજને શીખવે શું, હું નથી અજ્ઞાન;
તમે જાણોછો જે છળ કરીને, છેતરિયે બળવાન. ૧૮
પણ જુદ્ધ કર્યા વિણ નહીં આપું, જાનકીયે આજ;
જઈ કહે તા'રા રામને કરગર્યે નહી થાય કાજ. ૧૯
અલ્યા મરકટ કહે મુજને, પિતા તારો કોણ;
કવી—વચન એવાં સુણી રાવણનાં, બોલ્યો અંગદ વાણ. ૨૦
અંગદ-અરે પાપી મા'રા પિતાને, હજુ જાણતો નથી તુંય;
જેણે તુજને કાખમાં ઘાલ્યો, ગયો ભુલી શુંય. ૨૧
પછી ચાર નિધિમાં સ્નાન કરીને, આવ્યો પાછો ઘેર;
તેને બાંધીયો મુજ પારણે, મેં મારીયો બહુ પેર. ૨૨
ઉંધે મુખે ત્યાં રાખીયો, ચોરને બાંધે જેમ;
મુખમાં મેં પદ-પ્રહાર કીધા, ગયો ભુલી કેમ. ૨૩
પોલસ્ત મુનીએ આવીને, મુકાવ્યો માગી ભીખ;
અપમાન પામ્યો અતી ઘણું, તોય ન લાગી શીખ. ૨૪
તે વાળી કેરો પુત્ર હું, મુજ નામ અંગદ જાણય;
અવધપતી રઘુવીરનો, હું દુત છું નિરવાણ. ૨૫
તુજ રૂદેપરથી ધનુષ લઇને, જેણે કીધું ભંગ;
ત્યાં માન મેડી રાયનાં, સીતા વર્યા શ્રીરંગ. ૨૬
એક બાણે મારી તાડિકા, સુબાહુ આદિ અસુર;
ત્યાં વીસકોટી પિશીતાસના, મારી કીધા ચુર. ૨૭
તારી ભગની સુરપનખા, કરી કર્ણ નાસા રહિત;
ખર દુખર તિશીર માર્યા, ચૌદ સહસ્ત્ર રાક્ષસ સહિત. ૨૮
તે રામની અરધાંગના, તું હરી લાવ્યો જંબુક;
મુખે હવે કેમ રે'શો, ભાઇ પડી મોટી ચુક. ૨૯
હોમશાળા માંહુથી, પુરોડાશ લઇ જાય શ્વાન;
એમ તું લાવ્યો જાનકી, તસ્કર થઇ અજ્ઞાન. ૩૦
હવે ખોળ મારગ ચોરનો, આવ્યા સુવેર ભગવંત;
તે રાજ્ય આપશે વિભીષણને, આણશે તારો અંત. ૩૧

અલ્યા મુરખ રાવણ કરી નાંખ્યા, વેદના તે ખંડ;
તે માટે રઘુવર અવતર્યા છે દેવા તુજને દંડ. ૩૨

વલણ.

દંડ દેશે અંત લેશે; જ્યારે કોપશે જુગદીશરે;
કવી—એવાં અંગદનાં વચન સાંભળી, પછી રાવણને ચડી રીસ રે. ૩૩

રાગ મારૂ.

કવિ—ઘણું ક્રોધ ચડયો દશાશન, રીસે રાતાં થયાં લોચન;
અગ્નિમાં ધૃત હોમે જેમ, જ્વાળ નખશીશ લાગી તેમ. ૧
રાવણ—અલ્યા વાનર બોલ વીચારી, વારે વારે શું કહે છે વિસ્તારી;
લાજ લોપી બોલે છે દુત, રાખી રહું છું જાણીને દુત. ૨
અલ્યા રાવણ મારૂં નામ, નથી દીઠાં તેં મારાં કાંમ;
બંધીવાન મેં કીધા દેવ, તેની પાસે કરાવું છું શેવ. ૩
નંદન વનમાં પુષ્પ અપાર, ઇંદ્ર ગુંથી લાવે છે હાર;
મારાં વસ્ત્ર કુવેરે કશાનું ઘેર દીપક નિત્યે ભાનુ. ૪
મારૂં પાણી ભરે પવન, ચંદ્ર છત્ર ધરે મુજ શીર;
લખે દફતર સરસ્વતી, વાયુ પુંજે વાળે મુજ દ્વારથી. ૫
પુરોહિત બ્રહ્મા કહેવાય, નિત્ય નારદ તુંબર થાય;
મારા ઈષ્ટદેવ મહાદેવ, કરૂં ત્રીકાળ તેની સેવ. ૬
એવો રાવણ હું બળવંત, આણું નરવાનરનો અંત;
અંગદ—ત્યારે અંગદ કે મતી પાપ, શીદ મિથ્યા કરે છે અલાપ. ૭
એક કપિ-બળ ન થયું સહન, જેણે ઉજાડયું અશોક વન;
જેણે રાક્ષસ માર્યા અપાર, સાત પુત્રશું અક્ષેકુમાર. ૮
ગયો લંકા બાળીને કુશળ, ત્યારે ક્યાં ગયું તુ તુજ બળ;
એવા અનેક કપી છે બળિયા રામદુત ન જાય કળિયા. ૯
જે રામ ત્રિભુવનપતી, તેને મનુષ જાણે મંદમતી;
જેમ વેકળો ગંગા સમાન, તે ન હોય ક્યારે અજ્ઞાન. ૧૦
એરાવતને બીજા માતંગ, ઉચ્ચિશ્રવાને અન્ય તરંગ;
જેમ આગિયોને વળી ભાણ, જેમ દાદુર ગરૂડ સમાન. ૧૧
વાયુનંદન વાનર અન્ય, વપુ બીજાને શંભુ વાહન;
જેમ પારસ અન્ય પાષાણ, કલ્પવૃક્ષ બીજા તરૂ જાણ. ૧૨
જેમ ભુમિ-સર્પ ફણીપાળ, નાવે સમાન બક ને મરાળ;
જાણે છે રામને મનુષ અન્ય, તેને જાણે મુરખ સમાન. ૧૩
અલ્યા પામ્યો તું શિવ—વરદાન, તેણે મસ્ત થયો કરે તાન;
આદી માયા ભવની છે સીત, લેશે ભોગ તારો અભીત. ૧૪
રણ મંડળ કરસે કુંડ, તેમાં હોમસે રાક્ષસ રૂંઢ;
પુર્ણાહુતિ સમે કરી રીસ, શ્રીફળવંત હોમસે દશદીશ. ૧૫
તું વનચરને મારવા કીરતાર, આવ્યા સુવેળુ જગદાધાર;
એવુ કહ્યું જ્યારે અંગદ શુદ્ધ, બોલ્યો રાવણ કરીને ક્રોધ. ૧૬

અલ્યા પામર મરકટ જાત, એ રામે માર્યો તુજ તાત;
આપ્યું સુગ્રીવને એનું રાજ્ય, દાસ થઇ કરે તેનું કાજ. ૧૭
એવા રામને સ્વામી ગણિયો, હજી રહયો તું પિતાનો રણિયો;
તારી માએ કર્યો વ્યભિચાર, તુજ પુત્રને છે ધિક્કાર. ૧૮
તારા વૈરી સુગ્રીવને રામ, તેનો થઇ રહયો છું તુ ગુલામ;
માટે સેવા મુકી રામચર્ણ, જો તું આવે મારે શર્ણ. ૧૯
તો સુગ્રીવને મારૂં આજ, તુંને આપું કિસ્કંધાનું રાજ્ય;
અંગદ—અંગદ કે એ મિથ્યા વ્યક્તા, તારૂ પુરૂષારથ જાણે છે જકત. ૨૦
સહસ્રાર્જુનને બાંધીને રાખ્યો, બળીરાયે કારાગૃહે નાંખ્યો;
બળીરાયની દાસ એક બાળી, કુકરવત નાખ્યો ઉછાળી ૨૧
મુજ પીતાયે ઘાલ્યો કક્ષ, તે તું રાવણ જો પરતક્ષ;
ત્યારે કયાં ગયું તુજ બળ, હાવે મિથ્યા બકે છે વ્યંડળ. ૨૨
મારા તાતને દેવ વખાણે, પામ્યા પરમ ગતી રામબાણે;
કાળના કાળ ઇશ્વર એવ, કરે બ્રહ્મા જેની સેવ. ૨૩
છે અખંડ એક અવીનાશ એવું જાણી થયો છું દાસ;
આવે તુજને મારવા રામ, થયા સત્વર પુરણ કામ. ૨૪
જ્યારે કોપસે શ્રી જુગદીશ, રણમાં રડવડશે તુજ શીશ;
મુરખને શીખ દેઇયે શાને, દંડ દીધા વિના નવ માને. ૨૫
શું કરૂં જો આજ્ઞા નથી રામ, બાકી મારૂં તુને આ ઠામ;
કવિ—એવાં વચન અંગદનાં વિરોધી, સુણી બોલ્યો દશમુખ ક્રોધી. ૨૬
રાવણ—અલ્યા મારવા ઇચ્છે મુજ, જોઇએ કેટલું બળ છે તુંજ;
દેખાડય પરાક્રમ તારૂં, નહિતો હવડાં તુજને મારૂં. ૨૭
કવિ—થયો ઉભો અંગદ મહાકાય, સભા માંહે રોપયો એક પાય,
પછે બોલ્યો કરી પણ જેહ, સુણ રાવણ કહું છું તેહ. ૨૮

દોહરા.

અંગદ—અંગદ કે દશાનન ડગાવે જો મુજ પાય;
તો જીત્યો તું સર્વથા, હાર્યા શ્રી રઘુરાય. ૨૯
પછી જીદ્ધ કરવું નહિ, રામ અવધપુર જાય;
કપિ સહુ નિજ સ્થાનક જસે, રહ્યાં જાનકી આંય. ૩૦
(મેં) પણ કરયુ શ્રી રઘુપતિ બળે, (જો) ઉપાડે મુજ પાય;
(તો) તારો સેવક થઈ રહું, સત વચન કહું રાય. ૩૧

સોરઠો.

કવિ—પણ સુણી રાવણરાય, આજ્ઞા કરી સહુ જોદ્ધને;
વળગ્યાં અગદ પાય, લેશ માત્ર હાલે નહિ. ૩૨
ચડયો અસુરને શ્વાસ, ચરણ અંગદનો નવ ખસ્યો;
બેઠા થઇ નિરાશ, (જેમ) સમેરૂ અચળ ચળે નહી. ૩૩
જાનકી સ્વયંવર ઠાર, ટાળ્યું તંબક શિવતણું;
(એમ) રાવણ સભા મોજાર પગ રોપી અંગદ રહયો. ૩૪

કામિ તેણે ભામંત્ર ચળે, ન મન સતિ નારનું;
જ્ઞાની ચિત સ્વતંત્ર, ડગે ન જોઈ સંસાર દુઃખ. ૩૫
રામની કૃપા પ્રતાપ, નિરબળ થયા બળીયા ઘણું;
સ્પર્શ કપિ—પદ આપ, હરણ થયું બળ અસુરનું. ૩૬

રાગ મારૂ.

એમ જોદ્ધા થાકયા સર્વ, બળ ભાગ્યુ ને ઉતર્યો ગર્વ;
ઉઠયો રાવણ તેણીવાર, અલ્યા કપીનો શો ભાર. ૩૭
આવ્યો ચાલી જ્યારે દશાનન, ત્યારે વીચારયું અંગદે મન;
પણ કઠણ કરયું છે મેં આજ, કદાપી થાય વિપરીત કાજ. ૩૮
એ રાવણ બળિયો પ્રકાશ, તેણે કરમાં તોળ્યો કૈલાસ;
માટે જુગતી કરૂં ઉત્કર્ષ મુજ ચર્ણ કરે નહીં સ્પર્શ. ૩૯
પદ ગ્રહેવા આવ્યો દશાનન, હશિ બોલ્યો વાળીનો તન;
અંગદ.- અલ્યા શીદ નમે મુજ ચરણ, તેથી નહિ ઉગરે તુજ મરણ. ૪૦
કવિ—એવું સુણી થંભ્યો દશશીશ, લાજ્યો મનમાં ચઢી ઘણી રીસ;
કર્યો હોકાર્યો તેણીવાર, બાંધો ઝાલો કપિને નિરધાર. ૪૧
અંગદને મારવા બોલ્યો ત્રાડી, શસ્ત્ર વીજળી સરખું કાઢી
કરી ગર્જના વાળી તન, સભા માંહે કોપ્યો બળવાન. ૪૨
રાવણ તણા હૃદય મોજાર, કર્યો અંગદે પુચ્છનો પ્રહાર;
ચરણ અંગુઠે મુગટ ઉડાડયા, પદ પ્રહારે અસુરને ત્રાડયા. ૪૩
જ્યાં સુવેલુએ બેઠા રામ, મુગટ જઇ પડયો તેણે ઠામ;
ત્યારે સરવે વિચારયું મન, આ પ્રાક્રમ કર્યું વાળી તન. ૪૪
ચોદ કોષનો શભા મંડપ રચ્યો વિસ્વકર્મા કરી ખપ;
અંગદે સ્તંભ ઝાલ્યા હાથે, મંડપ ઉખેડી લીધો માથે. ૪૫
કર્યા મુરછિત રાક્ષસ સર્વ, ઉતાર્યો દશશીશનો ગર્વ;
ત્યાંથી કુદીને મારી ફાળ, આવ્યો સુવેલુએ તતકાળ. ૪૬

વલણ

તતકાળ અંગદ આવ્યો સુવેલુ, સભા મંડપ લઇ શીશરે;
દુરથી દીઠો આવતો, ત્યારે વિસ્મે પામ્યા જુગદીશ રે. ૪૭

રાગ ધન્યાશ્રી.

કવિ—અંગદ મંડપ લેઈ શીશજી, આશ્ચર્ય પામયા તે જોઇ જુગદીશજી;
આવી લાગ્યો પ્રભુને પાયજી મંડપ મુકયો રામ સભાયજી. ૧

ઢાળ.

સભાની ઉપર મુકયો, મંડપ તેણી વાર;
સાષ્ટાંગ કરી પછી, રામ ચરણે લાગ્યો વાલી કુવાર. ૨
અંગદને હઠાડીને ચાંપ્યો, પોતે હૃદે રઘુનાથ;
વારંવાર વખાણ કરીને, મસ્તકે મુકયો હાથ. ૩
જે દશાનન દશમુગટ, ઉડાડયો વારી તન;
તે વેહેચી આપ્યા રામે સઉને, સુણો સોતા જન. ૪

નવ નિલ સરભ ગવાક્ષ, સુક્ષેણ વિર મોહા બળવાન;
વિભીષણ સુગ્રીવ હનુમંત, અંગદ બહુભુવાન. ૫
એમ મણી જડીત્ર તે મુગટ ઘાલ્યા, દશે જણને શીશ;
સૌ સભામાં બોલીયા, પછે અંગદશું રઘુવીર. ૬
રામ—અરે ભાઈ કરશે રાજ વિભીક્ષણ, જ્યારે લંકામાંહિ;
ત્યારે મંડપ વીણ એ સભા, સોભશે નહી તે તાંહિ. ૭
તે માટે જઇ મુકી આવો, પાછો હતો તેમનો તેમ;
વિરંચીકૃત બીજા કોકથી, નીપજે એવો કેમ. ૮
કવિ—એવું શુણી મંડપ લઇ ચાલ્યો, ત્યાંથી વાલી કુમાર;
હતો તેમ રોપીને આવ્યો, ક્ષણુ ન લાગી વાર. ૯
અંગદે કહ્યું પછે રામને, સહુ રાવણનું વર્તમાન;
મેં શિખામણ દીધી ઘણી, પણ કાગ હંસ ન થાય;
પાઇયે પનંગને દુધ શરકરાં, મુખથી વીશ નવ જાય. ૧૧
ઢોલ મુરખ ને પશુ, વળી દુરમુખ જે નાર;
ડંડવિના માને નહીં, એમને મારનો અધિકાર. ૧૨
તે માટે મારાજ શુણો હવે નિરચે કરવું જુદ્ધ;
પામશો નહીં એમ મિત જે, આદર્યા વીણ વિરુદ્ધ. ૧૩
એવાં અંગદનાં વચન સુણીને, કોપ્યા શ્રી રઘુનાથ;
તત્પર થયા સંગ્રામ કરવા. ધનુષ લીધું હાથ. ૧૪

---

રામચંદ્ર વનવાસ જવા તઈયાર થયા તે વખતનો કૌશલ્યાનો કલ્પાંત.
રાગ ગોડી.

ત્યારે માત કઉલ્યાજી બોલીયાં હોવાલારે તુને નહિ જાવાદેઊવન. કુંવરજીકાલારે. ૧
ગણી કોમળ તારી દેહડી, હો વા૦ મારો લાડકવાયા તન. કુંવ૦ ૨
તુંને ગુપ્ત રાખું મારી વાડીમાં, હો વા૦ બીજુ અવર ન જાણે જેમ, કુંવ૦ ૩
મેતો તુજ વિના ન રહેવાય, હે વા૦ મને મુકીને જાસો કેમ, કુંવ૦ ૪
પાયે કંટક ખુંચશે, હો વા૦ નહી ચલાય વસમી વાટ કુંવ૦ ૫
વેઠવી શિત તપને તૃષા, હો વા૦ કેમ ઓળંગશો ગીરીઘાટ, કુંવ૦ ૬
વાઘ સિંહ વનમાં ઘણા હો વા૦ સરપ સુવર ગ્રકરક્ષ, કુંવ. ૭
રજનીચર સાથે જુદ્ધ થશે, હો વા૦ કોણ કરશે તમારી પક્ષ, કુંવ૦ ૮
વનમાં વનકુળ કેમ પેરશો; હો વા૦ તજી વસ્ત્ર આભુષણસાર, કુંવ૦ ૯
અહીં જમતા ભોજન ભાત ભાતના, હો વા૦ કેમ કરશો વનફળ અહારે કુંવ૦ ૧૦
તજી સજ્જા ભમર પલંગની, હો વા૦ કેમ પોઢસો પૃથ્વીમાંહી કુંવ૦ ૧૧
તારે બાળપણામાં વન કસુ હો વા૦ મારૂ વચન માની રહો અહીં, કુંવ૦ ૧૨
મારે કીધા જનમના કરમ હશે, હો વા૦ તે આવીને નડીયાં આજ, કુંવ૦ ૧૩
તે દઇવે રંગમાં ભંગ કર્યો હો વા૦ ઠરયો વન તજીને રાજ, કુંવ૦ ૧૪
વાત સાંભળી વન જવા તણી, હો વા૦ વેરે કરવત કાળજા માંય, કું૦ ૧૫
દવ લાગ્યો મારા અંગમાં, હો વા૦ હવે નાસીને જઇએ ક્યાંય, કુંવ૦ ૧૬
મારો પાપી પ્રાણ જતો નથી, હો વા૦ થશે હવે કરમના ભોગ, કુંવ૦ ૧૭

એમ કહીને રૂવે રૂદય ફાટતાં, હો વા૦ કેમ સેવાસે પુત્ર વીજોગ, કું૦વ૦ ૧૮
એવાં વચન સુણી બોલ્યા રામજીહોમાતરે, તમે ધીરજ રાખો મન સુણોસુખદાતારે. ૧૯
પાછો આવીશ થોડા દીવસમાં હો મા૦ આપો આજ્ઞા હું જાઉં વન શુણો. ૨૦
મારે આજ્ઞા પીતાની પાળવી હો મા૦ રહેવું ચઉદ વરસ વનમાંય, શુણો૦ ૨૧
અવધ વીત્યા પછી નહી રહું હો મા૦ વહેલો આવીશ નીજપુર માંય, શુણો૦ ૨૨
નવ વચન મિથ્યા કરૂં તાતનું હો મા૦ કદી પશ્ચિમ ઉગે શુર, શુણો૦ ૨૩
જેણે આજ્ઞા ઓળંગી માબાપની હો મા૦ નીસ્ચે તે નરકે જાય. શુણો૦ ૨૪
જે માતાપીતા ગુરૂદેવતું, હો મા૦ નવ પાળે આજ્ઞા વચન શુણો૦ ૨૫
તે પ્રાણી જીવતાં મુવા જાણજો, હો મા૦ અજાકંઠે જેવા સ્તન સુણો૦ ૨૬
તેનો મિથ્યા ધરમ સહુ જાણજો, હો મા૦ જેવું કપટી કેરૂં ધ્યાન સુણો૦ ૨૭
જેમ અંન દાતાનું ઉંચું મંદીર હો મા૦ જેમ લોભિયાનું તત્વજ્ઞાન; સુણો૦ ૨૮
એમ મનુષ્યદેહ તેનો મિથ્યા હો મા૦ જેવો ઉદર માંહે કમ જીવ, સુણો૦ ૨૯
જેણે માતપિતાની આજ્ઞા પાળિ, હો મા૦ શુભ સુકૃત વંત સુણો૦ ૩૦
તે માટે મેં રહેવાય નહિ, હો મા૦ જાય તાતનું સત્ય વચન સુણો૦ ૩૧
હવે આશિષ દેઇ આજ્ઞા આપો, હો મા૦ નિસ્ચે જાવું મારે વંન સુણો૦ ૩૨

વલણ

વનમાં મારે નિસ્ચે જાવું, આજ્ઞા આપો માતરે;
એવું સાંભળી કૌશલ્યાએ, કરવા માંડયો આંસુ પાતરે.

## ગોવિંદ.

### હાર.

ઓ સુજની ચાલોને રે ન્હાઈએ, આપણ ગુણ ગોવિંદના ગાઈએ, ઓ સુજની, ટેક.
સરવે ગોકુળની વ્રજનારીરે, ભખુભાણ તણી દુલારીરે;
પ્હેર્યા ચરણા ચોળીને ચીર જઇ ઉભાં છે જમનાતીર. ઓ સુજની. ૧
એના આભ્રણનો નહિપારરે, માહિ મળિયો એકાવળ હારરે;
સરવ સખીઓ મળીને ન્હાય, તેમને અંગ ઉલટ ન માય. ઓ સુજની. ૨
હરી ઉભાછે જમુનાંને કાંઠેરે, નારી નાતાં દીઠી જદુનાથેરે,
હરિયે પોપટનો વેશ કીધો, પછે હાર રાધાજીનો લીધો. ઓ સુજની. ૩
હાર ભરાવ્યો આંબલીયાની ડાળે રે, પાળે ઉભા પછી શ્રી ગોપાળરે;
જળક્રીડા કરીને નીસરીયાં, પછે આભ્રણ અંગે ધરિયાં ઓ સુજની. ૪
રાધા કરતાં તે આવ્યાં હાંસી રે, સહુ જોયાં વસ્ત્ર તપાસી રે;
તપાસ્યા તે સોળ શણગાર, નવ દીઠો એકાવળ હાર. ઓ સજની. ૫
સહુ સખી મળીને પુછેરે, હાર ગયો તે કારણ શું છે રે;
સરવે સખીયો મળી શમખાય; રાણી રાધાને ચિંતા થાય. ઓ સુજની. ૬
એક સખી બોલી રાધા પ્રત્યે રે, હાર હરિયે લીધો છે સત્ય રે;
નારી જારે પ્રભુજીની પાસે, હવે ગુણ ગોવીંદજી ગાશે. ઓ સુજની. ૭

### પદ ૨.

છબીલાજી આપોને હાર અમારો, અમને આવે ભરૂસો તમારો. છબીલાજી. ટેક.
રાધા કેરા મર્મ વચનરે, એમ બોલ્યા છે જુગજીવન રે;
એમ કહીને ભુદરજી ખીજ્યા, ચોરી કરે તેતો નર બીજા. છબીલાજી. ૧

મારા ગોકુળમાં ચોરી કરેછોરે, વ્રજનારી પુંઠે ભમેછોરે;
તુને નંદરને કૃષ્ણ ધીરે, નહિ રહેવા દઉં જમુના તીરે. છબીલાજી. ૨
રાધા કહે છે તે આપ વીચારોરે, ચોરી કરતાં ગયો જનમારોરે;
તું તો કાના જન્મારાનો જુઠો હાર આપ્યા વીના નહીં છુટો. છબીલાજી. ૩
તેતો વન વન ચારી ગાય રે, નામ ગોવાળનું કેમ જાય રે;
તુતો મહીમાખણનો ચોર, ચાર્યાં વનરાવનમાં ઢોર; છબીલાજી. ૪
રાધા કેરાં તે મર્મ વચનરે, શુણી બોલ્યા તે જુગજીવન રે;
તમને મળીયો ગોવીંદનો સ્વામી એમ બોલ્યા અંતરજામી. છબીલાજી. ૫

પદ ૩

ઓ રાધા જુઠી નાર ઠગારી, ધુતવાને આવી છું ધુતારી; ઓ રાધા૦ ટેક
નારી નદીયોનાં નીરમંગાવો રે, બહુ દેખતાં મુજને પાવોરે;
તે જો પુછે તિરથનાં પાણી, હાર તતક્ષણ આપુ આણી. ઓ રાધા. ૧
ચાર ગજની તે ત્યારી ખોદાવોરે, તેની મધ્યે અગ્ની ધીકાવોરે;
પગ પરસીને નિસરૂ બહાર, જો ચુકુ તો આપુ હાર. ઓ રાધા. ૨
માટી કેરાતે કુંભ મગાવોરે, માંહે પાટા મણીધર મુકાવોરે;
સરવે દેખે સાહેલીનો સાથ, હું ઝાલુ તે જમણે હાથ. ઓ રાધા. ૩
ધીરપતીજ કરતાં હું ચુકુરે, હાર હેલામાં આણી મુકુરે;
નથી બ્હીતો ગોવીંદનો સ્વામી પછી રાધા બોલી શીર નામી. ઓ રાધા. ૪

પદ ૪.

ભુદરજી ભુલાં શિદને ભમાવો, હાર મુકયો હોય ત્યાંથી લાવો. ભુદરજી. ટેક.
સઉ તીર્થ તમારી કાયારે, કોણ દુભે જસોદાના જાયા રે;
તારાં પ્રાક્રમ સરવે જાણે તને વેદ પુરાણું વખાણે. ભુદરજી. ૧
મંદ્રાચળનો રવઈયો કીધો રે, રતનાગર મથન કીધો રે;
પ્રભુ પાવક નહિ પરજાળે, હાર આપ્યા વિના નહી ચાલે. ભુદરજી. ૨
કાળી નાગ તેં નાથ્યો કાળારે, વિખ તાણીને નાંખી જવાળારે,
હુ તો જાણુ તમારી ઘાત, વીઠલ મ્હેલો વાહાની વાત. ભુદરજી. ૩
પ્રભુ દાવાનળ તમે પીધો રે, સર્વે દેખતાં પસળિમાં લીધો રે;
પ્રભુ પાવક કઈ પેરે જળશે, હાર આપો મારા જીવ તલસે. ભુદરજી. ૪
પ્રભુ શિદને તે રાઢ વધારો રે, હાર ઈજતે આપો હમારો રે;
હઠ મેલોને હરજી વીઠલા, ગોવીંદના સ્વામી રસીલા. ભુદરજી. ૫

પદ ૫.

રસીલા રસમાં રહ્યા છો બુડી, રંગ રેલ તણી છોળ ઉડી. રસીલા. ;ટેક.
રસે રીઝયા શ્રી વઇકુંઠનાથરે, હરીયે.ઝાલ્યો રાધાજીનો હાથરે;
રીઝયા રીઝયા શ્રી વનમાળી, રાધા સંગે લીધી કરતાળી. રસીલા. ૧
રાધા રૂપે તે દીસે રૂડી રે, ખડકે કંકણને વળી ચુડીરે;
રસે રીઝયાં રાધા રાણી; ધન્ય ધન્ય શ્રી પુરૂષ પુરાણી. રસીલા. ૨
મધ્ય રાધે કીશોર કીસોરીરે, શયામ શયામ ને રાધા ગોરી રે;
હરીયે રમવાનો રસ સ્થાપ્યો પછે હાર રાધાજીનો આપ્યો. રસીલા. ૩

હાર ગાશે જે નરને નારીરે, તેને કૃપા કરે મોરારીરે.
હરિયે પ્રેમીને રસ પાયો, હાર ગોવીંદદાસે ગાયો. રસીલા. ૪

## સતભામાનું રૂશણુ.

### કડવું ૧ લુ.

નારદ સ્વર્ગ ભોવનથી આવ્યા, એક પુષ્પ અનુપમ લાવ્યા. ૧
જઇને ભેટ ભુદરને કીધુ, હરીએ હેતે કરીને લીધુ. ૨
પુષ્પ આપ્યુછે રૂક્ષમણી નારી સતભામાને મુકયા વિસારી; ૩
નારદ સતભામા મંદીર ગયા, બેઠા માંડી સમાચાર કહ્યા. ૪
તમને નવ ગણ્યા તરણાંને તોલે, એવા વચન રૂષીરાય બોલે. ૫
મેં હે! વાત સાંભળી તમારી, દિલમાં દુખ ઉપજ્યું છે ભારી. ૬
મારી ઘેલી ધરીયે ન રોષ, શામળીએ તો પાડયો સોસ. ૭
હું તો શું કહુ તમને મુખથી, આવાં નિરધણિયાં થયાં કયાંથી. ૮
સુણી નારદજીની વાણી, ઘણા રોષે ભરાયાં રાણી. ૯
એવુ કહીને નારદજી સધાવ્યા, સાંજ પડીને શાંયળીયોજી આવ્યા. ૧૦
સ્વામી ગોવિંદજીના પુછે, નારી આતે કારણ શું છે. ૧૧

### કડવું ૨ જું,

સતભામા—આણુ આણુ મનના ભામા રાજ મારે ઘેર શીદ આવ્યા;
એમખીજી બોલ્યાં સતભામા રાજ મારે; ૧
તમે ગોવાળીઆ મત કીધી રાજ મારે.
એંઠી આહીરની છાશ પીધી રાજ મારે. ૨
તમે મરદ મુકીને થયા મેરી રાજ મારે;
મારા વહાલા મટીને થયા વેરી રાજ મારે. ૩
તમે નારીને વેશે નાચ્યા રાજ મારે;
તમે જાચક થઈને જાચ્યા રાજ મારે. ૪
આવડી રૂકમણી વાલી કીધી રાજ મારે.
મારે બાપે કેમ પરણાવી દીધી રાજ મારે. ૫
અમને વખડાં ઘોળી શે ના દીધાં રાજ મારે.
તમે વગર બોલાવ્યે બોલ્યા રાજ મારે. ૬
એમાં ગોવીંદજી શું જાણે રાજ મારે.
તેતો લીલા તમારી માણે રાજ મારે. ૭

### કડવું ૩ જું.

સતભામા—મારા વહાલા સનાદે રેજો રે મીઠા બોલા સનાદે રેજો રે,
અમસરખુ કાંઈ કામ પડે તો અળગા રહીને કહેજો; મારા વહાલા ૧
પારી જાતકની પાંખડી નારદ સ્વર્ગ ભુવનથી લાવ્યા,
હૈયામાં હોળી લગાડી પ્રાછા હોલવવા શીદને આવ્યા. મારા વહાલા. ૨
એવાં અનુપમ પુષ્પ મગાવી આપ્યાં રૂક્ષમણી રાણી;
માચા તમારી જાણી મોહનજી હેત હઇયાનાં લીધાં તાણી. મારા વહાલા. ૩
પરણ્યા પહેલી સાસરે આવી એનુ કુળ જુઓ વિચારી;

કુટુંબને આપણને કલંક લગાડી એતો નીસરી આવીછે લાડી મારા વહાલા. ૪
દ્રાવિડ દેશમાં રહેતી'તી ત્યાં કોણ :રમ ગત લાગી;
ઓછામાં એક પુરૂં કરવા એ મારે કર્મ કયાંથી ભાગી. મારા વહાલા. ૫
ક્રોધ કરી બોલ્યાં સતભામા જા જીવડલા મારા;
આ જીવ્યાથી મરવાં ભલાં કહેતાં નયણે વહે છે નિરધારા. મારા વહાલા. ૬
અમે અમારે ઘેર કૃષ્ણજી જેમ રાખશો તેમ રહીશું;
આ દુ:ખથી અધીકું પડશે તો તમને આવીને કહીશું. મારા વહાલા. ૭
કૃષ્ણ–ત્યારે બોલ્યા રશીયો જાદવપતી, ફુલ લાવીશું દાડી ;
તારા સમ જો તારે આંગણે વવરાવું કહેતો વાડી; સોહાગણ બોલોરે. ૮
હેત નાખી કમળનાં ખોલો સોહાગણ બોલે રે;
સતભામા–એક ફુલ એકલીને આપ્યું, અમે રહ્યાંજ આંખો મીચી;
મેં જાણ્યુ જે મારા નાથજી સઉને આપશે સરખું વહેંચી. મારા વહાલા. ૨
કૃષ્ણ—નારદને તો સરવે જાણે જે ઘેર ઘેર રાડ ઘલાવે;
બે ચાર ઘેર જ્યારે રાડ ઘલાવે ત્યારે અનાજ એને ભાવે સોહાગણ. ૧૦
સતભામા–નારદ રૂષી સદાએ સુખી કદી ન જુઠુ બોલે.
જેવુ હોય તેવું કહે મુખપર તમે નથી નારદને તોલે; મારા વહાલા. ૧૧
કૃષ્ણ—ત્રિકમ કહે તમે સુણો તારૂણી ઘુંઘટ ખોલો મુખ નીર
આજ શીખામણ પુરી લાગી હવે આપીશ સઉને સરખું. સોહાગણ. ૧૨
સતભામા–એવાં વચન તો જઈ કહિએ જ્યાં બાળક હોય નાનાં;
સાચું જુઠું તેતો માને પછી હુલાવ્યાં રહે છાનાં; મારા વહાલા. ૧૩
કૃષ્ણ—અલબેલો કરજોડી ઉભા જાદવ પાયરે જામા;
ગોવીંદજી કાલાવાલા કરે બહુ તોય નવ માને સતભામા. સોહાગણ. ૧૪

કડવું ૪ થું.

સતભામા–તમે છાનામાના જાઓ રાજ જાદવકુળ કયાંથી જોયું;
મારા બાપે લાંછન લોહ્યું રાજ જાદવકુળ કયાંથી જોયું,
કોઈ પરણીને કોઈ કુંવારી કોઇને ચોરી લાવ્યા;
એવાં હીણા કામ કર્યાં તે સુદરજી મન ભાવ્યા રાજ. જાદવ૦ ૧
મરજો મારા માબાપા જે, આ સુરત મન મોહ્યું.
છપ્પન કોટી જાદવ મુકી કૃષ્ણકુળ કયાં જોયું રાજ. જાદવ૦ ૨
પંડ પાપિ તો પડતો નથી ને પ્રાણ મારા નીસરજો.
મુએલાં મારાં માબાપાં મુઆજ ત્યાંથી મરજો. જાદવ૦ ૩
કઠણ કાળજુ નથી ફાટતું શી કહું મુખથી વાણી;
કાલ અત્યારે આણી તેને આજ કરી પટરાણી રાજ. જાદવ. ૪
વહાલાં તો વેરી થઇ બેઠાં દુખના ડુંગર રેલ્યા;
કરમે પેલી કયાં રાખીતી કુળના મારગ મેલ્યા રાજ. જાદવ૦ ૫
કૃષ્ણ—ત્યારે રહી રસિયોજી બોલવા રે માનીતી મુખ બોલો;
મારી મીઠા બોલી નારરે માનીતી મુજ બોલો. માનીતી૦ ૬
તારા સમજો તારા સરખી કોઈ મુજને નહિ વાલી;
જો નારી તું કહેતી હો તો સિંધુને લાવું ઝાલીરે. માનીતી૦ ૭

શાને કાજે રાડ વધારો, સાચુ કહો સતભામા;
એને હાથે એક પુષ્પ છે હું તારો ગજગામાં રે. માનીતી૦ ૮
મુખ તમારૂં ચંદ્ર સરીખુ અમૃત સરખી વાણી;
જો નારી તું કહેતી હો તો ઇંદ્રપુરી લાવુ તાણીરે. માનીતી૦ ૯
એક વાર મુખડું દેખાડો એટલુ હું તો જાચું;
જો નારી તું કહેતી હો તો ઉભો થઇને નાચું રે. માનીતી૦ ૧૦
મોહનજીએ મુગટ ઉતાર્યો અલબેલે શીશ નામી;
બેઉકર જોડી પાયે લાગ્યા ગોવીંદજીનો સ્વામી રે. માનીતી૦ ૧૧

કડવું ૫ મું.

સતભામા-તમે અણુબોલ્યા જાઓ રાજ કહાના કહેવું પડશે.
તમને રીસ ઘણેરી ચડશે રાજ કહાના કહેવું પડશે.
મામીને તમે હાથે મારી, મામાનું મુળ કાઢયું;
મામાનું ધન આવ્યું તેનું, દ્વારકામાંત વસાવ્યું રાજ. કહાના૦ ૧
નંદ જસોદાએ મોટા કીધા, મુખ તમારૂં જોતાં;
ધન લેવાને ધાયા ત્યારે, મા બાપ મેલ્યાં રોતાં રાજ. કહાના૦ ૨
પાંડવ જ્યારે થયા તમારા બહુ ભાતે વણછાડયા;
નગરમાં કઉરવને રાખ્યા, પાંડવને વન કાડયા રાજ. કહાના૦ ૩
પ્રાર્થના કરતી પંચાળીને, શોકાતુર બહુ કીધી,
પાસ રહીને પાતળીયાજી, તેની લજ્જા લીધી રાજ. કહાના૦ ૪
મોટા સઉ મહા જીદ્ધા; રહયાજ તમથી હારી;
ઇંદ્રાદિક સરખા હાર્યા તો નારી કોણ બિચારી રાજ. કહાના૦ ૫
ગોવાળીયા થઇ ગાયો ચારી. છાશ આહીરની પીધી;
કળા નારીને રીઝવવાની. કયાંથી શીખી લીધી રાજ. કહાના૦ ૬
લાજ શરમ નવ તમને લાગે, હું તો તમથી લાજું,
ઝાઝાં લાંછન જોઈ તમારાં, દિલમાં હું તો દાઝું રાજ. કહાના૦ ૭
ઘેર તમારે આવ્યે મારા કુળને લાગી ખામી,
જાઓ જાઓ કાંઈ કહેતી નથી, ગોવીંદજીનો સ્વામી રાજ. કહાના૦ ૮

કડવું ૬ ઠું.

મારો વહાલો અટળક ઢળીયા રે; સમ ખાય સાંમળિયો;
કૃષ્ણ—લોઢાના ગોળા ધીકાવો. તે કરમાં હું સાહું.
તાતુ તેલ કરાવો તેમાં કહોતો બેશી નાહું રે. સમ ખાય૦ ૧
વનિતા કહો તો વિષધરને, હું ઝડપથી હાથે ઝાલું;
અંગારા ધીકાવો એમાં, ચતુરા કહો તો ચાલું રે. સમ ખાય૦ ૨
માનની હોય મરજી તો મુકો, હું માળા ઉપાડું;
પતિજ મારી ન આવે હું એવા સોગન ખાઉં રે. સમ ખાય૦ ૩
સતભામા—જળ અગ્નીને તેલ તાતામાં, સઘળી વાતે પુરા;
શા સોગન ખવરાવું તમને? એકે નથી અધુરા રાજ, સમ ખાય૦૪
ગંગાજળ ઝારી મંગાવો, તે કરમાં લ્યો જાણી;
કોઈ દહાડો એવું ના કરવું, તેનું મુકો પાણિ રાજ સમ ખાય૦ ૫

કૃષ્ણ—ઇંદ્રવૃક્ષ અહીંઆં લાવું ત્યાં, શુધી અનની બાધા;
ગોવીંદના સ્વામીએ ત્યાં, સાચા સોગન ખાધારે. સમ ખાધ૦ ૬

કડવું ૭ મું.

બોલ્યા બોલ્યાં સોહાગણ બોલ્યાં રે,
હેત નાભી કમળનાં બોલ્યાં સોહાગણ બોલ્યાં રે;
સતભામા—આવો મારા મંદિરીઆમાં શું બેઠા છો છેલા ?
બળી પેટની હું બોલી છું, થાઓછો મનના મેલા,
વહાલામાં વઢવાડ કરી નથી, રસિયા રોષ ન ધરિયે;
મોહનજીના મુખડા ઉપર વારી વારી મરીયે. સોહાગણ૦ ૨
ચઉદ લોકના નાથને મેં તો, અસત્ય કહિ બહુ વાણી;
વચન વદવાં વીચારીને, સતભામા ભરે નેત્ર પાણી. સોહાગણ૦ ૩
ત્રિભુવનપતી દુખ પડે તમથી, કહો કેને તે કહીએ ?
નથી અમારૂં અહિયર પાસે, ત્યાં જઈ વાસો રહીયે. સોહાગણ૦ ૪
કાલે આવ્યાતા નારદજી; સાચુ જુઠું કીધુ;
તેથી ત્રિભુવનપતી તમને, મેં થોડુ દુખ દીધુ. સોહાગણ૦ ૫
ઉઠો નાથજી પલંગ પધારો, ચુવાચંદન ચોળુ,
કાળજડાની કોર હું તમને વીજણલે વા ઢોળુ. સોહાગણ૦ ૬
આ રૂષણ શિખી સાંભળીને, નરનારી કોઈ ગાશે;
નિરમળ ચીતે સાંભળવાથી, પાપી પાવન થાશે. સોહાગણ૦ ૭
સતભામા પણ મનની ભોળી, રસવાધ્યા નરનારી;
ગોવીંદજીના સ્વામી સંગ, તેણે લીધી તાળી, સોહાગણ૦ ૮

રૂપીરાજનાં પદ.

પદ રાગ ગોડી.

ચાલ હમારી ચાલો, હમારા હોય તે ચાલ હમારી ચાલો, ટેક૦
છત્રીસ પાખંડ સર્વે તજીને જુનો મારગ ઝાલો. હમારા૦ ૧
જે મારગે સનકાદિક સંચર્યા, પ્રેમ તણો પીને પ્યાલો. હમારા૦ ૨
જે મારગે સામો આવે સામળીઓ, નટવર નંદજીનો લાલો હમારા૦ ૩
જે મારગે પાંચ પાંડવ પરવર્યા, ઝાલ્યા ભજનનો ભાલો. હમારા૦ ૪
જે મારગે કરવીર બોલવું, બળવંત લક્ષમણ બાળો. હમારા૦ ૫
જે મારગે હરિ ભરપુર ભાસે, ઠામ ન દીસે ઠાલો. હમારા૦ ૬
જે મારગે રૂપિરાજકો વાહેમો, વાલાથી લાગશે વાલો. હમારા૦ ૭

પદ રાગ ગરબી.

માયા માયા કરતો મુરખ, ઠામ ઠરી ના બેઠોરે;
સંત સભામાં સ્નેહ ન રાખ્યો, પાપ સભામાં પેઠોરે. ટેક.
અલ્પ જીવની આશા લાંબી, કૌતક આતે કેવુંરે;
ફાંસી દેતાં ચડયું ફુલેકું, આ જીગતનું સુખ એવુંરે. ૧
તરૂવર ઉપર મધનું ટીપું જીભડી જુઠી થાશેરે;
વરણાગીમાં વાંકા ચાલે, જમડા ઝાલી જાશેરે. ૨

કીડા વણુદ કુતરૂ દોડે, જપે નહી તે ક્યારેરે;
વિષય વણુદ વલખાં વિશે, ડુબ્યો દુખના દરીયેરે. ૩
કલાલે કલ્લાલ ધરનો ઉંદર, દારૂપીને ડાહ્યોરે;
ઝડપ કરીને મનિયે ઝાલ્યો ફાડી કાળજ ફોલેરે. ૪
ભાદરવાનો ભીંડો તે તો વિલાઇ જાશે વહેલોરે;
ધન જોબનમાં ધમ ધમાટમાં, ગરવ કરે તે ઘેલોરે. .
ખારા જળમાં ખુટલ પ્રાણી, મુરખ જળ દેખી મોહયોરે;
રૂપિરાજની શીખ ન રાખી, અજગર આંચળ દોહયોરે. ૬

ગરબી.

આવો ઓરા છેલછબીલા ગીરધારી;
પ્યારી લાગે છે મુરતી તમારીરે. ટેક.
પ્રીતમ તમ થકી મારે પ્રીતડી બંધાણી;
વાલા તમો હાથે વેચાણીરે. પ્યારી લાગે છે૦ ૧
માયા લાગી છે મને તમ થકી માવા;
નહીં લોચનીયાં દેઉ જાવારે. પ્યારી લાગે છે૦
પ્રીતડી કરી મેં તો તમ થકી પુરી,
એક તીલભર નહી અધુરીરે. પ્યારી લાગે છે૦
રૂપિરાજ તણા નાથ તમ સંગે તેડો;
માથે નાંખ્યો છે હવે છેડોરે. પ્યારી લાગે છે૦

પદ રાગ લાવણી, જમના ઝપાટા વિષે,

જબરો કાળ ઝપાટોરે માથે મરણ બીક છે મોટી જબરો૦ ટેક
જંતર જાણો મંતર જાણો તંતર જાણો ટાળા;
મહોત બડો મરદાન મરદ જ્યાં ધ્રુજી પડે ધારાળા, જબરો૦ ૧
વૈદ બોલાવો વૈદ બોલાવો કરો ઉકાળો કુટી;
ખુટી તો જરૂર ખુટી ખુટીની નહી બુટી. જબરો૦ ૨
બુઇરૂં બોદા શીખો શરોદો તત્વ વિચારો તાજાં;
નહિ બેદમા દહાડી રમો પણ વળશે ઉંધાં વાજાં. જબરો૦ ૩
જોશ જુઓ નિરદોષ ભણીને કોશ શુકનના કાઢો;
જમકિંકરનો અજબ ઝપાટો ગજબ કરી દે ગાઢો. જબરો૦ ૪
વેશ ઉતારો કેશ ઉતારો દેશ ઉતારો દુજે;
પકડે આવી મહોત પલકમાં જીવલડો શું સુજે; જબરો૦ ૫
રોટી બદલો ચોટી બદલો લોટી બદલો લાખો;
દરદે મરદને મરધ કરી દયે મહોત મરદ છે આખો. જબરો૦ ૬
ધરમ ધરો અધરમને મેલી ખાંતેથી લ્યો ખેલી;
રૂપિરાજ રઘુનાથ વિના નથી કોઇ બરાબર બેલી. જબરો૦ ૭

પદ ૨

નિસ્ચે રહેવું નથીરે માથે મહોત ઝપાટો મારે, નીસ્ચે૦ ટેક
ફુલ્યા ફુલ્યા શુંરે, ફરોછો જુઓ વીચારી જગમાં;
વણસતાં કાંઇ વાર ન લાગે રોગ ભરયો રગરગમાં. નિ૦ ૧

હાટ ભરો ધન માટ ભરો મન ધાટ કરો ભલે મ્હોટા;
પાઠ ઠાઠ સહુ ધાટ પળ પાણી તણા પરપોટા. નિ૦ ૨
ઝગ ઝગ ઝગ મેવાડી મોળીયા ઝગ ઝગ દિપે ઠમલા;
લાકડાની ચેહચો લાગી થયા ધુળના ઢગલા. નિ૦ ૩
ડાપણ ડાહ્યા કોમળ કાયા ઉઠયા પલકમાં એતો;
કેઠા મહોરે વાર નથી કાંઇ ચુંપ કરીને ચેતો. નિ૦ ૪
કાશી વાસી અતી ઉદાસી જંગલવાસી જોગી;
કાળ ઝપટમાં ચુપ થયા કઇ ભાત્ય ભાત્યના ભોગી. નિ૦ ૫

પદ ૧ રાગ ગરબી.

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે;
પાણી પહેલી બાંધી લેને પાળરે, ઉંઘ તને કેમ આવે. ૧
નથી એકે ઘડાનો નીરધારરે, ઉંઘ તને કેમ આવે;
આતો સુપના જેવો સંસારરે, ઉંઘ તને કેમ આવે. ૨
અલ્યા એળે ખોયો અવતારરે, ઉંઘ તને કેમ આવે;
તારા માથે ભમે છે જમનો મારરે, ઉંઘ તને કેમ આવે. ૩
તારા મનનું ધાર્યું થશે ધુળરે, ઉંઘ તને કેમ આવે;
ચાર તોલાં છે મણમાં ભુલરે, ઉંઘ તને કેમ આવે. ૪
ફરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને કેમ આવે;
થોલ આવેલું થાય છે કથોલરે, ઉંઘ તને કેમ આવે. ૫
જોતાં જોતાં આયુષ્ય ખુટિ જાયરે, ઉંઘ તને કેમ આવે;
તારા ડાપણમાં લાગી લાયરે. ઉંઘ તને કેમ આવે, ૬
કાંઠે આવેલું બુડશે ઝાઝરે, ઉંઘ તને કેમ આવે;
તારે કાજે કહે છે રૂષિરાજરે, ઉંઘ તને કેમ આવે. ૭

પદ ૨ રાગ ગરબી.

આભડશેઠમાં બુડયું બધું અંગરે, સારૂં થાય શી રીતે;
નથી નહાતો ગોદાવરી કે ગંગરે, સારૂં થાય શી રીતે. ૧
દેવ મંદીરમાં નથી કર્યા દિપરે, સારૂં થાય શી રીતે;
નથી કરતો તું ટેલિયાની ટીપરે. સારૂં થાય શી રીતે. ૨
નથી ચપટી કરાવ્યા ચાલરે, સારૂં થાય શી રીતે;
ખાવા તાકે મફતના માલરે, સારૂં થાય શી રીતે. ૩
દેવ દરશનનું નિત્ય નથી નેમરે, સારૂં થાય શી રીતે;
આખી પૃથવીના હોરી લીધા વેમરે, સારૂં થાય શી રીતે. ૪
નથી વાવરતો દેવની દસુંદરે, સારૂં થાય શી રીતે;
નથી વાવરતો વિપ્રની વિસુંધરે, સારૂં થાય શી રીતે. ૫
નથી દીધાં તીરથમા દાનરે, સારૂં થાય શી રીતે;
નથી આપ્યાં અતીથી માનરે, સારૂં થાય શી રીતે. ૬
નથી કરતો તું ખળાની ખેરાતરે, સારૂં થાય શી રીતે;
રૂષિરાજની ન રાખી રૂડે વાતરે, સારૂં થાય શી રીતે. ૭

સમાપ્ત.

ગોસ્વામી તુલસીદાસજીનું વિશ્વવિખ્યાત.

# તુલસીકૃત રામાયણ.

મુળ દોહા, ચોપાઇ, સોરઠા વગેરે ગુજરાતી લીપીમાં અને સરલ રસીલી ગુજરાતી
ટીકા સાથે સ્વચ્છ અક્ષરોમાં રોયલ ૮ પેજી મોટું કદ પૃષ્ટ ૧૧૪૦
સુંદર સોનેરી પાકું પુંઠું નવ ચીત્રો જુદી જુદી જાતના રંગો સહીત.

શ્રી રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે, ઇતિહાસનો ઇતિહાસ છે અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષર અક્ષરે રસમય બનેલું વાર્તામય વાચન છે. વળી તેને સમર્થ મહાત્મા તુલસીદાસજીએ એવી રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃતપાન કરતાં કરતાં ભક્તોનાં હ્રદય ડોલવા લાગે છે. અને ભક્તિરસથી ઉછળીને ઉભરાઇ જાય છે.

એ ઉપરાંત ગુજરાતી ભાઇઓની સગવડ ખાતર આ પુસ્તકનો મુળ હિંદી ભાગ પણ ગુજરાતી અક્ષરોમાંજ છપાવેલો છે અને બહુ સાદી રસીલી ટીકા આપેલી છે એથી બાળક અથવા વૃદ્ધ, સામાન્ય શીખેલા અને સાક્ષરો બધા એક સરખી રીતે તેનો સંપૂર્ણ લાભ લઇ શકે તેમ છે આટલી બધી મહેનત લેવા છતાં કહી શકીયે છીએ કે આવું ઉત્તમ અને મોટું પુસ્તક આટલી બધી સસ્તી કિમ્મતમાં ગુજરાતી ભાષામાં બીજું કોઇપણ પ્રસિદ્ધ થયુંજ નથી. જેની કિમત પહેલી આવૃત્તિ વખતે રૂ. ૪-૮-૦ હતી તે ઘટાડી.

| | કિમત. | તપાલ ખર્ચ. |
|---|---|---|
| ઉત્તમ ગ્લેજ કાગળ પાકું સોનેરી પુઠું | રૂ. ૩-૦-૦ | ૦-૧૦-૦ |
| રફ કાગળ પાકું સોનેરી પુઠું. | રૂ. ૨-૮-૦ | ૦—૮-૦ |

---

શ્રી ભક્ત શિરોમણી.

# ભજન ભંડાર.

આ પુસ્તકમાં ઉત્તમ ભજનો કેવળ ઇશ્વર ભક્તિનાં પદો આદિનો સંગ્રહ છે તેમાં નીચે પ્રમાણે ભકતોનો સંગ્રહ છે.

ગણપતીની સ્તુતી, શિવ સ્તુતી, રણછોડજીની સ્તુતિ, તુલસીદાસ, રામદે પીર, રણછોડ, સુબો, સુરદાસ, જીવણ, મીરાં, કબીર, ભોજલ, મુળદાસ, પ્રીતમદાસ, દ્વારકો, ધીરો, રવીદાસ, દેવો, નાનકદાસ, ગણપત, જેઠીરામ, ગોરખનાથ, હરદાસ, હોથી, અખો, તોળી રાણી, નિરમળદાસ, રૂખીરાજ, કચ્છી-કાફીઓ, નિષ્કુળાનંદ, છોટમકૃત, બોજો ભક્ત, મીરાંદીન, જાલંદર, પરચુરણ.

ઉપર પ્રમાણે ઉત્તમ સોનેરી પુંઠાવાળું પુસ્તક છતાં કીમત રૂ ૧-૦-૦ છતાં ઘટાડેલી કિંમત રૂ ૦-૧૨-૦

---

# કાવ્ય કુસુમાકર.

આ પુસ્તક એક વિદ્વાન કવિએ સમય પરત્વે બનતો કવિતાનો પચીસ વર્ષનો સંગ્રહ કરી "કાવ્ય કુસુમાકર" નામ રાખવામાં આવ્યું છે, જેમાં ૧૪૦ ઉત્તમ કવિતાઓનો સંગ્રહ છે. ડેમી ૧૨ પેજી ૬૦૦ પૃષ્ઠનું કિંમત રૂ. ૪-૦-૦ છતાં હમણાં ઘટાડેલી કિંમત રૂ. ૨-૦-૦ છે.

મળવાનું ઠેકાણું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.